# સાધ્યને માર્ગે

: લેખક :
મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ
સોલિસિટર–નોટેરિ પબ્લિક.

# સાધ્યને માર્ગે

[ શ્રી જૈન ધર્મ પ્રકાશ માસિકમાં
પ્રકટ થયેલા છૂટા લેખોનો સંગ્રહ ]



: લેખક અને સંગ્રાહક :

મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ
સોલિસિટર અને નોટેરિ પબ્લિક.

. ૧૯૯૬ ]  [ સને ૧૯૩૯

# સાધ્યને માર્ગે

[ શ્રી જૈન ધર્મ પ્રકાશ માસિકમાં
પ્રકટ થયેલા છૂટા લેખોનો સંગ્રહ ]




: લેખક અને સંગ્રાહક :

મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ
સોલિસિટર અને નોટેરિ પબ્લિક.



સં. ૧૯૯૬ ] [ સને ૧૯૩૯

પ્રકાશકઃ—

મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ
મલબાર વ્યુ,
ચોપાટિ સિ ફેસ–મુંબાઈ.

મૂલ્ય : ૦—૮—૦

મુદ્રકઃ—

ધીરજલાલ ટોકરશી શાહ.
જ્યોતિ મુદ્રણાલય,
જુમામસીદ સામે, અમદાવાદ.

# પરિચય

લેખોના અનેક પ્રકાર છે: સામાજિક, નૈતિક, રાજકીય, ધાર્મિક લેખો પૈકી કેટલાક તત્ત્વજ્ઞાનને લગતા હોય, કોઇ નૈતિક અને ધાર્મિક મિશ્ર હોય અને કેટલાક માત્ર આત્મદૃષ્ટિએ લખાયલા હોઇ યોગ અથવા અધ્યાત્મના વિષયને સ્પર્શ કરનારા હોય.

યોગ કે આત્માને લગતા વિષયો લખવામાં કેટલીકવાર આત્મસન્મુખતા હોય છે અને કેટલીકવાર માત્ર લખવાની શક્તિપ્રાપ્તિની માન્યતા પર આધાર રાખી જનરંજન ખાતર પણ લેખો લખાયલા હોય છે.

કોઇ વખત સુખી ક્ષણે આંતર સન્મુખતા થાય ત્યારે અંદરની પ્રેરણાથી લેખો લખાઇ જાય છે. એવા લેખો લખનાર પોતે વાંચે ત્યારે થોડો વખત એને પણ શાંતિ થાય છે અને જીવનની મીઠી ઘડીઓનાં સોણલાંની સ્મૃતિ તાજી થાય છે.

આવા કેટલાક લેખો આંતર પ્રેરણાથી લખાઇ ગયા છે—એનો અત્ર સંગ્રહ કર્યો છે. એની સાથે લેખન સંવત બતાવવાનો હેતુ પ્રેરણાના વિકાસનો મારા મન પર ખ્યાલ રહે તે હોઇ, જાહેર પ્રજાને તે બહુ ઉપયોગી નથી.

મારા લેખોને મારી સગવડ ખાતર મેં છ વિભાગમાં વહેંચી નાખ્યા છે. આ સંગ્રહમાં મેં બનતા સુધી (૧–૧) અને (૧–૨) વિભાગના લેખોજ દાખલ કર્યા છે. આ આખા સંગ્રહમાં માત્ર આત્મદૃષ્ટિને જ નજરમાં રાખી છે, એમાં સામાજિક કે ચર્ચાત્મક લેખ એક પણ નથી અને એકાદ અપવાદ સિવાય લગભગ સર્વ લેખો જૈન કે જૈનેતર આનંદથી વાંચી શકે એવા હોઈ, જાહેર પ્રજાને સાદર અર્પણ કર્યા છે.

આ લેખોમાં વિવિધતા તો છે, પણ લગભગ દરેકની પાછળ આંતરદશા સન્મુખ થવાની તાલાવેલીની ભાવના હોઇ, એ સંગ્રહનું નામ '**સાધ્યને માર્ગે**' રાખ્યું છે. સાધ્ય તો સર્વનું એકજ હોઇ શકે: આ જંજાળમાંથી મુક્ત થઈ અનંત આનંદનું સામ્રાજ્ય પ્રાપ્ત કરવું અને નિર્વિકાર દશામાં રહી સુખ દુઃખ કે રાગદ્વેષાદિ દ્વંદ્વોનો સર્વથા ત્યાગ કરવો અથવા તે પર વિજય પ્રાપ્ત કરવો. આ 'સાધ્ય' ને 'માર્ગે' વધતાં કેવી કેવી વિચારણા થાય, તે મારા શબ્દોમાં જૂદે જૂદે પ્રસંગે વ્યક્ત કરી છે, અને સ્વપરહિતની નજરે અત્ર તેનો સંગ્રહ કર્યો છે.

'સાધ્યનો માર્ગ' સહેલો પણ નથી અને વિકટ પણ નથી, પણ એ રસ્તે ચઢવા માટે અંદરનો પાકો નિર્ણય કરવાની જરૂર છે. એની કોઇ કોઇ ચાવીઓ મળી જાય તો પ્રયાસ કરવા યોગ્ય છે અને સફળ થાય તો ખાસ આદરણીય છે. એવા માર્ગે જવાની ભાવનાકાળે મુમુક્ષુ તરીકે મને કોઇ કોઇ સ્ફુરણાઓ થઇ તે નોંધી રાખી છે અને તેનો અત્ર

સંગ્રહ કર્યો છે. એમાં વિરોધ નહિ આવે, પણ જૂદાં જૂદાં દૃષ્ટિબિન્દુઓને સમજવાં તો પડશે. એમાંથી કોઈ ઉપાદેય તત્ત્વ પ્રાપ્ત થાય તો લેખકનો પ્રયત્ન સફળ થવા સાથે જિજ્ઞાસુને લાભ થશે અને તે નિમિત્તે લેખકના પ્રયત્નને કાંઈક બદલો મળશે. આમાંનો કોઈ પણ લેખ સાહિત્યની દૃષ્ટિએ લખાયલો નથી. એમાં જ્ઞાનને બતાવવાનો આશય હતો નહિ અને હોઇ શકે નહિ. સાહિત્યને અને આત્મદૃષ્ટિને ખાસ વિરોધ નથી, પણ સાપેક્ષદૃષ્ટિએ નજર કઇ રહી છે તે પર ખાસ ધ્યાન ખેંચવાની જરૂર જણાય છે. આ લેખો ઉતાવળથી વાંચવામાં લાભ નથી અને વાંચીને સાહિત્યનજરે ટીકા કરવા લાયક પણ નથી. એમાં આદરણીય તત્ત્વ જણાય તે જીવવા લાયક છે અને તે દૃષ્ટિએ લેખો વાંચવા ખાસ વિજ્ઞપ્તિ છે. આત્મિક વિચારણામાં દેખાડો કરવાને કે વિદ્વત્તાનો આડંબર કરવાને સ્થાન નથી અને તે રીતે એ લેખો ઉપર વિચારણા થાય તે આત્મહિત ખાતર જરૂરી છે. આ સંગ્રહ નવલકથાની રીતે વાંચવો નહિ કે રેલવે કે ગાડીમાં બે પાનાં વાંચ્યાં ન વાંચ્યાં અને બીજી ખટપટ કે વાતોમાં પડી ગયા—તે રીતે વાંચવાનો નથી. શાંત સમય, શાંત વાતાવરણ અને મનની સ્થીરતા હોય ત્યારે વાંચી તે પર વિચાર થશે તો તેમાંથી કાંઈક પ્રેરણાત્મક તત્ત્વ મળી શકશે એવી લેખકની માન્યતાને પરિણામે આ સંગ્રહ સાદર કરવામાં આવે છે. આટલી વાતો કરી જનતાને વિજ્ઞપ્તિ કરૂં છે કે આ લેખોમાં પુનરાવર્તન દેખાય તો ક્ષમા કરવી. લેખો જૂદે જૂદે વખતે લખાયલા છે, એટલે એના સંગ્રહમાં પુનરૂક્તિ દેખાય તો તે ક્ષંતવ્ય ગણાવા અભ્યર્થના છે.

આ સર્વ લેખો શ્રી જૈન ધર્મ પ્રકાશ માસિકમાં છપા

ચલા છે તેમાંથી તારવી કાઢયા છે. એ લેખોની પાછળ એક જ ભાવના જણાશે અને એ સર્વનો સાર એકાદ વાકયમાં મેળવી શકાય તેમ છે અને તે શોધી કાઢવા વાચકવર્ગને વિજ્ઞપ્તિ છે. લેખોમાં પણ તે ભાવ અવારનવાર વ્યક્ત થઈ ગયો છે. આ જીવનનું રહસ્ય પ્રાપ્ત કરવા અને તેનું સાફલ્ય કરવા માટે **પોતાનું** શું છે અને **પારકું** શું છે તેની શોધ કરવી અને આંતર **પરિણતિ નિર્મળ** રાખવી એમાં સર્વ લેખોની પાછળની ભાવનાનો સમાવેશ થઈ જશે. એ વિષય ઘણો વિશાળ છે અને છતાં એક વાકયમાં સંકેલી શકાય તેવો છે. એને ઘણાં દૃષ્ટિબિન્દુથી વિચારવાની જરૂર કષ્ટસાધ્ય જીવો માટે છે અને આપણામાંના ઘણાખરા એ વર્ગના હોઇ એને કોઈ ઉપયોગી વિચારપ્રવાહ મળે તો તે સુયોગ્ય છે એમ વિચારી આ સંગ્રહ તૈયાર કર્યો છે.

આવા લેખો લખવાની મારી યોગ્યતા કેટલી ઓછી છે તે હું સારી રીતે સમજું છું. મને અનેકવાર લાગ્યું છે કે ઘણીવાર મેં નાને મ્હોઢે મોટી વાતો કરી છે. એમ કરવામાં મારી કોઇ કોઈ સુખી ક્ષણો માટે મારી જાતને ધન્ય માનું છું. લેખ લખનારમાં એવી વાતોમાંનું કાંઈ છે કે નહિ તે જોવા કરતાં વિચારમાં કાંઈ **માર્ગદર્શન** છે કે નહિ એ નજરે લેખો વિચારાય એમ હું ઇચ્છું છું. મારી તાકાત બહારની ઘણી વાતો મેં કરી છે એનો સ્વીકાર કરતાં મને જરાપણ સંકોચ નથી. જેમ ઉપમિતિ કથામાં વિમળાલોક અંજન (જ્ઞાન), તત્ત્વપ્રીતિકર પાણી (દર્શન) અને મહાકલ્યાણક ભોજન (ચારિત્ર) જાર્યાં છે તેમ આમાં ક્રિયાનાં રહસ્યો અને અનુભવનાં સ્ફુલિંગો સંસ્પર્શ્યાં છે

અને ઉક્ત કથા એના મહાન લેખક શ્રી સિદ્ધર્ષિ પર ઉપકાર કરવા સારૂ વાંચવા સાંભળવા એમણે વિજ્ઞપ્તિ કરી છે, તેમ આ લેખો મારા પર ઉપકાર કરવા વાંચવા વિજ્ઞપ્તિ છે.

આ સંગ્રહમાં ૨૫ લેખો છે. એમાંના ઘણાખરાને શ્રી જૈન ધર્મ પ્રકાશના તંત્રીએ વાર્ષિક અનુક્રમણિકામાં નૈતિક લેખોની કક્ષામાં મૂક્યા છે. એ વાત મને સમીચીન લાગે છે. એમાં અચળ જૈન સિદ્ધાંતને વાંધો આવે તેવી એક વાત ન આવે એની ખાતરી તો એનું જૈન ધર્મ પ્રકાશ માસિકમાં સ્થાન છે, પણ તે ઉપરાંત એમાં વ્યવહાર અને નીતિનું મિશ્રણ એવી રીતે થયું જણાય છે કે એને 'સાધ્યને માર્ગે' ઉપનામ મળે તો એની સાર્થકતા નામાભિધાનમાં થાય છે એમ મને લાગે છે. નીતિ અને ધર્મને વિરોધ તો હોય જ નહિ એતો સામાન્ય વાત છે, પણ નીતિની ઉત્કૃષ્ટ હદે ધર્મના અંતરમાં પ્રવેશ ઠેઠ સુધી થઈ શકે છે એ જૈન ધર્મનું અનેકાંત સ્વરૂપ સમજનારને જણાવવાની ભાગ્યેજ જરૂર હોય.

વારંવાર મનન કરી આ લેખો વાંચવા વિજ્ઞપ્તિ છે. અત્યારે વાંચનની એટલી દિશાઓ ઊઘડેલી છે અને ઊઘડતી જાય છે કે એમાં વારંવાર વાંચન કરવાનું સૂચવવું એમાં પણ ધૃષ્ટતા લાગે છે; છતાં અમુક દૃષ્ટિ નજરમાં રાખી ધૃષ્ટ ગણાવાના ભોગે પણ એવી વિજ્ઞપ્તિ કરૂં તો કૃપા કરી તે તરફ લક્ષ્ય આપવું અને ધૃષ્ટતા માટે ક્ષમાયાચના કરૂં તેને સફળ કરવી.

મહુવા નિવાસી શ્રી વનમાળીદાસ રાયચંદ વારૈયાના

ધર્મપત્ની ગં. સ્વ. લક્ષ્મીબાઇએ આ પુસ્તકપ્રકાશન માટે ઔદાર્ય બતાવી શ્રી વનમાળીદાસના નામ સાથે તેને જોડવાની ઇચ્છા બતાવી તેથી આ લેખસંગ્રહ તૈયાર કરવા મને પ્રેરણા થઇ છે. પ્રેરણા માટે તેમનો આભાર માનું છું. આ સંગ્રહ જનતામાં આદર પામશે તો સૌજન્યના વિષય પર એક શ્લોકના વ્યાખ્યાનમાં મેં બાર લેખો લખ્યા છે તેને પ્રકાશન કરવાની યોજના કરીશ. એ સંગ્રહ આનાથી દોઢા થવા સંભવ છે. સદર સર્વ લેખો પણ ઉપર્યુક્ત માસિકમાં પ્રકટ થયેલા છે. અવકાશે એ કાર્ય હાથ ધરવાની ભાવના છે.

બાકી આવા નાના સંગ્રહમાં ઉપોદ્‌ઘાત કે પ્રસ્તાવના શું હોય? આમુખ દ્વારા જરૂરી પરિચય કરાવવાની રીતિનો સ્વીકાર કરી આ સંગ્રહ જનતાને સાદર કરવાની રજા લઉં છું.

મુંબઇ, ચોપાટિ સિ. ફેસ. મલબાર વ્યુ
પોષ દશમી સં. ૧૯૯૬

મોતીચંદ



# વિષયાનુક્રમ.



શ્રીયુત્ વનમાળીદાસ રાયચંદ વારૈયા

જન્મ: જેઠ સુદ ૧, ૧૯૪૪ ] [ દેહોત્સર્ગ: માગશર સુદ ૧૪ સં. ૧૯૮૬

# શ્રીયુત વનમાળીદાસ રાયચંદ વારૈયા



ભાવનગર સ્ટેટના મહુવા શહેરમાં તેમનો જન્મ સં. ૧૯૪૪ના જેઠ સુદ ૧ ને રોજ થયો હતો. તેમની પંદર વર્ષની વય થઈ ત્યારે તેમના પિતાશ્રીનું અવસાન થતાં કુટુંબચિંતા તેમના માથા પર આવી પડી, એટલે અભ્યાસ છોડી એમણે નિર્વાહના સાધનો શોધ્યાં. શરૂઆત પંદર રૂપીઆના માસિક પગારની નોકરીથી કરી, આપબળે વધતા ગયા. શેઠ મીઠાભાઇ નથુભાઇના એક્સપોર્ટ ઇમ્પોર્ટ ખાતામાં ભાગીદારી થઇ અને ત્યાં તેમણે પોતાની કુદરતી ચાલાકી અને ચીવટ સાથે પ્રમાણિક વ્યવહારના અનેક દાખલાઓ બતાવ્યા, વ્યાપારી તરીકે સારી નામના મેળવી અને એ રીતે પોતાનો યશ દીપાવ્યો.

એમનો સ્વભાવ ખૂબ પ્રેમાળ હોઇ, એ અનેકને મિત્રો કરી શકતા હતા અને સ્પષ્ટવકતા હોઇ સાચી વાત નિઃખાલસ દીલે કહેવામાં જરાપણ સંકોચ ન રાખતા. જીવનલીલાને વિસ્તર્યાંને અનેક વર્ષો વીતી ગયાં, છતાં તેમના સંબંધી અને મિત્રો તેમને હજુ પણ યાદ કરે છે એ તેમની સંબંધ બાંધવાની અને જાળવવાની રીતિ દાખવે છે.

એક મનુષ્યની ગણના કરવામાં તેનો શોખ કેવા પ્રકારનો હતો તે અગત્યનું સ્થાન ભોગવે છે. શ્રી વનમાળીદાસને આનંદઘનજીના પદો અને અધ્યાત્મ વિષય તરફ ખૂબ તાલાવેલી લાગેલી હતી અને તેઓની અંત અવસ્થા દરમ્યાન જેમણે તેમને પદો બોલતા સાંભળ્યા તેઓ તેમની હૃદયમર્મજ્ઞતા સમજી શકયા હતા. વ્યાપારીનું સરળ જીવન, સગાં સંબંધીનું કાર્ય કરવાની ભાવના, પ્રમાણિક જીવન જીવવાની તમન્ના અને યોગ અધ્યાત્મના પુસ્તકોનુ મનનપૂર્વક વાંચન-એ સર્વ સાદા પણ સાધ્યલક્ષી જીવનને

બરાબર સૂચવે છે. તેઓને જે વિષયો ગમતા હતા તેવા વિષયો-લેખોનું પુસ્તક તેઓના નામ સાથે જોડાય એ એક રીતે તદ્દન યોગ્ય હકીકત જણાય છે. તેઓ સ. ૧૯૮૬ના માગશર સુદ ૧૪ને રોજ યોગપદો ગાતાં ગાતાં દેહમુક્ત થયા અને પોતાની પાછળ બે પુત્રી વૃધ્ધ માતા અને પત્નીને મૂકી ગયા. આ રીતે બેંતાલીશમાં વર્ષમાં તેમનો દેહવિલય થયો. અનંત શક્તિના આત્માને તો જન્મ મરણ નથી. બાકી શરીર છૂટી જાય તો વ્યવહાર નજરે 'મરણ' કહેવાય. આવા સ્વશક્તિથી વધેલા યુવકનું જીવન વ્યવહારદૃષ્ટિએ સુયોગ્ય ગણાય અને સાધ્યને માર્ગે પ્રગત ગણાય. તેમના આત્માને શાન્તિ મળો.

મતિમત એમ વિચારોરે, મત મતીયનકા ભાવ
મતિમત એમ વિચારો રે.

વસ્તુગતે વસ્તુ લહોરે, વાદવિવાદ ન કોય;
સૂર તિહાં પરકાશ પિયારે, અંધકાર નવિ હોય. ૧

રૂપરેખ તિહાં નવિ ઘટેરે, મુદ્રા ભેખ ન હોય;
ભેદજ્ઞાન દૃષ્ટિ કરી પ્યારે, દેખો અંતર જોય. ૨

તનતા મનતા વચનતા રે, પર પરિણતિ પરિવાર;
તનમનવચનાતિત પિયારે, નિજ સત્તા સુખકાર. ૩

અંતર સુદ્ધ સ્વરૂપમેં રે, નહિ વિભાવ લવલેશ;
ભ્રમઆરોપિત લક્ષથી પ્યારે, હંસા સહત કલેશ. ૪

અંતર્ગત નિહચે ગહીરે, કાયાથી વ્યવહાર;
ચિદાનંદ તવ પામીએ પ્યારે, ભવસાયરકો પાર. ૫

કાફી રાગેણ. —શ્રી ચિદાનંદજી

# સાધ્યને માર્ગે

[ ૧ ]

## આત્મનિરીક્ષણ

कृती हि सर्वं परिणामरम्यं, विचार्य गृह्णाति चिरस्थितीह;
भवान्तरेऽनन्तसुखाप्तये तदात्मन् ! किमाचारमिमं जहासि.

अध्यात्मकल्पद्रुम.

વસ્તુ વિચારત ધ્યાવતે, મન પાવૈ વિશ્રામ;
રસ સ્વાદન સુખ ઉપજે. અનુભવ યાકો નામ.

સમયસાર નાટક.

'આત્મનિરીક્ષણ' એટલે પોતાનાં કરેલાં કાર્યોની તપાસ, તે પર વિચારણા, અને ભવિષ્યમાં કરવા ધારેલાં કાર્યોની સ્પષ્ટ યોજના. શાસ્ત્રકારોએ આત્મનિરીક્ષણનો ઉપયોગ બહુ સારો બતાવ્યો છે. રાત્રીએ સૂતાં પહેલાં આખા દિવસમાં કરેલાં કાર્યો પર વિચાર કરવો, અને સવારે ઊઠતી વખતે પોતાની ફરજો વિચારવી તે બહુ જ ઉપયોગી અને લાભકારક છે. આવી ટેવથી ઐહિક અને પારલૌકિક લાભો શ્રેણીબદ્ધ મળ્યા કરે છે. આ આત્મનિરીક્ષણથી કેટલા લાભો સામાન્ય રીતે થાય અને તેવી સ્વપરીક્ષા કેવી રીતે કરી શકાય એ બાબત પ્રસ્તુત છે. પ્રથમ તો સદ્‌ગુણથી લાભો કેટલા થાય છે તે પર વિચાર કરીએ.

૧. આત્મનિરીક્ષણથી **લાભાલાભ તપાસવાની ટેવ પડે છે.** આખો દિવસ પ્રાણીઓ હારબંધ કામો એક પછી એક કર્યે જાય છે, તેમાં પોતાના લાભનાં કાર્યો

ક્યાં છે તેનો વિચાર બહુ થોડાને હોય છે. મનુષ્યો હમેશાં લાભ તરફ તો નજર રાખે જ છે, પરંતુ બહુધા **તાત્કાલિક** લાભ તરફ તેની વિશેષ નજર રહે છે, તેથી ગમે તેવું અસત્ય બોલી અથવા તો છેતરપીંડી કરી જો પાંચ પચીશ રૂપિઆનો લાભ થતો હોય તો તેમ કરવા ચૂકતા નથી. પરિણામે તેને આ ભવમાં જ હાનિ થાય છે. સત્યને રસ્તે ચાલનાર કદી પણ દુઃખી થતા જ નથી. આ લોકમાં પણ તેની આબરૂ એવી જામે છે કે તે જો વ્યાપારી હોય તો તેની દુકાનની ઘરાકી વધારે હોય છે, જો તે નોકર હોય તો થોડા વખતમાં ઊંચા હોદ્દા પર આવે છે. પરંતુ આવા પ્રકારની આબરૂ જામે તે પહેલાં થોડાક પ્રતિકૂળ સપાટાઓ ખમવા પડે છે, જેમ કરવાને પ્રાકૃત મનુષ્યો શક્તિમાન થતા નથી. આમ થવાનું કારણ શું હશે ? એવો સવાલ સહજ થાય છે. તેનો ઉત્તર એ જ છે કે તેઓને વિચાર કરવાની ટેવ નથી. જો તેઓ વિચાર કરવાની ટેવ પાડે તો થોડા વખતમાં સમજી શકે કે આમાં પોતાને તાત્કાળિક થોડા લાભ છે, પણ જો તેનો ભોગ પોતે આપશે અને સત્ય માર્ગે પ્રવૃત્તિ કરશે, તો છેવટે બહુ લાભ થશે. આવા પ્રકારની લાભહાનિ તોળવાની તાત્ત્વિક શક્તિ આત્મનિરીક્ષણથી અલ્પ પ્રયાસે પ્રાપ્ત થાય છે.

આત્મનિરીક્ષણથી પોતાનાં કાર્યો પર **વિચાર કરવાનું વિશાળ ક્ષેત્ર કબજામાં** આવે છે. આપણે આખો દિવસ અસ્તવ્યસ્ત કામ કરી રાત્રીએ એકદમ સુઇ જઇએ છીએ. સુવું, ખાવું, પીવું, પહેરવું, મોજશોખ કરવો અને મોત આવે ત્યારે મરી જવું, એ જ જીંદગીનું સામાન્ય ચક્ર થઈ ગયું છે. આ દરેક કાર્યોથી આત્મિક બળને

કેટલી હાનિઓ પહોંચી છે તેનો આપણે વિચાર કરતા નથી, સમજતા નથી અને માત્ર ઉઘાડી આંખે અંધની માફક પ્રવૃત્તિ કરીએ છીએ. આજકાલ તો જનસમૂહનું જીવન સંચા અથવા પથ્થર જેવું દેખાય છે: જેઓ બહુ પ્રવૃત્તિમાં પડેલા હોય છે તેઓ આખો દિવસ કામ કર્યા જ કરે છે અને વરાળ બંધ થાય ત્યારે સંચાની માફક બંધ થાય છે. આવા જીવો સંચાને તેલ વિગેરે મૂકતા નહિ હોવાથી બળમાં ઘસાતા જાય છે, ઓછા થતા જાય છે અને છેવટે અધોગતિ પ્રાપ્ત કરે છે. સુસ્ત માણસો પથ્થરની માફક એક સ્થાનકેથી બીજે સ્થાનકે ગતિ કરવાને અસમર્થ છે. તેઓને જો કોઇ પ્રેરે તો જરા ચાલે છે, પરન્તુ ઘણે ભાગે તેઓની આત્મિક શક્તિ કાટ ખાઈ જાય છે અને તેથી તેઓનું આત્મિક બળ ધીમે ધીમે નાશ પામતું જાય છે. આ બન્ને પ્રકારના માણસોથી જુદા પ્રકારનો સાધ્ય દૃષ્ટિવાળો પ્રાણી પોતાનાં સર્વ **કાર્યો પર નજર** રાખે છે, અને તેમાંથી ચોક્કસ ભૂલો શોધી કાઢી તે તરફ પ્રવૃત્તિ થતી અટકાવે છે.

આ ટેવથી પોતાનાં સર્વ **કાર્યો પ**ર કાબુ રહે છે. તે હમેશાં જાગૃત હોવાથી કોઈ પણ કાર્ય તેની નજર બહાર જતું નથી. તેવા માણસોની પ્રવૃત્તિ બહુ વિચારના પરિણામ તરીકે નિર્મીત થએલી હોય છે, તેથી તે નિયમીત રહે છે, નકામો વખત ગાળતો નથી, અને કામો આટોપવામાં તેને એવી તો ચાલાકી પ્રાપ્ત થાય છે તથા દરેક કાર્યો એક એવી સાંકળમાં ગુંથાઈ જાય છે, કે તે દરેક આંકડાઓ સહેલાઇથી પસાર કરી શકે છે; જ્યારે બીજો માણસ આ કામ કરૂં કે પેલું કરૂં, તેની અકળામણમાં આખો દિવસ રવડયા કરે છે

અને છેવટે એક પણ કામ સંપૂર્ણપણે કરી શકતો નથી. ટુંકામાં આત્મનિરીક્ષણથી **કાર્યોમાં યોજના અને કાર્ય સિધ્ધિમાં સહેલાઇ** આવી જાય છે, અને તેને લીધે કાર્યો પર અંકુશ આવે છે. બીજા માણસો કાર્યના સેવક થઇ રહે છે, દરેક કામ તેમને અડચણ કરે છે; ત્યારે આવા માણસના સંબંધમાં દરેક કામ તેનું સેવક થઇ રહે છે. અનુભવથી આ બાબત સમજી શકાય તેવી છે.

આવા પ્રાણીના **વ્યવહાર અને ધર્મ** બહુ **શુધ્ધ અને સરલ** રહે છે. કાર્યપદ્ધતિના પરિણામે આ લાભ અકસ્માતથી જ તેને મળી આવે છે, તે પર વિશેષ લખવાની જરૂર નથી. વ્યવહારમાં ઘણા દાખલાઓ જોવામાં આવે છે જેથી આ હકીકત સહજ સમજાય તેવી છે.

આત્મવિચારણાથી આ ઉપરાંત થતાં અનેક લાભોનું દિગદર્શન: મોટામાં મોટો લાભ **વિચાર શકિતમાં વધારો** થાય છે તે છે. દરેક વ્યક્તિને માલૂમ હશે કે આખા દિવસના કાર્ય પ્રસંગોમાં અનેક વિચારો આવ્યા હશે, સ્ફુરણાઓ થઇ હશે અને થવાની સાથે જ તે વિચારસાગરની સપાટિ પરથી નાશ પામી ગઈ હશે. આવા અનેક વિચારોની નિશાની–ગંધ પણ રહેતી નથી. પરંતુ જેને પોતાનાં સર્વ કાર્યો પર નજર રાખવાની ટેવ હોય છે તેને એમ થતું નથી. તેને નવો વિચાર, નવી સ્ફુરણા, નવા નિયમો, નવાં અવલોકનો, નવા ઉપદેશો કરવામાં, ગ્રહણ કરવામાં, ધારણ કરવામાં, ઠસાવવામાં અને પૃથક્કરણ કરવામાં અસાધારણ ચાલાકી આવી જાય છે. ઘણી ખરી વખત દરેક વિચારોમાં સીધી રીતે અને કોઇવાર અદૃશ્ય અને આડકતરી રીતે સદુપયોગ જ થાય છે. મુખ્ય

મુદ્દે તેની વિચારણાશક્તિ નિરર્થક જતી નથી. આથી દરેક નવો વિચાર તેના પર અસર કરે છે. કોઈ નવો પદાર્થ જોતાં જ તે અવલોકી તેમાંથી સાર ગ્રહણ કરે છે. અને આ શક્તિ એટલી હદ સુધી વધે છે કે જે જગોએથી સામાન્ય માણસો દુર્ગુણો લઇ આવે છે તે જગાએથી તે સદ્‌ગુણો લઈ આવે છે. બીજાઓને કાર્યોપર અંકુશ હોય છે, પરંતુ મનમાં **કુવિકલ્પો** થાય તેને **રોકવાની શકિત** બહુ થોડામાં હોય છે. આવી શક્તિ પણ તેને પ્રાપ્ત થાય છે. આવો અસાધારણ માણસ પોતાના વિચારો દાબી શકે છે અને ધીમે ધીમે મન પર પણ એટલો કાબુ મેળવી શકે છે કે તેને ખરાબ વિચારો આવતા જ નથી, તેની વિચારશક્તિ પણ આથી એટલી ખીલે છે કે તે એક વિષય ઉપર કલાકના કલાકો સુધી અસ્ખલિતપણે વિચાર કરી શકે છે. મનની આવી સ્થિતિ થવી તે બહુ મુશ્કેલ કાર્ય છે. આપણે એક બાબત પર વિચાર કરવા માંડશું તો તુરત જ જણાશે કે બે ચાર મિનિટમાં બીજા વિષયમાં મન ઊતરી જશે અને બહુ મહેનત કરી ધ્યાન—એકાગ્રતા કરવા જશું તો ઝોકાં આવશે. તેથી આવા માણસને વિચારશક્તિ જે કાબુ આવે છે તે બહુ લાભકારક છે.

હવે મન અને વિચારશક્તિ પર આટલો કાબુ આવેલ માણસ કયા ગુણો પ્રાપ્ત ન કરી શકે? તે ગમે તે વસ્તુનો ત્યાગ કરી શકે છે, સાંસારિક રાગો તેને લેપ કરતા નથી અને દ્વેષથી તે ચૂકતો નથી, કષાય તેનાથી દૂર જ રહે છે અને ગુણસ્થાનકનાં પગથીઆં તેને બહુ સહેલ થઈ પડે છે. મુદ્દે ધીમે ધીમે અભ્યાસ પાડી આ ગુણ ખીલવ્યો હોય તો પરમ-

પદપ્રાપ્તિમાં પ્રધાન મદદગાર થઈ પડે છે, એમાં સંદેહ નથી. તેથી હવે એ પરીક્ષા—તપાસ—કેવી રીતે કરવી તે પર વિચાર કરવાની ખાસ જરૂર છે.

આવા અનેક લાભોથી ભરેલો ગુણ પ્રાપ્ત કરવા માટે **આ૯ુ અભ્યાસ—ટેવ—પુનરાવર્તનની બહુ જરૂર છે.** પ્રથમ થોડેથી શરૂઆત કરવી જોઇએ. આ ગુણના પ્રથમ પાયા તરીકે શાસ્ત્રકારે **૧૪ નિયમ** ધારવાનું કહ્યું છે. આપણે આખી ઉંમર સુધી દરરોજ ખાયા કરીએ, છતાં આપણે કેટલી વસ્તુઓ દરરોજ ખાઇએ છીએ તે કહી શકશું નહિ. આપણે યાદ કરીએ તો તેમાં પણ બહુ વખત જાય અને છતાં તેમાં ભૂલ રહેવાનો સંભવ રહે છે. છ માસની ટેવ પછી ચૌદ નિયમ ધારનાર ૧૦ મિનિટમાં આખા દિવસનો હિસાબ તપાસી શકે છે અને બીજા દિવસ માટે વિચાર કરી રાખી શકે છે. આ ચૌદ નિયમો ધારવાથી આપણી સર્વ સ્થૂળ પ્રવૃત્તિઓ કાબુમાં આવી જાય છે. કાયિક પ્રવૃત્તિના લગભગ સર્વ વિષયો તેમાં સમાઈ જાય છે અને ચાલુ ખંતથી આપણે થોડા વખતમાં કાયિક પ્રવૃત્તિઓ ઉપર કબજો મેળવી શકીએ છીએ. આત્માવલોકન કરવાની ઇચ્છાવાળાએ પ્રથમ બાહ્ય વસ્તુથી જ શરૂઆત કરવી અને તે માટે શાસ્ત્રકારોના બતાવેલા ચૌદ નિયમોથી વાપરવાની, પહેરવાની, ખાવાની વિગેરે ઘણી બાબતો ઉપર અંકુશ આવી જાય છે. આ આચરણથી ઉત્તરોત્તર કેટલો લાભ થાય છે તે આપણે હવે જોઇએ. પરંતુ આ લોકમાં પણ **શરીરે નિરોગીપણું** વિગેરે અનેક લાભો બહુ પ્રાણીને થતાં દેખાય છે.

**ચૌદ નિયમો** ધારવા એ ઉત્તરોત્તર થતા લાભોનું

**પ્રથમ પગથિયું** છે. જ્યારે ચૌદ નિયમ ધારવામાં સહેલાઈ આવે ત્યારે પછી પ્રાણીને પોતાને માટે વિચાર કરવાની ટેવ પડે છે. દરેક પ્રાણીની ખાસ ફરજ છે કે અમૂક ગુણ દોષ પ્રાપ્ત કરી બેસી રહેવું નહિ, પરંતુ તેને વિશેષપણે મેળવવા–સર્વાંશે મેળવવા યત્ન કરવો. આ નિયમ ધ્યાનમાં રાખી આત્મ-વિચારણા કરનારે પણ વધારો કર્યા કરવો જોઇએ. આ વિચારો કઈ **પદ્ધતિથી** થાય તેના એક બે દાખલાઓ અહીં બતાવ્યા છે. જો કે ભેદજ્ઞાન થયા પછી આવી પ્રેરણાની જરૂર બહુ ઓછી રહે છે.

પ્રથમ એક નોટ બાંધી તેમાં પોતે ધારવા યોગ્ય નિયમો (Principles)લખવા, તે લખીને તેને આપણી ઇચ્છા પ્રમાણે ગોઠવવા. આ પ્રકારની મર્યાદા બાંધવાની જરૂર છે. મ્હોંની વાત અથવા યાદશક્તિ પર આધાર રાખવાને બદલે લખી લેવાથી બીજા ઘણા ફાયદા છે, જે તે બાબતના અનુભવીઓ તરત જાણી શકે છે. આવા પ્રકારના વિચારોનાં પરિ-ણામોનો સંગ્રહ કર્યા પછી બેમાંથી એક ક્રમ લેવાનો છેઃ **એક ક્રમ** એવા પ્રકારનો છે કે નોટમાં લખેલા પ્રથમ સદ્‌ગુણને પકડવો, તેના પર પંદર દિવસ સુધી ખૂબ વિચાર કરવો, વિચાર કરી તેના સંબંધમાં જે જે નવા વિચારોનો આવિર્ભાવ થાય તે લખી લેવા. વળી રાતના એક કલાક વિચારણા કરવી, કે પાળવાના સદ્‌ગુણમાં આજના દિવસમાં આટલી ભૂલો આવી; આવી ભૂલો થવાનાં કારણો શું હતાં ? તેમ થવામાં પોતાની અસાવધતા કેટલી હતી ? આવી આવી તેને લગતી સર્વ હકીકતો ધ્યાનમાં લઈ તેવાં કારણો આવતાં કેમ અટકે તે પર વિચાર કરવો, તેવા સંજોગોથી દૂર રહેવા

પ્રયત્ન કરવો, પ્રસંગ આવી પડતાં તેમાંથી શુદ્ધ રીતે બહાર આવવાનો આકરો નિર્ણય કરવો.

આવા વર્તનવાળા માણસનું ચરિત્ર જોઇએ તો તુરત જણાશે કે નિયમો પર ધ્યાન રહેવું મુશ્કેલ છે. દાખલા તરીકે પ્રથમ એક માણસ પ્રાણાંતે પણ સત્ય બોલવાનો નિયમ કરે. શરૂઆતમાં તો ટેવ નહિ હોવાથી આખા દિવસમાં કેટલી ભૂલો થઈ તે પણ સાંભરશે નહિ, પણ પછી તેની દૃષ્ટિ સાધ્ય તરફ હોવાથી તે પ્રસંગોને યાદ કરી એવી તો સહેલાઇથી દૂર કરી શકશે કે જોનારને આશ્ચર્ય થાય.

આવી રીતે એક સદ્‌ગુણ પર મુખ્યપણે અને બીજાઓ તરફ ગૌણપણે ધ્યાન આપવાથી આત્મપરિણતિમાં અલૌકિક ફેરફાર થઇ જાય છે. એક ગુણના અભ્યાસ પછી અનુક્રમે બીજા ગુણો લેવા, આત્મનિરીક્ષણ કરી ગુણ ગ્રહણ કરવાનો અને તેના વડે ગુણસ્થાનઆરોહ કરવાનો આ સર્વથી સારો ઉપાય છે.

**બીજો ક્રમ** એ છે કે ધારેલા સર્વ ગુણો પર સાથે મચવું, તે દરેકમાં થયેલી ભૂલોની નોંધ લેવી અને દુર્ગુણો સાથે લડાઈ ચલાવી તેઓને મેળવી આપનાર પ્રસંગોને અને તેવા સંજોગોને મારી હઠાવવા. આ ઉપાય પણ બહુ સારો છે. પ્રથમના ક્રમથી એકાગ્રતા વધારે થવાનો સંભવ છે.

પ્રથમ બતાવેલા ક્રમને વધારે પસંદ કરવાનું એક બીજું કારણ છે. આ સત્ય હમેશાં યાદ રાખવાનું છે કે આ દુનિયામાં આપણે **એક ગુણ સર્વાંશે ગ્રહણ કરીએ** અથવા ગ્રહણ કરવા યત્ન કરીએ **તો બીજા સદ્‌ગુણો તેની પછવાડે ચાલ્યા આવે છે.** આ વાત બહુ ધ્યાન

રાખી મન પર ઠસાવવા જેવી છે. દાખલા તરીકે કોઇ માણસ સર્વાંશે 'પ્રમાણિકપણું' ગ્રહણ કરે અથવા તેવો થવા મહેનત કરે તો તે કદી હિંસા કરે નહિ, અસત્ય બોલે નહિ—આ વિગેરે સર્વે મહાપાપો પતી જાય છે. કારણ કે રાત્રિએ તેની વિચારણા ચાલે ત્યારે તેને જણાઈ જાય છે કે આ સર્વ કૃત્યોનો પણ અપ્રમાણિકપણામાં સમાવેશ થાય છે. આવી રીતે સર્વે ગુણો તેને પ્રાપ્ત થાય છે. માણસ એક ગુણ મેળવવા પાછળ જો આખી જીંદગી અર્પણ કરે તો તે સર્વ પ્રકારના લાભો—ઐહિક અને પારલૌકિક—મેળવી શકે છે. આવી સ્થિતિ થવા માટે પ્રથમ ઉપાય વધારે ઉપયોગી છે.

જેને ગુણો પ્રાપ્ત કરવા હોય તેને માટે વિસ્તીર્ણ ક્ષેત્ર છે. દાખલા તરીકે પાપસ્થાનકો નિવારવા, શ્રાવકના એકવીશ ગુણો ધારણ કરવા, દશ યતિ ધર્મોસાચવવા [દેશથી], આઠ પ્રવચન માતા પાળવી, વિ. વિ. આવા આવા અનેક ગુણો શ્રેણીબદ્ધ આચરવાથી અથવા એક પછી એક મેળવવાથી આ જીવ કોઇ નવા પ્રકારનો જ થઇ જાય છે. તેનું જીવન હેતુવાળું, સારા પરિણામવાળું અને અનુકરણીય થાય છે. આ સખ્ત હરીફાઈના જમાનામાં પ્રવૃત્તિમય જીવનો જોવામાં આવે છે. એક દિવસમાં આત્મિક હાનિ કેટલી થાય છે તેનો ખ્યાલ કરવો મુશ્કેલ છે. તેવા કવખતમાં આપણે કેટલા ઘસાતા જઈએ છીએ, ડૂબતા જઇએ છીએ, અથવા ધારેલ લાભોને મેળવવાનાં સાધનો કેટલાં ઓછાં થતાં જાય છે તે વિચારવાનું પ્રત્યેક પ્રાજ્ઞનું કર્તવ્ય છે. વખત એટલો બારીક આવી ગયો છે કે, આવા વિચારો કરીને માણસોને પૂછશો તો કહેશે કે **"વખત નથી"** આ ફરીઆદ:સામાન્ય થઈ છે.

મુદ્દે હકીકત તો એ છે કે "**ઇચ્છા નથી.**" પરંતુ પહેલ
પ્રકારનો દાવો આપણને સૂચવે છે કે, આપણામાં આત્મિ
બળ ઘટતું જાય છે અને તેને અસલ સ્થિતિએ લાવવા
સાધનો વધારે ને વધારે ઓછાં થતાં જાય છે. આ મનુષ્
ભવ પામીને લાભ મેળવવો તો બાજુએ રહ્યો, પરંતુ જ્યા
તોટો બાંધી જઇએ, ત્યારે તો એના જેવું ખોટું શું કહેવાય
પરંતુ આ બાજુએ વ્યવહાર તરફ નજર કરીએ છીએ ત્યા
આપણી અક્કલ કાંઈ કામ કરતી નથી.

આવા સખ્ત કર્મબંધન થાય તેવા હરીફાઇના વખ
તમાં તો દરેકે ખાસ વિચાર કરવો જોઇએ. થોડાં પાપો
સબંધમાં આવનાર થોડો વિચાર કરે તો પાલવે, પરં
અત્યારની પ્રવૃત્તિ તો તદ્દન પાપમય થઇ ગઇ છે. વળ
આવી વિચારણામાં વખત કાઢવો તે નકામો છે, એમ લ
ગતું હોય, તો તે અસત્ય છે; આત્માને તેથી જે લાભ થા
છે અને આવતા ભવમાં તે વખત પર જે આશીર્વાદો
વરસાદ વરસશે તે અત્યારની ક્ષોભ રૂપી ગરમીને શા
કરી દેશે. જ્યારે વલણ આ રસ્તા ઉપર ચઢી જાય છે ત્યા
એકે પ્રકારની ગુંચ આવતી જ નથી; પરંતુ મુખ્ય વાંધો એ
છે કે આપણું વલણ હજી તે તરફ ઢળ્યું નથી.

આત્મ નિરીક્ષણની જરૂરિયાત શી છે તે આટલા ઉપર
સ્પષ્ટ થયું હશે. દરરોજ સ્હવારે ઉઠી બે ઘડી વિચારવું જોઇ
કે, હું કોણ? **મારી ફરજો શી છે?** હું અત્યારે **મા**
**સ્વભાવદશામાં** છું કે **વિભાવદશામાં** છું? **ચા**
**સંજોગોને હું સુધારી શકું તેમ છું કે નહિ? ધાર્મિ**
**ક લાભ મારાથી** બની શકે કે નહિ? મારી શક્તિ, ધન, વિ

વગેરેનો **લાભ સાર્વજનિક** થઈ શકે કે નહિ? કેવી રીતે **લોકોપયોગી** હું થઈ શકું? આવા આવા વિચારો અમલમાં આવે ત્યારે આત્મા હળવો થાય. ધ્યાન રાખોઃ વિચારમાત્રથી નહિ, પણ તે **વિચારોને અમલમાં મૂકવાથી આત્મા ઊંચી ગતિએ જવા યોગ્ય** થાય છે. વળી રાત્રિએ **ઉપસંહાર** પણ કરવો કે આજે શું કર્યું? શું કરવું જોઈતું હતું? અને હવે શું કરવું જોઇએ?

આ બાબત બહુ ઉપયોગી છે, દરેક વાંચનારને ભલામણ કરવામાં આવે છે કે ૨૪ કલાકમાંથી **એકાદ કલાક** તો આવી **વિચારણામાં** કાઢવો જ જોઈએ. જો આવતા ફેરા (ભવ)માં આવી સ્થિતિ પણ પ્રાપ્ત કરવી હોય તો આ જ ઉપાય છે; નહિ તો પછી આપણે માટે કયું સ્થાન યોગ્ય છે તે દરેક પ્રાણીએ વિચાર કરી લેવો. આત્માર્થી પુરુષો આ વિષય લક્ષમાં રાખશે તો બહુ લાભ થશે.

{ જૈન. ધ. પ્ર. પુ. ૧૮<br>સંવત ૧૯૫૮



# જળમંદિરમાં સાત્વિક કલ્લોલ

[ ૨ ]

[૧]રાષ્ટ્રિય ઉન્નતિના રાજ્યદ્વારી પ્રકરણનો અનેક ઠરાવો દ્વારા પરામર્શ કરી, સ્વરાજ્યના ઠરાવ પર પ્રથમ પંક્તિના અનેક વક્તાઓનાં સુભાષિતો શ્રવણ કરી, દેશધર્મની ચર્ચા કરતાં આખરે બે સહમિત્રો અને એક નોકર સાથે લખનૌથી કાનપુર માર્ગે બખતિયારપુર આવી, છેવટે બિહારને સ્ટેશને આવી પહોંચ્યા. આ નવીન વાતાવરણમાં આવતાં ધર્મભાવના જાગ્રત થઈ. ધર્મશાળામાં સામાન મૂકી આ વિશાળ નગરીમાં પગલાં ચાલ્યાં, ત્યારે પૂર્વકાળની આ મહાનગરીની વર્તમાન દશા જોતાં મનમાં ખેદ થયો. જે પાવન વસુંધરામાં પૂર્વકાળના મહાપુરૂષો ચાલ્યા હતા તેની સ્પર્શના કરવાનો પ્રસંગ મળ્યો, તે માટે અંતઃકરણ હર્ષથી ધડકવા લાગ્યું. વિશાળાનગરીનાં ચૈત્યના દર્શનનો લાભ લઇ મનની વૃત્તિ પાવાપુરી જવાને ઉછળી રહી. જે પવિત્ર સ્થાનમાં આસન્ન-ઉપકારી ચરમ તીર્થંકર શ્રી વીર પરમાત્મા નિર્વાણ પામ્યા તે સ્થાન કેવું હશે, તેની રમણીયતા કેવી આકર્ષક હશે, તેમાં ગમન કરતાં કેવી હૃદયનિર્મળતા થશે, એ વિચારમાં વાહન પર બેઠા અને ગાડી આગળ વધવા લાગી.

અમારી મંડળીએ ત્રણેક માઇલની મુસાફરી કરી નહિ હોય ત્યાં તો સપાટ પ્રદેશમાં દૂર ક્ષિતિજમાં સુંદર વર્ણનાં દૃશ્યો દેખાવા લાગ્યાં. એ પ્રદેશ પાવાપુરીનો રમ્ય વિભાગ

---

૧ આ વર્ષની નાતાલમાં લેખક-મિત્રો સાથે નેશનલ કોન્ગ્રેસના લખનૌના અધિવેશનમાં ગયેલ. તેને ઉદ્દેશીને આ ઉલ્લેખ છે

છે એવું સમજાતાં પુનિત પાવન વસુંધરાના માર્ગે ગમન કરવા તીવ્ર ઇચ્છા થઇ. જે સ્થાન પર આપણે ગમન કરીએ છીએ ત્યાં પૂર્વે ગૌતમ ઇંદ્રભૂતિ ચાલ્યા હશે, નંદિવર્ધન અનેકવાર પોતાના બંધુને સુખ સમાચાર પૂછવા આવ્યા હશે, અનેક સાધુ મહાત્માઓ એ માર્ગે આવી ગયા હશે અને ખુદ વીરપરમાત્મા પણ એ માર્ગે ચાલ્યા હશે, એવા એક પછી એક સુંદર વિચારો આવવા લાગ્યા. આખરે બહુ નજીક આવી લાગ્યા અને જ્યારે સરોવરની વચ્ચે આવેલ જળમંદિર દેખાયું ત્યારે હૃદયે જે શાંતિ અનુભવી તે અનિર્વચનીય છે, ભાષાથી અગોચર છે. એ શાંત સ્થાનની બે બાજુ પરિવેષ્ટન કરતાં, દેવતાઓ એ સ્થાનપરની કેટલી માટી લઇ ગયા હશે અને હવે આપણને એ સ્થાન જોવાની–નિરખવાની તક મળશે એ વિચારથી મંદિર તરફ હૃદય નમી ગયું, સરોવર તરફ પૂજ્યભાવ પ્રાપ્ત થયો, માર્ગ તરફ આકર્ષણ થયું. ચોતરફ શાંતિનું સામ્રાજ્ય જણાયું. વ્યાપાર ધંધાની ધમાલ કે કેસ એફીડેવીટ કે દાવાઅરજીના તોફાન વગરના એ સ્થાનમાં જાણે રાગદ્વેષની ગંધ પણ ન હોય એવી સ્થિતિ અનુભવતાં, જરા દૂર આવેલ ધર્મશાળામાં મુકામ કરવામાં આવ્યો.

સમય સાંજનો હતો. સૂર્ય અસ્ત થવાને માત્ર એક કલાકનો સમય બાકી હતો. પોતપોતાનાં સ્થાન શોધી તેમાં દાખલ થઈ જવાની પક્ષીઓની કીકીઆરી શરૂ થઇ હતી. સામાન્ય ભોજનવ્યવહાર પતાવી રાત્રીની શરૂઆત થતાં તરસ્યા હૃદયને શાંતિ આપવા જળમંદિર તરફ પ્રયાણ શરૂ કર્યું. અજવાળી રાત્રી હતી, પૂર્ણિમાનો દિવસ હતો, પોષ

માસ હતો, નીર સ્થિર હતું, ચોતરફ એક સરખી શાંતિ હતી, આખી કુદરત હસતી હોય એવો રમ્ય દેખાવ હતો. કુદરત અને કૃત્રિમતા વચ્ચે ઝોલાં ખાતું મન, આખરે જ્યારે જળમંદિરના દરવાજામાંથી પગથી ઉપર ચાલ્યા ત્યારે એ લગભગ પાંચસો ફુટની પૂલ જેવી વ્યવસ્થાવાળી પગથીપર વીરને સ્મરવા લાગ્યું. એક બાજુ સ્થિર જળમાં ચંદ્રમા પોતાનું પ્રતિબિંબ નાખી રહેલો છે, બીજી બાજુ નાની માછલીઓ પાણીમાં દોડાદોડ કરી રહી છે, સામે વિશાળ મંદિર દેખાય છે–એવી સ્થિતિમાં સૃષ્ટિના પૂર સૌંદર્યને નીહાળતાં વીર પરમાત્માની શોકસ્વારી આ રસ્તે પસાર થઇ હશે એમ સ્મરણ થતાં મંદિર આવી પહોંચ્યું. અંદર જઈ પાદુકાના દર્શન કરી ચૈત્યવંદનની વિધ કરી. અંતરમાં વીર પરમાત્માની ભાવનાઓનો અનુભવ અને બહારની નજરે દર્શનનો અનુભવ કરતાં ઘણો સમય મંદિરમાં અને મંદિરની આજુબાજુમાં વીતી ગયો. આ સ્થાન પરથી બહાર જવા ગમતું નહોતું.

મંદિરની બહારના ભાગમાં ચારે બાજુ આવેલા ચોકને છેડે ચાર ગોખ ( balcony ) અને બુરજ છે. ગોખમાં સહચારીઓ સાથે બેસી વીર પરમાત્માના સમયની વાર્તા કરવા માંડી. જાણે વીર પરમાત્માના નામમાં જ કોઈ અપૂર્વ પવિત્રતા હોય એવો ભાવ જણાયો. એ નામ બોલતાં મનમાં અદ્ભુત આનંદ થવા લાગ્યો, અને સ્થાન (ક્ષેત્ર), યોગપ્રવૃત્તિમાં ઘણું અગત્યનું સ્થાન શા માટે ભોગવે છે તેનો કાંઈક સાક્ષાત્કાર થયો.

વાતો ચાલી કે જે વખતે વીર પરમાત્મા વિચરતા હશે

ત્યારે ધર્મની કેવી સુંદર સ્થિતિ હશે! અનેક રાજાઓ પ્રભુને નમન કરવા આવતા હશે ત્યારે આખી પ્રજામાં ધર્મસામ્રાજ્ય કેવું પ્રવર્તતું હશે! સમવસરણમાં બેસી પ્રભુ દેશના દેતા હશે ત્યારે સહૃદય પ્રાણીઓના કેવા સુંદર ભાવ થતા હશે! અષ્ટ મહા પ્રાતિહાર્યને નજરે જોઈ લોકોને કેવો ચમત્કાર થતો હશે! કુદરતી વૈર ભૂલાઈ જવાતાં પ્રેમ અને અહિંસાના અચળ સિદ્ધાન્તને વાતાવરણમાં કેવો અવકાશ મળતો હશે! એ સમયની ખરેખર બલિહારી છે! જે પ્રાણીઓએ એ સ્થિતિ જોઈ હશે અને એથી લાભ પ્રાપ્ત કરી ઉત્ક્રાંતિ વધારી દીધી હશે તેઓ ખરેખર ધન્ય છે! સ્પષ્ટ ગાન હૃદયમાંથી નીકળી ગયું કે:—

"નિર્મળ ગુણમણિ રોહણ ભૂધરા,
મુનિ મન માનસ હંસ, જિનેશ્વર;
ધન્ય તે નગરી, ધન્ય વેળા ઘડી,
માત પિતા કુળ વંશ, જિનેશ્વર."

આવા ઉત્તમ સમયને, એ સમયના માણસોને, એ પરિચયમાં આવનાર ભાગ્યવાનોને માટે વિચાર આવતાં એ અદ્ભુત સમયની કાંઈક ઝાંખી થવા લાગી. જ્યારે નજીકના પ્રદેશમાં પ્રભુ વિચરતા હશે ત્યારે લોકોનો કેવો સુંદર ભાવ હશે, કેવી વૃત્તિઓ થઈ હશે, પ્રભુગુણની વિશાળતા ચોતરફ કેવી સુગંધ વિસ્તારી રહી હશે, ઋતુની સમશિતોષ્ણુતા, ઇતિઉપદ્રવનો નાશ અને સર્વત્ર બાહ્ય આંતર શાંતિના સમયમાં મનને કેટલી સ્થીરતા રહેતી હશે! જ્યારે પ્રભુએ અનેક ભવ્ય જીવોને ઉપદેશ આપ્યો હશે ત્યારે સાંભળનારને કેવી મજા આવી હશે! અતિ મિષ્ટ સ્વરના શ્રવણમાં કેવું

સુંદર ગાન ચાલ્યું હશે ! ચતુર્મુખે દેશના ધ્વનિ વિસ્તરતો હશે, ત્યારે કેવો અનિર્વચનીય આનંદ પ્રસરી રહ્યો હશે ! એવી વાતોમાં ગૌતમ ગણધરને પ્રથમ દેશના આપી તે પ્રસંગ ચાલ્યો. તે સ્થાન પણ અહીંથી બે માઇલ નજીકમાં જ છે એમ જણાતાં એ ગોબર ગામની સ્થિતિ પરત્વે વિચાર ચાલ્યો. ઇન્દ્રભૂતિનું અભિમાન અને ભગવાન પાસે શંકા-નિવારણનો આખો પ્રસંગ યાદ આવતાં હૃદયમાં એક જાતની ઉર્મિ સર્વને થઇ આવી. ઇન્દ્રભૂતિની પ્રથમ અવસ્થા પર વિચાર કરતાં તેના પર જરા તિરસ્કારની લાગણી થઈ આવી; તેનું અભિમાન અને તેને પોષણ કરવાના માર્ગો તરફ સહજ ખેદ થયો; પરન્તુ તરત અભિમાનને પોષવા પણ જરા અભિમાન દૂર કરીને પ્રભુસ્થાન પર ગમન કરવા તે ઊઠયા તે વાત આવી, ત્યારે મનમાં જરા શાંતિ થઇ અને તેના તરફ માન પેદા થયું. આખરે જ્યારે પરમાત્મા તેને નામ દઇને બોલાવે છે ત્યારે મનમાં આવેલ અભિમાનનો પ્રસંગ, શંકાસમાધાનથી પ્રભુ સાથે થયેલ ઐક્ય અને ત્યાર પછી પ્રભુના સેવક બની તેના તરફ રાગ રાખવાની તેમની સાહજિક વૃત્તિ જોતાં જીવનનાં અનેક સૂત્રો ઉકેલાઈ ગયાં. એ પ્રસંગ પર અનેક ચર્ચા ચાલી. વીરપરમાત્માના શ્રાવકો અને શ્રાવિકાઓનાં જીવનો વિચારાયાં.

આવી રીતે ચર્ચામાં એક બે કલાક પસાર થયા, ત્યાં ચંદ્ર પૂર જોસમાં પ્રકાશી આકાશના પૂર્વ તરફના અર્ધા માર્ગે આવી ગયો. વાત બંધ પડી. શાંત જળમાં અવારનવાર માછલાનાં હાલવા ચાલવાનો અવાજ આવતો હતો, બાકી સર્વત્ર શાંતિ હતી. આખા વિશ્વમાં શાંતિ ફેલાણી હોય, જાણે

કોઇપણ પ્રકારના દુઃખ ઉપદ્રવ વ્યાધિ કે વિષમતા જીવનમાં હોય જ નહિ, મુક્તિમાર્ગ સરલ અને સીધો હોય, એવી સ્થિતિ અનુભવતાં આંતર વિચારણા ચાલી. આ સ્થાને જ્યારે પ્રભુની શોકસ્વારી નીકળી હશે ત્યારે શોકની છાયા કેવી ફેલાઇ રહી હશે એ દૃશ્ય હૃદયસન્મુખ ખડું થયું. એ પછી વીરજીવન આખું હૃદય તટ પર આવવા લાગ્યું. મરીચિના ભવમાં કરેલ અભિમાન પર વિચારણા ચાલી. મનુષ્ય જીવનની તુચ્છતા અને ઉચ્ચતા પર વિચાર આવ્યા. દરેક પ્રાણી અભિમાનમાં કેવો મસ્ત રહે છે, પોતાની વ્યવહારકુશળતા સામાને સમજાવવાની યુક્તિઓ અને પ્રપંચજાળના ગર્ભમાં રહેલી ભવવાસનાનું ભાન થયું અને ભરતમહારાજના ભક્તિભાવ પર અને શુદ્ધ શાસનરાગ પર પ્રેમ થયો. માતાપિતા તરફ પ્રભુની ભક્તિ, વડિલ બંધુ પર વાત્સલ્ય અને ઘોર ઉપસર્ગ સહન કરવાની પ્રભુની શક્તિ દૃઢતા અને સમતા પર વિચાર આવ્યો. એમનો ગોશાળા તરફ સમભાવ અને ગોવાળો તરફનો મનોભાવ હૃદયને આનંદ આપવા લાગ્યા. અનેક ઉપસર્ગ અને પરીષહ કરનાર તરફ તેમની સાત્વિક વૃત્તિ પર વિચાર કરતાં હૃદય પર અનિર્વચનીય અસર થઈ આવી. મહા ભયંકર ઉપસર્ગ કરનાર સંગમ જ્યારે હતહૃદયે પાછો ફરે છે ત્યારે પ્રભુને તેના તરફ તિરસ્કાર નથી આવતો પણ "પોતાના પ્રસંગમાં આવ્યા છતાં તે જરાએ સુધરી શક્યો નહિ અને ઉલ્ટો અનંત સંસારમાં પરિભ્રમણ કરશે." એ વિચારથી આંખમાં પાણી આવી ગયાં, એ વિચારણા કરતાં મનમાં કોઇ અદ્ભુત ભાવ આવી ગયો.

પ્રભુ જાણે સાક્ષાત્ હાજર હોય, સંગમદેવતા ખિન્ન થઇ ચાલ્યો જતો હોય અને પ્રભુની આંખમાં પાણી આવ્યાં હોય તે દેખાવો નજર સન્મુખ તરવા લાગ્યા. આવા પ્રેમના પાઠોના જ્વલંત દૃષ્ટાંત મૂકી જનાર પરમાત્માની કેવી અદ્ભુત આત્મદશા હશે એ વિચારે મનને શાંત કરી દીધું. દયાના સરલ સિદ્ધાન્તનો ત્યાં અપૂર્વ વિજય થતો અનુભવ્યો અને ઉદારતા અને દાક્ષિણ્યનો મહાન્ પ્રસંગ તેમાં જોવામાં આવ્યો. શૂલપાણીના ઉપદ્રવો અને ચંડકોશીઆનાં તીવ્ર આક્રમણો મન પર તરવરી રહ્યાં અને પગ પર પાયસ રાંધનાર ગોવાળીઆનાં દશ્યો, ખીલા કાનમાંથી કાઢવાના હૃદયને મૂર્છિત બનાવી દે તેવા પ્રસંગો પસાર થઈ ગયા. પ્રભુની અડગ શાંતિ, ધીરજ અને એકતા મન પર વસી રહી.

સંપૂર્ણ જ્ઞાન થયા પછી ભવ્ય જીવ તરફ ઉપકાર કરવા ગંભીર દેશનાના ધ્વનિ જાણે એ સ્થાનમાં પડી રહ્યા હોય, અષ્ટ મહાપ્રતિહાર્યો અને અતિશયની શોભા ત્યાં વિસ્તરી રહી હોય, સમવસરણની શોભા સામે ખડી હોય, આકાશમાં દુંદુભિ વાગી રહ્યા હોય, અનેક મનુષ્યો અને દેવો ઉપદેશ-અમૃતનું પાન કરવા આવી રહેલા હોય અને કર્ણને પવિત્ર કરી આત્મસન્મુખ થઇ જતા હોય, અહિંસા પ્રતિષ્ઠા પામેલાં સ્થાનમાં તિર્યંચો પણ પોતાનું વૈર ભૂલી જતાં હોય, સિંહ અને મૃગ, વાઘ અને બકરી પ્રેમના વાતાવરણમાં સાથે ચાલતા હોય, સર્વ ઇતિઉપદ્રવ નાશ થઈ ગયેલા હોય એવા શુદ્ધ પ્રસંગમાં કેવી શાંતિ પ્રસરી હશે ? કેવા આનંદથી મનો નાચી રહ્યાં હશે ? કેવી ઉર્મિઓ હૃદયમાં ઉછળી રહી હશે ? એ વિચારમાં ને વિચારમાં પ્રભુ જીવનના

અનેક પ્રસંગો યાદ આવતાં થોડો વખત આ શાંત સમયનાં મોજાંઓ હૃદયપટ પર પસાર થવા લાગ્યાં અને મનને અદ્‌ભુત શાંતિનો અનુભવ કરાવવા લાગ્યાં. એ જીવનમાં અદ્‌ભુત વિશિષ્ટતા છે અને એ મહાપ્રયાસો કરી પ્રાપ્ત કરવા યોગ્ય છે એમ વિચાર થતાં શાંતિના સામ્રાજ્યમાં સ્થિર થએલ જળ અને તેના ઉપર પ્રસરી રહેલી ચંદ્રિકા તરફ જોઈ રહેલી આંખો શરીર તરફ વળી બંધ થઇ ગઈ અને આંતરદૃષ્ટિ વધારે ખુલી. એકાંત સ્થાન, વ્યવહારની ધમાધમથી અગમ્ય સ્થાન અને મહાપુરૂષના અવશેષને ધારણ કરેલ પવિત્ર સ્થાનનો પ્રદેશ આત્મા પર સીધી અસર કરવા લાગ્યો, સ્વરૂપનું ભાન થયું. વિશાળ આકાશમાં અનેક તારાઓ અને ચંદ્રની નીચે આવી રહેલ વિશાળ સૃષ્ટિમાં, નિર્જન પ્રદેશમાં સ્વસ્થાન શોધવા ભાવના થઇ. મનુષ્યની ખોટી આશાઓ, નકામા પ્રયાસો અને ખોટાં વલખાંઓની તુચ્છતા સ્પષ્ટ જણાઇ, શાંત જીવન સંગ્રહવા યોગ્ય છે, અનુભવવા યોગ્ય છે અને મળેલ સામગ્રીનો આ પ્રાણી ઉપયોગ કરી શકતો નથી, અનુકુળતાનો લાભ લઈ શકતો નથી—એ વિચારણાને લઇને વીરજીવન અને સ્વજીવન વચ્ચે ઝોલાં ખાતું મન આખરે બન્નેની તુલના કરવા લાગ્યું. જાણે વીર પરમાત્માનું સાત હાથનું શરીર સરખા પ્રમાણમાં વધતું જાય છે, મોટું થતું જાય છે, વિકાસ પામતું જાય છે, એમ થતાં આખરે તે આકાશ સુધી પહોંચી ગયું, શુદ્ધ કંચનમય પરમ પવિત્ર શાંત દેખાવા લાગ્યું, તેના જમણા પગ આગળ સ્વશરીર એક કીડિ જેટલું નાનું હોય એમ લાગવા માંડ્યું અને તે પવિત્ર મહાપુરૂષના પગ પાસે પડી જાણે યાચના

કરતું હોય એમ દશા અનુભવતાં નીચેનું ગાન સ્વતઃ નીકળી પડ્યું.

**" તાર હો તાર પ્રભુ મુજ સેવક જાણી,**
**જગતમાં એટલું સુજસ લીજે. "**

આ વાક્ય ઘણીવાર બોલાયું, એના રાગમાં લીનતા થઇ ગઇ, પ્રભાતનો રાગ હોવા છતાં અત્યારે શાંત સૃષ્ટિમાં જાણે પ્રભાતની શાંતિ પ્રસરી રહી હોય તેમ બરાબર રાગનો લય ચાલ્યો, પદની પુનરાવૃત્તિ વારંવાર થવા લાગી અને જાણે પરમાત્માના શાંત મહા શરીર તરફ જોઈ પોતાની અલ્પતાને અનુભવતું ગાન પ્રભુ પાસે માગણી કરતું હોય, પ્રભુમય થવા યત્ન કરતું હોય, પ્રભુ દ્વારા યાચના કરતું હોય અને પ્રભુને વિનવતું હોય તેમ વારંવાર "તાર હો તાર પ્રભુ "ની આંતર ગર્જના કરવા લાગ્યું, પ્રભુને વિનવવા લાગ્યું, પ્રભુને સમજાવવા લાગ્યું, અને પ્રભુને પગે પડવા લાગ્યું. એ ગાન શરૂ થયા પછી અનેક વાર બોલાયું, વિચારાયું અને પ્રભુને ઉદ્દેશાયું. ગાનના સામાન્ય નિયમ પ્રમાણે પછી તેમાં લીનતા થતી ચાલી, તેમાં એકાગ્રતા વધી અને સન્મુખ સ્થિત વીર પરમાત્માને અને અલ્પ જીવનને જાણે કોઈ એકતા, કોઈ સામાન્ય ભાવ, કોઈ અપૂર્વ સંબંધ હોય એમ અનુભવાતાં એ લય બંધ થઈ ગયો અને **'ગિરૂઆ રે ! ગુણ તમ તણા, શ્રી વર્ધમાન જિનરાયા રે'** એ બહુ પ્રચલિત સ્તવનાનો નાદ જામી ગયો, પુનરૂચ્ચાર વગર આખું સ્તવન હૃદયમાંથી નીકળી ગયું અને તેમાં જ્યારે **'તુમ ગુણગણ ગંગાજળે, હું ઝીલીને નિર્મળ થાઉં રે'** એ વચન નીકળ્યાં ત્યારે પરમાત્મા

ગુણનો વરસાદ વરસાવતા હોય, એ વરસાદના અમૃતજળમાં આ લઘુ સૂક્ષ્મ શરીર સ્નાન કરી પવિત્ર થતું હોય અને એ વરસાદ પડવો જારી હોય અને જારી રહેશે એવી ભાવના થતાં આખરે—

'તું ગતિ તું મતિ આશરો,
તું અવલંબન મુજ પ્યારો, રે.'

એ વાક્ય બોલતાં આ શરીર સામે ઉભેલા પરમાત્માને નમી પડયું, પગે પડયું, તેની સાથે થઇ ગયું, તેને સ્પર્શ કરી ગયું અને **પ્રભુ સર્વસ્વ** એવો ભાવ બરાબર અનુભવવા લાગ્યું. 'તું ગતિ અને તું મતિ, તું આશ્રય અને તું અવલંબન !' એ ચારે શબ્દોના ભણકારા હજુ પણ વિસરાતા નથી, પ્રભુને સર્વ સમર્પણ કરી પ્રભુમાં જ મતિ રાખવાની અને પ્રભુને સર્વસ્વ માની લેવાની ઉન્નત દશાનો અનુભવ કરતાં આખરે ગાન ત્યાં વિરમ્યું, પ્રભુશરીર ઉપર ચડવા ઇચ્છિતું જોવાયું, મન તેના તરફ જવા અને તે મય થવા આકર્ષાતું જણાયું; આખરે ચંદ્રજ્યોત્સ્નામાં તે મહાશરીર મળી ગયું.

આંખ ઉઘડી ગઈ! સામે શાંત સરોવર છે, માછલીઓ કાંઇક અવાજ પાણીમાં અવાર નવાર કરે છે, બે મિત્રો બાજુએ બેઠા છે, આ અસલ સ્થિતિ પાછી જોવામાં આવી. વીર પરમાત્માનો દેહ વિસરાળ થઇ ગયો, પણ 'તું ગતિ તું મતિ આશરો, તું અવલંબન મુજ પ્યારો રે' ગાન તો ચાલુ જ રહ્યું. જાણે અલ્પ સમયમાં જીવન અદ્ભુત દશાનો સાક્ષાત્કાર કરી આવ્યું હોય, તેણે પરમાત્માને પ્રત્યક્ષ જોયા હોય અને સંસારભાવથી તે દૂર થએલ હોય એવી દશા

અનુભવી. પાછા જળ અને મંદિર તરફ નજર ગઇ, બન્ને મિત્રોને જોયા અને તેઓની સાથે ધર્મચર્ચા ચાલુ થઈ, લગભગ અર્ધો કલાક ધર્મચર્ચા કરી બાર વાગ્યાના સુમારે મકાન તરફ પાછા ફર્યા.

પ્રભુગુણથી આકર્ષાઈ ત્યાં આવનારની સગવડ જાળવવા પુણ્યાત્મા પ્રાણીઓએ ધર્મશાળાની સગવડ અને વ્યવસ્થા બહુ સુંદર કરી છે. ત્યાં સુવાની તૈયારી નોકરે કરી રાખી હતી, પથારીમાં પડતાં ઉંઘ આવી ઉંઘમાં પણ વીરપરમાત્માનું ઉન્નત શરિર, શાંત સમયની ચંદ્રિકા અને સુરમ્ય પૃથ્વી તેમજ ગુણગંગાજળનો વરસાદ પાછો વરસવા લાગ્યો, અર્ધજાગૃત નિંદ્રિત અવસ્થામાં વીર પરમાત્માના જીવનના અનેક પ્રસંગો પસાર થવા લાગ્યા, વીરશરીરપર અપૂર્વ ભાવ થયો, લઘુ શરીર દૂરથી તેમનાં દર્શન કરવા લાગ્યું, તેમને સ્પર્શ કરવામાં પવિત્ર વસ્તુને મેલા હાથ અડાડતાં જે ખંચાણ થાય છે તે સ્થિતિ અનુભવતાં આખરે નિદ્રા આવી ગઇ. માનસિક અને સ્થૂળ દેહે તદ્દન સ્વસ્થ બની પ્રભાતમાં ઉઠતાં વીરસ્તોત્રની ઘોષણા ચાલી. એક બે સુંદર પ્રભાતના રાગોનો નાદ અંતરમાંથી નીકળી ગયો.

વ્યવહારૂ નિત્યકર્મથી પરવારી સ્નાન કરી શ્રી વીર પરમાત્માના **નિર્વાણસ્થાન**ના દર્શનનો લાભ લીધો. આ સ્થાન ધર્મશાળાની મધ્યમાં આવેલ છે, સુંદર પ્રાસાદથી રમ્ય બનાવેલ છે, ચિત્રવિચિત્ર કોરણીથી કૃત્રિમ બનાવેલ છે અને આકર્ષક આરસથી સ્થૂળ નજરને શાંતિ આપનાર છે. ત્યાં રહેલ પ્રાચિન પાદુકાની સેવા કરી જળમંદિર તરફ ચાલ્યા. રાત્રિ કરતાં કાંઇક તદ્દન નવીન જ દેખાવ નજરે

પડયો: સૂર્ય પ્રકાશી રહ્યો છે, પવનથી સહજ અસ્થિર બનેલા જળકલ્લોલમાં એકના અનેક સૂર્ય દેખાય છે, માછલીઓએ વિશેષ અવાજ કરતાં પાણીમાં દોડાદોડ કરી મૂકી છે, જળની વચ્ચે આવી રહેલા મંદિરમાંથી ઘંટાનો અવાજ સંભળાય છે. આવા પ્રદેશમાં આગળ વધ્યા, પગથી પર ચાલતા મહાવીરનું સ્મરણ થયું, વર્ધમાનનું વધતું શરીર એક વાર મન પર દેખાઈ અદશ્ય થતું જણાયું, પગથી પૂરી થઇ થઈ, મંદિરમાં સહમિત્રો સાથે દાખલ થઇ દ્રવ્યપૂજા કરી. ઘણો આનંદ થયો. ભાવપૂજન નિમિત્તે અનેક શ્લોકો બોલ્યા પછી ચૈત્યવંદનવિધિ કરવામાં આવ્યો. સ્ફુટ મધુર સ્વરે ત્યાર પછી **'તાર હો તાર પ્રભુ મુજ સેવક ભણી'** એ દેવચંદ્રજીના સ્તવનને બોલતાં મનમાં અદ્દભુત અપૂર્વ ભાવ ઉત્પન્ન થયો. જયવિયરાય સ્તુતિ કરી રહ્યા પછી નીચેની સ્તુતિ ઊભા રહીને કરવામાં આવી. તે બોલતી વખત મનમાં આંતર આનંદ વધતો ગયો. સામે વીર પરમાત્માની પાદુકા અને માનસિક મૂર્તિ હતા તેને ઉદ્દેશીને સ્તુતિ થઇ:—

**अपारघोरसंसारनिमग्नजनतारक !**
**किमेष घोर संसारे नाथ ! ते विस्मृतो जनः ॥ १ ॥**
**सद्भावप्रतिपन्नस्य तारणे लोकबान्धव !**
**त्वयास्य भुवनानन्द ! येनाद्यापि विलम्ब्यते ॥ २ ॥**
**आपन्नशरणे दीने करुणामृत सागर !**
**न युक्तमीदृशं कर्तुं जने नाथ ! भवादृशाम् ॥ ३ ॥**
**भीमेऽहं भवकान्तारे मृगशावकसन्निभः;**
**विमुक्तो भवता नाथ ! किमेकाकी दयालुना । ॥४॥**
**इतश्चेतश्च निक्षिप्तचक्षुस्तरलतारकः;**
**निरालम्बो भयेनैव विनश्येऽहं त्वया विना । ॥५॥**

अनन्तवीर्यसम्भार ! जगदालम्बदायक !;
विधेहि निर्भयं नाथ ! मामुत्तार्य भवाटवीम् । ॥६॥
न भास्कराहते नाथ ! कमलाकरबोधनम्;
यथा तथा जगन्नेत्र ! त्वदृते नास्ति निर्वृतिः । ॥७॥
किमेष कर्मणां दोषः किं ममैव दुरात्मनः;
किं वास्य हतकालस्य किं वा मे नास्ति भव्यता ? ॥८॥
किं वा सद्भक्तिभिर्ग्राह्य ! सद्भक्तिस्त्वयि तादृशी;
निश्चलाद्यापि संपन्ना न मे भुवनभूषण । ॥९॥
लीलादलीतनिःशेषकर्मजाल ! कृपापर !;
मुक्तिमर्थयते नाथ ! येनाद्यापि न दीयते । ॥१०॥
स्फुटं च जगदालम्ब ! नाथेदं ते निवेद्यते;
नास्तीह शरणं लोके भगवन्तं विमुच्य मे । ॥११॥
त्वं माता त्वं पिता बन्धुस्त्वं स्वामी त्वं च मे गुरुः;
त्वमेव जगदानन्द ! जीवितं जीवितेश्वर ! ॥१२॥
त्वयावधीरितो नाथ ! मीनवज्जलवर्जितं;
निराशो दैन्यमालम्ब्य म्रियेऽहं जगतीतले । ॥१३॥
स्वसंवेदनसिद्धं मे निश्चलं त्वयि मानसम्;
साक्षाद्भूतान्यभावस्य यद्वा किं ते निवेद्यताम् । ॥१४॥
मच्चितं पद्मवन्नाथ ! दृष्टे भुवनभास्करे;
त्वयीह विकसत्येव विदलत्कर्मकोशकम् । ॥१५॥
अनन्तजन्तुसन्तानव्यापाराक्षणिकस्य ते;
ममोपरि जगन्नाथ ! न जाने कीदृशी दया । ॥१६॥
समुन्नते जगन्नाथ ! त्वयि सद्धर्मनीरदे
नृत्यत्येष मयूराभो मद्दोर्दण्ड शिखण्डकः । ॥१७॥
तदस्य किमियं भक्तिः किमुन्मादोऽयमीदृशः;
दीयतां वचनं नाथ ! कृपया मे निवेद्यताम् । ॥१८॥
मञ्जरीराजिते नाथ ! सच्चूते कल कोकिलः;

यथा दृष्टे भवत्येव लसत्कलकलाकुलः । ॥१९॥
तथैव सरसानन्दबिन्दुसन्दोहदायक !
त्वयि दृष्टे भवत्येव मुर्खोऽपि मुखरो जनः । ॥२०॥
तदेनं मावमन्येथा नाथासंबध्धभाषिणम्;
मत्वा जनं जगज्ज्येष्ठ ! सन्तो हि नतवत्सलाः । ॥२१॥
किं बालोऽलीकवाचाल आलजालं लपन्नपि;
न जायते जगन्नाथ ! पितुरानन्दवर्धनः । ॥२२॥
तथाश्लीलाक्षरोल्लाप जल्पकोऽयं जनस्तव;
किं विवर्धयते नाथ ! तोषं किं नेति कथ्यताम् । ॥२३॥
अनाद्यभ्यासयोगेन विषयाशुचिकर्दमे;
गर्ते सूकरसंकाशं याति मे चटुलं मनः । ॥२४॥
न चाहं नाथ ! शक्नोमि तन्निवारयितुं चलम्;
अतः प्रसीद तद्देव ! देव ! वारय वारय । ॥२५॥
किं ममापि विकल्पोऽस्ति नाथ ! तावक शाशने;
येनैवं लपतोऽधीश ! नोत्तरं मम दीयते । ॥२६॥
आरूढमीयतीं कोटीं तव किङ्करतां गतं
मामप्यतेऽनुधावन्ति किमद्यापि परीषहाः । ॥२७॥
किं स्वामी प्रणताशेषजनवीर्यविधायक !
उपसर्गा ममाद्यापि पृष्टं मुञ्चन्ति नो खलाः । ॥२८॥
पश्यन्नपि जगत्सर्वं नाथ ! मां पुरतः स्थितम्;
कषायारातिवर्गेण किं न पश्यसि पीडितम् । ॥२९॥
कषायाभिद्रुतं वीक्ष्य मां हि कारुणिकस्य ते;
विमोचने समर्थस्य नोपेक्षा नाथ ! युज्यते । ॥३०॥
विलोकिते महाभाग ! त्वयि संसारपारगे;
आसितुं क्षणमप्येकं संसारे नास्ति मे रतिः । ॥३१॥
किं तु किं करवाणीह नाथ ! मामेष दारुणः;
आन्तरो रिपुसंघातः प्रतिबध्नाति सत्वरम् । ॥३२॥
विधाय मयि कारुण्यं तदेनं विनिवारय;

उद्दामलीलया नाथ ! येनागच्छामि तेऽन्तिके । ॥३३॥
तवायत्तो भवो धीर ! भवोत्तारोऽपि ते वशः ;
एवं व्यवस्थिते किं वा स्थीयते परमेश्वर ! । ॥३४॥
तद्दीयतां भवोत्तारो मा विलम्बो विधीयताम्;
नाथ ! निर्गतिकोल्लापं न शृण्वन्ति भवादृशाः । ॥३५॥

"છેડો ન પામી શકાય તેવા ભયંકર સંસારસમુદ્રમાં "ડુબેલા પ્રાણીઓને તારનાર! હે મારા નાથ! આ ભયંકર "સંસારમાં આપ શું મને તદ્દન વિસરી ગયા? ભૂલી ગયા? "ચૂકી ગયા? જેને લઇને હે લોકબંધુ! જો કે આપ સદ્‌ભાવ "ધારણ કરનારને તારવામાં સદા તત્પર હો છો, છતાં હે "ત્રણભુવનને આનંદ આપનાર મારા પ્રભુ! મારા સંબંધમાં "આપ હજુ પણ વિલંબ કરી રહ્યા છો. ૧-૨. અહો કરૂણા "રૂપ અમૃતના સમુદ્ર! આપને શરણે આવેલ આ દીન પ્રાણી "ઉપર આપ જેવા મહાનુભાવે આ પ્રમાણે કરવું તે કોઈ "પણ રીતે છાજતું નથી. ૩. હે મારા નાથ! હું તો એક "હરણના બચ્ચા જેવો છું, તેને આપ જેવા દયાળુએ આ "ભયંકર સંસારઅટવી (જંગલ)માં તદ્દન એકલો કેમ મૂકી "દીધો? ૪. અરે મારા પ્રભુ! ચળવચળ થતી આંખો આ "બાજુ અને પેલી બાજુ નાખતો અને કોઈ પણ પ્રકારનું "અવલંબન નહીં મેળવી શકતો હું, તો બીકમાં ને બીકમાં "તમારા વગર મરી જઇશ. ૫. આવી મારી દયાજનક સ્થિતિ "હોવાથી અહો અનંત શક્તિના ધણી! જગતને અવલંબન "આપનાર મારા ઈશ્વર! આ સંસાર અટવી ઉતારીને મને "ભય વગરનો કરો-બીક વગરનો કરો. ૬. હે નાથ! હે "જગતના ચક્ષુ! જેવી રીતે કમળને વિકસ્વર કરવાને આ

" દુનિયામાં સૂર્ય સિવાય બીજો કોઇ પણ શક્તિમાન થતો નથી,
" તેવી રીતે તમારા વગર મને કોઈ જગોએ નિરાંત મળતી
" નથી, શાંતિ મળતી નથી, આરામ મળતો નથી. ૭. લીલા
" માત્રમાં–રમતમાં અનેક કર્મોનાં જાળાંઓને કાપી નાખવાને
" શક્તિમાન થયેલા હે કૃપાપરાયણ પ્રભુ! હું આપની
" પાસે મોક્ષ માગું છું, મારે મોક્ષ જોઇએ છીએ, છતાં
" હજુ આપ તે બાબતનો વિલંબ કરી રહ્યા છો, તો હે
" ભુવનભૂષણ! શું એ તે મારાં કર્મોનો દોષ છે? કે દુરાત્મા
" એવા મારા પોતાનો જ દોષ છે? કે હે સાહેબ! એમાં
" તે પેલા અધમ કાળનો દોષ છે? કે મારી પોતાની મોક્ષ
" જવાની યોગ્યતા (ભવ્યતા) જ નથી કે સુંદર ભક્તિથી ગ્રાહ્ય
" થનારા મારા પ્રભુ! મારી આપનામાં જોઇએ તેવી ખરેખરી
" ન ખસે તેવી સાચી ભક્તિ જ નથી? (મને અર્થીને અર્થ
" મેળવવામાં ઢીલ થાય છે તેનું કારણ શું?) ૯–૧૦. હે
" જગતને અવલંબન આપનાર! મારા નાથ! હું તો આપને
" સાચે સાચું કહી નાખું છું અને ઉઘાડી રીતે જણાવી દઉં
" છું કે મારે તમારા વગર આ દુનિયામાં બીજા કોઈનો
" આધાર નથી, ટેકો નથી, શરણ નથી. ૧૧. હે નાથ! હે
" પ્રભુ! આપ મારી માતા છો, આપ મારા પિતા છો, આપ
" મારા બંધુ છો, આપ મારા સ્વામી છો, આપ મારા ગુરૂ
" છો અને હે જગતને આનંદ આપનાર! મારા પ્રાણનાથ!
" આપ જ મારા જીવન છો! ૧૨. હે દીનબંધુ! આપ જો મારો
" તિરસ્કાર કે મારી અવગણના કરી મને પાછો કાઢશો તો
" જેમ માછલી જળ વગરના પૃથ્વીપ્રદેશમાં તરફડી તરફડીને
" મરી જાય છે તેવી રીતે હું તદ્દન નિરાશ થઇને અને દીન-

"તાને સ્વીકારીને મરી જઈશ, નાશ પામી જઈશ. ૧૩.
"મારા મનમાં અન્ય ભાવનો સાક્ષાત્કાર થયો છે, અને સ્વા-
"નુભવ વડે સિદ્ધ થયેલું મારૂં મન તમારામાં બરાબર નિશ્ચળ
"થઈ ગયું છે, નહિ તો તમને આટલું નિવેદન શા માટે
"કરૂં? ૧૪ હે નાથ! ત્રણ ભુવનમાં પ્રકાશ કરનાર આપ
"સૂર્યને જોઈને કર્મના સમૂહોને બાળી નાખતું મારૂં મન
"કમળની જેમ વિકાસ પામે છે. ૧૫. પરંતુ હે જગન્નાથ!
"આપને તો અનેક પ્રાણીસમુહના વ્યાપાર ઉપર લક્ષ્ય આપ-
"વાનું હોવાથી આપની મારા ઉપર કેટલી દયા છે તે કાંઈ મારા
"જાણવામાં આવતું નથી. ૧૬ હે જગતના નાથ! આપ
"સાહેબ જેવા શુદ્ધ ધર્મ રૂપ નીર (જળ–પાણી) થી ભરેલાં
"વાદળાં ચઢી આવતાં, મોર જેવો આ સરલ પ્રાણી નાચ
"કરી રહ્યો છે. ૧૭ ત્યારે સાહેબ! મારી એવી સ્થિતિ થઈ
"છે તે તે શું મારી ભક્તિ છે કે મારૂં એક પ્રકારનું ગાંડપણ
"છે? તેનો હે મારા નાથ! મારા ઉપર કૃપા કરીને જવાબ
"આપો. ૧૮. જેવી રીતે સુંદર આંબાના વિશાળ વૃક્ષ ઉપર
"મહોરો આવવા માંડે અને તેનાથી આખો આંબો સુશોભિત
"થઈ જાય તે વખતે મારા નાથ! સુંદર ગાન કરનાર કોકિલ
"પક્ષી અત્યંત મધુર ગાન કરવા મંડી જાય છે અને કલ-
"કલારવ ચોતરફ કરી મૂકે છે; તેવી રીતે સુંદર રસપૂર્વક
"આનંદના બિન્દુઓને આપનાર હે મારા પ્રભુ! આપને
"જોઈને આ પ્રાણી તદ્દન જડભરત જેવો મૂર્ખ હોય તો
"પણ વાચાળ થઈ જાય છે. ૧૯–૨૦. હે જગતના વડવીર!
"હું કદાચ કાંઈ અસ્તવ્યસ્ત કે અવ્યવસ્થિત બોલતો હોઉં
"તો પણ મારી અવગણના કરશો નહિ; મારો તિરસ્કાર કરશો

" નહિ, મારી ઉપેક્ષા કરશો નહિ, કારણ કે સંત પુરૂષો તો
" નમનાર તરફ હમેશાં પ્રેમ બતાવનાર—ચાહ દર્શાવનાર હોય
" છે. ૨૧. હે મારા ઈશ્વર! એમ સમજો કે એક છોકરો હોય,
" તે જેવું તેવું—ગાંડું ઘેલું બોલતો હોય, વાચાળ થઈ ગયેલો
" હોય, બોલકણો હોય, છતાં તેની ઘેલીગાંડી વાત તેના
" પિતાના આનંદમાં વધારો નથી કરતી? ૨૨. તેવી રીતે
" હે નાથ! આ પ્રાણી (હું જાતે) ગામડીઆ અક્ષરો બોલતો
" હોય, અર્થ ઘટના વગરના શબ્દો લવી જતો હોય છતાં
" તે આપના સંતોષમાં વધારો કરે છે કે નહિ? તે હે પ્રભુ!
" આપ તુરત કહી દો, જણાવી દો, સ્પષ્ટ કરી નાખો. ૨૩.
" હે પ્રભુ મારૂં મન ઘણું ચપળ છે અને તે અનાદિ કાળના
" અભ્યાસને લઈને ડુક્કરની પેઠે વિષય રૂપ અશુચિના કાદવથી
" ભરેલા ખાડામાં દોડ્યું જાય છે, પણ તેને તેમ કરતાં હું
" અટકાવવાને શક્તિમાન થતો નથી; તો મારા દેવ! મારા ઉપર
" કૃપા કરીને તેને તેમ કરતાં વારો! તેને અટકાવો અટકાવો!
" તેને થોભાવો થોભાવો! ૨૪–૨૫. અહો મારા પ્રભુ! શું
" આપના શાસનમાં હજુ મને કાંઈ વિકલ્પ વર્તે છે કે આટ
" આટલું બોલી રહ્યો છું છતાં આપ મને ઉત્તર પણ આપતા
" નથી? ૨૬. હે પ્રભુ! હું આટલી હદે ચઢયો, આપનો
" સેવક થયો, છતાં હજુ પણ પરીષહો મને કેમ ત્રાસ આપે
" છે? ૨૭. પ્રણામ કરનાર જનોને મહાવીર્ય આપનાર મારા
" પ્રભુ! નાદાન ઉપસર્ગો હજુ પણ મારો કેડો કેમ મૂકતા
" નથી? ૨૮. આપની સમીપે રહેલા આખા જગતને આપ
" જુઓ છો, જોઇ શકો છો, છતાં આશ્ચર્ય છે કે આપની
" સન્મુખ રહેલા આપના આ સેવકને કષાયરૂપ શત્રુવર્ગ

"આટઆટલી પીડા કરે છે, હેરાન કરે છે, ત્રાસ આપે છે તે
"આપ હજુ કેમ જોતા નથી ? ૨૯. હે પ્રભુ ! આપ તો દયાના
"ભંડાર છો, છતાં આપ કષાયથી ત્રાસ પામતો મને જોઈ
"રહ્યા છો અને ઉપેક્ષા કરો છો, પણ આપે મારા સંબં-
"ધમાં ઉપેક્ષા કરવી એ કોઈપણ રીતે યોગ્ય નથી; કારણકે
"આપ એ દુશ્મનોથી મને છોડાવવાને પૂરતા શક્તિમાન છો.
"૩૦. અહો મહા ભાગ્યવાન ! આપ સંસારનો પાર પામી
"ગયેલા છો, તમને જોઈને મને સંસારમાં હવે એક ક્ષણ-
"વાર પણ રહેવાની ઇચ્છા થતી નથી, તેમાં મને આનંદ
"આવતો નથી, તેમાં મને મઝા આવતી નથી. ૩૧. છતાં
"હે મારા પ્રભુ ! મારો અંદર રહેલો મોટો અંતરંગ શત્રુ-
"સમુદાય મને બહુ સખ્ત રીતે બાંધી લે છે. મારો કેડો
"મૂકતો નથી. તો હવે હું શું કરૂં ? કેમ કરૂં ? ૩૨. હે દયાળુ !
" મારા ઉપર દયા લાવીને આપ અંદર રહેલા શત્રુસમુદાયને
"અટકાવો, હઠાવો, પાછા પાડો; જેથી હું આપસાહેબની
"પાસે જલ્દી આવી પહોચું. ૩૩. અહો ભડવીર ! આ સંસાર
"આખો તમારે આધીન છે. અને સંસારનો પાર પમાડવાનું
"પણ તમારા હાથમાં જ છે. છતાં હે પરમેશ્વર ! હવે શા
"માટે બેસી રહ્યા છો ? કેમ બેસી રહ્યા છો ? ૩૪. હવે
"તો મને સંસારનો પાર પમાડી આપો, તેમાં જરાપણ વિ-
"લંબ ન કરો; આશ્ચર્ય છે કે આવી રીતે પ્રકટપણે કરાયેલી
"મારી પ્રાર્થના આપ જેવા મહાનુભાવો સાંભળતા નથી !
"૩૫."

ઉપર પ્રમાણે પ્રાર્થના કરી રહ્યા પછી આંખ મીંચાઈ ગઈ, પરમાત્માનો કાંઈક સાક્ષાત્કાર થયો, થોડા વખત એ

અતિ આનંદદાયક સ્થિતિ અનુભવી ધર્મશાળા તરફ સર્વ સાથે પાછું ગમન થયું. ભોજનક્રિયા કરી લઇ પાછા વળવાની મુસાફરીની તૈયારી કરી લીધી. મન વળી એક વાર પાછું જળમંદિર તરફ ખેંચાયું, તેથી ચાલતે મુકામે એ અતિ શાંત સ્થાનને શરીર ફરી ભેટી આવ્યું અને એ સ્થાનને નિરખતાં એ સ્થાનમાં આગલી રાત્રે તથા તે દિવસે અનુભવેલ આનંદરસના કલ્લોલમાં મજ્જન કરતાં મુસાફરીને માર્ગે પડયા. હુજુ પણ એ પ્રસંગ યાદ આવે છે ત્યારે રોમાંચ ખડાં થાય છે, મન અસાધારણ આનંદ સ્થિતિ અનુભવે છે અને જીવનની એ સુંદર ક્ષણોને યાદ કરી એ સ્થળને ભેટવાને, એ શાંતિનો અનુભવ કરવાને, એ આત્મરમણતા પ્રાપ્ત કરવાને ઇચ્છા–હોંશ–અભિલાષા મનમાં સર્વદા રહે છે.

{ જૈ. ધ. પ્ર. પૃ. ૨૩૪
સંવત ૧૯૭૪



# વિચારણા અને અવલોકન

[ ૩ ]

સંસારચક્રમાં બહુ પ્રકારની બાબતોનો વિચાર કરવાનો છે. મનુષ્ય જીવનની ઉત્કૃષ્ટતા એવા પ્રકારની વિચારસરણીની પ્રાપ્તિને લઈને ગણી શકાય છે. આખી જીંદગી એ એક મહાન્ અને વિકટ પ્રશ્ન છે. એ પ્રશ્નના ફતેહમંદ નિકાલમાં આખા જીવનની ફત્તેહનો આધાર રહેલો છે. જીવનનું સાફલ્ય વધતે ઓછે અંશે વિચાર અને વર્તનની શુદ્ધતા પર આધાર રાખે છે અને સાફલ્યમાં તેથી તરતમતા ઘણી રહે છે. જે પ્રાણીઓ આ જીવનને મોજશોખનું સાધન માને છે, જેઓ આ જીવનમાં ઇંદ્રિયતૃપ્તિ કરવાનું જ સાધ્ય રાખે છે, જેઓ વખતે કવખતે કામવાસનાને આધીન થઈ જાય છે, જેઓ ધનપ્રાપ્તિના અસાધારણ પણ નિરર્થક પ્રયાસમાં રાત દિવસ મશગુલ રહે છે, જેઓ ધનને કે વિષયને જીવનપ્રાપ્તિનો છેલ્લો શબ્દ ગણે છે, જેઓ જીવનની કિંમત રૂપિયાના અથવા મોજશોખના વિલાસના સરવાળામાં આંકે છે, જેઓ રાત્રિ દિવસ ધમાધમ કે પ્રવૃત્તિ કરવામાં જ મોજ માને છે, અથવા કોઈ કાર્ય કે દિશા ન સૂજવાથી જેઓ આખો વખત આળસમાં, નિંદામાં, વાતો કરવામાં, વેધ પાડવામાં કે ટીકા કરવામાં ગાળે છે, જેઓ રાજખટપટ કે તિરસ્કારનાં વાદળો વરસાવવામાં, લાકડાં લડાવવામાં કે અન્યને ભોગે પોતાનો ઉત્કર્ષ સાધવામાં જીવન લક્ષ્ય દોરે છે—આવા આળસુ કે અપ્રશસ્ત પ્રવૃત્તિવાળાને આ વિચારણામાં સ્થાન નથી, સંસારના કીડાઓને આ ચર્ચા કરવાનો અધિકાર નથી અને આ ભવમાં મળેલા કે મેળવવા

ધારેલા વૈભવસુખમાં ઇતિકર્તવ્યતા સમજનારને અત્રે કોઈ પ્રકારનો લાભ કે આનંદ નથી.

× × × ×

પ્રથમ વિચાર તો એ પ્રાપ્ત થાય છે કે **આ જીવનનું સાધ્ય શું ?** જ્યાંસુધી પ્રાણી સાધ્યનો નિર્ણય કરતો નથી ત્યાંસુધી તેના સર્વ પ્રયત્નો નકામા થાય છે. વહાણનો માલમ ક્યાં જવું છે તેનો નિર્ણય કરે છે, રેલ્વેમાં બેસનારો પોતાના અંતીમ સ્થાનની ટીકિટ ખરીદે છે, ગાડામાં બેસનાર ચોક્કસ સ્થળે પહોંચવાનું ભાડું ઠરાવે છે. આવી રીતે કોઈ પણ પ્રવૃત્તિનો વિચાર કરીએ તો જણાશે કે દરેક પ્રાણી વ્યવહાર-દૃષ્ટિએ કોઈ પણ ક્રિયા કરે છે તેમાં તેની નજર અમુક ચોક્કસ પરિણામ નિપજાવવાની હોય છે. તે સાધ્ય પ્રાપ્ત કરવાનાં જો યોગ્ય સાધનો યોજે તો તે સાધ્ય પ્રાપ્ત કરે છે અથવા બીજા ત્રીજા પ્રયત્નો કરીને અવનવી યોજના કરીને પણ, બની શકે ત્યાંસુધી તે સાધ્ય પ્રાપ્ત કરવા પાછળ પડે છે. કોઈ પણ વ્યવહારૂ કાર્યના સંબંધમાં પણ વિચારણા કરવામાં આવશે તો આ નિયમ સતત જળવાઈ રહેતો જણાશે અને તેટલા માટે વ્યવહા-રદક્ષ પુરૂષો કહે છે કે, **મુર્ખ માણસ પણ પ્રયોજન વગર પ્રવૃત્તિ કરતો નથી.** વ્યવહારનો આ સાદો નિયમ છે, જાણીતો નિયમ છે, સમજુને ને મંદ મતિવાળાને પણ એક સરખી રીતે લાગુ પડતો નિયમ છે. તદ્દન અક્કલહીન ગાંડા કે ગમાર માણસને બાદ કરતાં આ આબાદ લાગુ પડતો નિયમ આખા જીવનને લાગુ પડે છે કેનહિ ? તે હવે વિચારીએ.

આપણે જીવનની નાની નાની પ્રવૃત્તિઓ પણ પ્રયોજન

3

વગર કરતા નથી એમ લાગે છે અને સવારે ઉઠવા પછીનાં દરેક કાર્ય તપાસશું તો અંદરખાને તેમાં યોજના અને હેતુ આપણા વિચાર અને યોગ્યતા પ્રમાણે લાંબે કે ટુંકે અંતરે જણાશે. આવો સાદો નિયમ આખા જીવનને લાગુ પડે છે? આપણી નાની પ્રવૃત્તિઓમાં પ્રયોજન હોય છે, તો આપણા આખા જીવનની પ્રવૃત્તિમાં કોઈ પ્રયોજન, કાંઈ યોજના, કાંઈ સરખાઈ, કાંઈ સાધ્યનિર્ણય, કાંઈ સાધ્યસામીપ્ય, કાંઈ સાધ્યપ્રાપ્તિના ઉપાયોનું સંગઠન—આવું કાંઈ જણાય છે? છે તો કેટલાંને છે? નથી તો કેમ નથી? હોય તો શું અને કેવું હોવું જોઇએ? વિગેરે બાબતોનો વિચાર કર્યો છે? ન કર્યો હોય તો આપણી ગણના શેમાં થાય? 'મંદ પ્રાણી પણ પ્રયોજન વગર પ્રવૃત્તિ કરતો નથી' એમ આપણે ઉપર જોયું, તો પછી આમ હોય તો તો આપણે મંદમાંથી પણ ગયા. ત્યારે આ પ્રસંગે આપણે આવા આવા વિચારો કરીએ. વળી કોઇવાર આવા પ્રકીર્ણ વિચારોનો સમન્વય કરશું.

ત્યારે આ **જીવનનું સાધ્ય શું**? આપણી નાની અને મોટી પ્રવૃત્તિઓનો અંદરખાનેથી હેતુ તપાસવાની જરૂર છે. તેમાં પણ હેતુના બે પ્રકાર છે: એક તો સામીપ્યમાં રહેલા હેતુને અંગે કાર્ય થાય છે અને બીજું એ હેતુને પરિણામે અનેરો હેતુ હોય છે અને છેવટે અંતિમ હેતુ હોય છે. આપણે કલમ હાથમાં લઈએ ત્યારે સામિપ્યમાં તો કાંઈ લખવાનો કે નામું માંડવાનો હેતુ હોય છે, પણ કોઈ લખવા ખાતર લખતું નથી, ચોપડા તૈયાર કરવા ખાતર નામું માંડતું નથી; આપણે દેરાસરે જઇએ તો જવા ખાતર જતા નથી, પણ એ જવામાં કાંઈ હેતુ હોય છે. એ હેતુની પરંપરા વિચારીએ તો છેવટે

અંતિમ હેતુ સમજાય છે. એ અંતિમ હેતુ સ્પષ્ટ હોય, ચોક્કસ હોય તો જ આપણી સર્વ ક્રિયાઓ તેને અનુલક્ષીને થાય છે. આપણે ઘેરથી ફરવા નિકળીએ અને ક્યાં જવું છે તેનો નિર્ણય ન હોય અને આપણા મનની ડામાડોળ સ્થિતિ હોય, તો આપણી ગતિ કેવી થાય છે? આપણે ટ્રામમાં બેસીએ અને ક્યાંની ટીકિટ લેવી છે તે આપણે જ જાણતા ન હોઇએ તો આપણને કેવા ખ્યાલો થાય છે? દેખાય છે તો તેનાં કારણો શું છે? કારણો હશે એવો કોઈ વખત વિચાર પણ કર્યો છે? ન કર્યો હોય તો પછી આપણી મંદમાં પણ ગણના થાય કે તેથી પણ ઓછી હદે પહોંચીએ? તે વિચારવા યોગ્ય છે.

અહીં પ્રશ્ન થાય છે કે શું આપણે જે પ્રવૃત્તિ કરીએ છીએ તેનો હેતુ જ નથી કે આપણે વિચાર કરતા નથી? આવી અસંભવીત વાતની સ્થાપના કરી હોય અને પછી તે પર નિર્ણયો બાંધવા માંડયા હોય તો તેમાં ભૂલ લાગશે. તેટલા માટે પ્રથમ એ વિચાર કરવાની જરૂર છે કે આપણા સર્વ કાર્યોના સમીપના હેતુઓ તો આપણી બુદ્ધિશક્તિની ખીલવણીના પ્રમાણમાં ઓછે વધતે અંશે જાણવામાં હોય છે, **પણ અંતિમ હેતુનો ખ્યાલ હોતો નથી,** હોય છે તો ઘણો અસ્પષ્ટ હોય છે અને એના વચ્ચેના સાધનોમાં ઘણી જ ગેરવ્યવસ્થા હોય છે. એના થોડા દાખલા વિચારીએ.

એક અભ્યાસી વિલાયત જઇ બહુ ખર્ચ અને કાંઇક પ્રયાસ કરી બેરિસ્ટરની પદવી સંપાદન કરી આવ્યો. તે એક સમજુ યોગી પાસે ગયો. યોગીને પોતાના દૂર દેશની મુસાફરીની અને ત્યાં કરેલા અભ્યાસની વાત કરી. પછી તેઓ વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઇ:—

બેરિસ્ટર–'આ પ્રમાણે છેવટે પરીક્ષા પસાર કરી ગઇ કાલે જ હું અહીં આવ્યો છું.'

યોગી–'બહુ સારૂં, હવે શું કરશો?'

બેરિસ્ટર–'હવે કોરટમાં કેસો ચલાવીશ, વકીલાત કરીશ.'

યોગી–'પછી?'

બેરિસ્ટર–'પછી પૈસા કમાવા માંડીશ.'

યોગી–'પછી?'

બેરિસ્ટર–'પછી બૈરી પરણીશ, ઘર માંડીશ.'

યોગી–'પછી?'

બેરિસ્ટર–'પછી મોટર લઇશ.'

યોગી–'પછી?'

બેરિસ્ટર–'પછી સારો બંગલો બંધાવીશ.'

યોગી–'પછી?'

બેરિસ્ટર–'પછી ઘરમાં ઘરેણાં વસાવીશ, વાસણ, ફરનીચર, કપડાં, સાડીઓ વિગેરે લઇશ, વીજળીની બત્તીઓ, પંખા વિગેરેથી શોભા કરીશ, જીવનના અનેક લ્હાવા લઇશ.'

યોગી–'પછી?'

બેરિસ્ટર–'સાહેબ, પછી પછી શું કરો છો? **પછી મરી જઇશ.**'

આવી વાત છે! પછી **મરી જઇશ** એ કહેતાં કહેવાઇ તો ગયું, પણ વિચારવાન હોવાથી તેને અંગે વિચાર શ્રેણી ચાલી. આ પ્રમાણે વ્યાપારી કે નોકર, શિક્ષક કે સેવક, વૈદ્ય કે ડોકટર, ઇજનેર કે શીલ્પી, સુતાર કે દરજી, ન્યાયાધીશ કે અમાત્ય–ગમે તેને બરાબર વિગતવાર પૂછવાથી જણાશે કે અમુક અમુક બાબતો કરવા પછી છેવટનો જવાબ જો તે

ઉડાવશે નહિ તો 'મરી જઇશ,' એ આવશે. સમજુ માણુસની આ દશા હોય ? અનેક પ્રવૃત્તિ કરીને છેવટે 'મરી જઇશ,' એવી ઠેકાણા વગરની વાત હોય ? અને એવડી બધી પ્રવૃત્તિના પરીણામે પાછું કાંઇ ન રહેવાનું હોય તો થોડા વર્ષના પંખીડાના મેળા ખાતર અનેક ધમાલ, કાવાદાવા, કારસ્થાન અને ગોટાળા કરવા, ઉંઘ વેચી ઉજાગરા કરવા, ટાઢ તડકો સહન કરી ભારો ખેંચવા, સાચું ખોટું કરી હવેલીઓ બાંધવી અને પછી 'પછી મરી જઇશ.' એવો જવાબ આપવો એમાં કાંઇ સમજણ, એમાં કાંઇ વિચારણા, એમાં કાંઇ દીર્ઘ દૃષ્ટિ, એમાં કાંઈ સાપેક્ષવૃત્તિ, એમાં કાંઇ સાધ્યસ્પષ્ટતા લાગે છે? એવો જવાબ છેવટે આપવો પડશે એમ લાગતું હોય તો કોઇ સમજુ માણુસ પ્રથમથી જવાબ આપવાની ધૃષ્ટતા પણ કરે ખરો ? અને એ સિવાય બીજો કોઇ પણ જવાબ ચાલુ વ્યવહારૂ માણુસો જેને દુનિયા 'ડાહ્યા' અથવા 'વ્યવહારદક્ષ' કહે છે તેના સંબંધમાં આવે અથવા હોઇ શકે ખરો ? આ સર્વ બાબતો વિચાર કરવા યોગ્ય છે.

આ સબંધમાં તદ્દન આત્મિક દૃષ્ટિએ એકાંતસ્થાનમાં બેસી આત્માની સાક્ષીએ સમજુ પ્રાણી વિચાર કરે તો આખી પ્રવૃત્તિના અંતિમ સાધ્યની સુસ્પષ્ટતાને અંગે બહુ ખેદ થાય તેવું છે, અને એમ લાગશે કે આ તો આખો રસ્તો જ ભુલી ગયા છીએ, આખા વહાણને હોકાયંત્ર જ નથી, વહાણનું સુકાન જ વિસરાઇ ગયું છે અને આવા સુકાન અને હોકાયંત્ર વગરના વહાણને તો પછી જેવો પવન લાગે તે પ્રમાણે અસ્તવ્યસ્ત પણે ખેંચાઇ જવાનું રહ્યું. એવા ધકેલા ખાતા ભર દરીએ રખડતા સુકાન વગરના વહાણને પોતાની માલમ-

ખીશી નીચે આવી પડેલું જોઇ વિચારવાન હશે તે ખેદ પામશે, મુંઝાશે અને પોતાની યોગ્યતાની કિંમત આંકી પોતાની જાત ઉપર જ દયા ખાશે. આવી જાતની કબૂલાત જનસમાજ વચ્ચે કોઇ આપનાર નથી, કારણ આ પ્રાણીને 'સ્વમાન'નો એવો ખોટો ખ્યાલ છે કે એ પોતાનાં અયોગ્ય કાર્યને ઢાંકી દેવા પ્રયત્ન કરશે; અને આ તો એવો પ્રશ્ન રહ્યો કે જો તેનો સાચો જવાબ આપે તો પોતે તદ્દન અક્કલહીન મૂર્ખમાં ખપે, તેથી પોતાની સર્વ ક્રિયા સાધ્યના ખ્યાલ વગરની છે એવી વાતની કબૂલાત ઘણે ભાગે કોઇ આપનાર નથી અને દુનિઆના લોકોનો મોટો ભાગ ઘટતે વધતે અંશે તેના જેવોજ હોવાથી તેની આ વિચીત્ર માન્યતાને ટેકો આપશે, સામાન્ય રીતે કોઇ બાહ્ય કાર્યમાં કે અનુષ્ઠાનમાં અથવા કર્તવ્યમાં તેના જીવનની ઇતિકર્તવ્યતા મનાવી લેશે અને આ પ્રાણી તેમ માની લેશે, પોતાનાં મનને મનાવી લેશે, સમજાવી લેશે. પણ ખરેખર તેમ નથી. અહીં જે સાધ્યની અસ્પષ્ટતાનો ખ્યાલ કરવા વાત કરી છે તે તદ્દન એકાંતમાં પ્રાપ્ય છે, વિચારણા ને પરિણામે સમજાય તેવી છે અને આત્માને પૂછવાથી જણાય તેવી છે. વ્યવહારૂ માણસોનું માની લીધેલું શાસ્ત્ર આ આત્મિક શાસ્ત્રથી તે બાબતમાં સકારણ અને સાપેક્ષદૃષ્ટિએ તદ્દન જૂદું પડે છે.

ત્યારે આ તો બહુ આકરી વાત થઇ. આપણા સર્વ કાર્યનો અંતિમ હેતુ જ નથી, અથવા છે તો અસ્પષ્ટ અને ગોટાળાવાળો છે. એમ હોય તો તો પછી જીવનવ્યવહાર તદ્દન ખોટા પાયા ઉપર થઇ જાય, અર્થ કે પરિણામ વગરનો થઇ જાય અને છેવટે મોટા ફેરફાર કરવાને યોગ્ય થઇ

જાય. ત્યારે આમાં સમજવું શું? કરવું શું? ક્યાં જવું? કોને પૂછવું? આવા આવા સવાલો થશે. આપણે એ સર્વ બાબતો પ્રસંગો મેળવી વિચારતા રહીએ.

× × × ×

આપણી સર્વ ક્રિયાઓમાં અંતિમસાધ્ય **સુખપ્રાપ્તિનું** માનેલું હોય છે. પણ એ **સુખનો** ખ્યાલ બહુધા બહુ જ સ્થૂળ હોય છે અને ઘણો ખરો **અસ્પષ્ટ** હોય છે. **ખરૂં સુખ શું છે? અને ક્યાં છે?** તેનો ખ્યાલ જ બહુ અચોક્કસ અને ઘણો વિચિત્ર હોય છે. પ્રથમ આપણે સ્થૂળ સુખ તપાસીએ તો તેમાં તો કાંઈ સાર જેવી વાત નથી. ખાવાનાં સારાં પદાર્થો મળે, શરીરે આભૂષણો ધારણ કરવાનાં મળી આવે, કે રહેવાને હવેલીઓ મળે,—ટુંકમાં કહીએ તો ઈંદ્રિયનાં સર્વ સુખો મળે કે તે સુખ માણવાનાં સાધનો ઉપસ્થિત થાય કે લભ્ય થાય તેમાં તો કાંઈ સાર નથી, કેમકે તે બહુ થોડો વખત રહેનાર હોય છે. તેવા અલ્પસમયસ્થાયી વિષયોને સુખ માનવું એ મોટામાં મોટી ભૂલ છે. વળી પૌદ્ગલિક વસ્તુની બાબતમાં એક બીજો પણ ખ્યાલ રાખવાનો છે કે એ વસ્તુઓ જ્યાંસુધી પ્રાપ્ત થઇ ન હોય ત્યાં સુધી જ એની મઝા છે. એક ઘડીઆળ લેવા બાળકને ઇચ્છા થાય છે, તે ન મળે ત્યાંસુધી તેને તેની પ્રાપ્તિથી બહુ સુખ મળશે એમ એ ધારે છે. પગે ચાલનારને ગાડી કે મોટર વસાવવામાં સુખ લાગે છે, ભાડે રહેનારને ઘરના ઘરમાં સુખ લાગે છે, મુશીબતે પણ જેવું તેવું ભોજન મેળવનારને મીઠાઇ કે દૂધપાકપુરીમાં સુખ લાગે છે. બાકી એ વસ્તુ મળ્યા પછી પરિણામે કાંઇ નથી, એકાદ બે કલાક કે અમુક દિવસ જરા

પ્રેમ જેવું લાગે છે, પોતાના સ્નેહી કે સંબંધીને તે સંબંધી વાત કરવામાં રસ પડે છે, પછી કાંઈ નહિ. બરાબર વિચાર કરવાથી આ વાતનો ખ્યાલ આવી શકશે. ત્યારે **સ્થૂળ વિષયો પ્રાપ્તિ કરતાં પ્રાપ્તિ પહેલાં માની લીધેલું સુખ એને પ્રાપ્તિ કરાવવા પ્રેરણા કરે છે.** ત્યારપછી એની પ્રાપ્તિનો વિચાર કરીએ.

આખું જીવન તપાસશું તો, **છે** એ વસ્તુમાં પ્રેમ કે સંતોષને બદલે, **નથી** એના વિચારમાં અને એને મેળવવાની ખટપટ અને દોડાદોડમાં એ ગુંથાઈ ગયેલું જોવામાં આવશે. એ એક જ બાબત સ્થૂળ વસ્તુઓના સુખને નકામું બનાવવા માટે પૂરતી છે. એક વ્યવહારદક્ષ યોગી ગાઇ ગયા છે કે "તૃષાથી ગળું સુકાઈ જતું હોય ત્યારે સ્વાદિષ્ટ ઠંડું પાણી મળે તેમાં સુખ શું ? ભુખથી પેટમાં બળતરા ચાલતી હોય ત્યારે રોટલી કે ભાત મળે તેમાં સુખ શું ? રાગનો અગ્નિ જળી રહ્યો હોય ત્યારે તેના નિવારણનું સાધન મળે તેમાં સુખ શું ? એ તો બધા વ્યાધિને નિવારણ કરવાના ઉપાયો છે તેને આ પ્રાણી **ભૂલથી સુખ** માની બેઠો છે." આ વાર્તા બહુ વિચારવા જેવી છે. વસ્તુત: સ્થૂળ વસ્તુની પ્રાપ્તિમાં સુખ નથી. જેમને આ વસ્તુ મળી નથી તેઓ એમ ધારી રહ્યા છે કે એની પ્રાપ્તિમાં જરૂર સુખ છે અને તેથી જેમને એ વસ્તુ મળી ગઈ છે તેમને તેઓ પોતાની નજરે **સુખી** ધારે છે. બાકી હવેલીમાં વસનાર કે બન્ને વખત ભાણું ભરી ભોજન કરનારને પૂછો, તેઓનાં હૃદયનું પૃથક્કરણ કરો, તો સમજાશે કે આ વાત સત્ય નથી **ધનવાળાને કે સાધનસંપન્નને સુખી માનવા જેવી બીજી ગંભીર ભુલ કોઇ નથી.**

વળી એવા સુખના સાધનો થોડો વખત રહે પણ પછી શું ? એ વસ્તુઓ જાય કે વિનાશ પામે, ત્યારે તે પ્રાણીનો કચવાટ જોયો હોય, એની હૃદયની બળતરાનો ખ્યાલ કર્યો હોય, એની માનસિક અસ્થિરતા તપાસી હોય, તો એવાં સાધનોને દૂરથી નમસ્કાર કરવાનું મન થાય તેવું છે; કેમકે એવી સ્થૂળ વસ્તુઓ તો કોઈ વખત સ્થિર રહેતી નથી અને લાંબો વખત ટકતી નથી. ત્યારે એવી ઠેકાણા વગરની અને પોતાના તાબા બહારની વસ્તુઓ ઉપર કાયમના સુખનો ખ્યાલ બાંધી આખી જીવનનૌકા એના આધારે ચલાવવી અને પછી તેના વિનાશ વખતે વિમાસણો કરવી એ તો સમજુનું કર્તવ્ય હોય નહિ. તેથી સિદ્ધ એ થયું કે એવી વસ્તુઓ ન મળે ત્યાં સુધી જ સુખ હોય છે, માન્યતામાં માનેલું સુખ વસ્તુઓ મળે એટલે નરમ પડી જાય છે, હોય છે ત્યારે વસ્તુની કિંમત નથી અને જાય છે ત્યારે આકરો કચવાટ થાય છે; જે વસ્તુ સ્થિર ન હોય, લાંબો વખત ટકનારી ન હોય, નાશવંત હોય, તેની ઉપર મદાર બાંધી આપણી જીવનનૌકા ચલાવીએ તો આપણું વહાણ હોકાયંત્ર અને સુકાન વગરનું જ રહેવાનું એ વાતનો સ્પષ્ટ ખ્યાલ થાય છે.

જ્યારે સ્થૂળ વસ્તુઓમાંના સુખના ખ્યાલ ખોટા નીકળ્યા એટલે વ્યવહારમાં ડાહ્યા ગણાતા દક્ષ પુરૂષોનો ઘણો મોટો ભાગ તો જે વસ્તુની પ્રાપ્તિ માટે દોડાદોડ કરી રહ્યો છે તે તદ્દન ખોટે રસ્તે છે એમ જણાયું. હવે **માનસિક સુખ** તરફ નજર ફેરવી જોઇએ. ઘણુંખરૂં સુખ તો માન્યતામાં જ રહેલું હોય છે. અને માન્યતા જો સ્થૂળ પ્રકારની હોય, જાડી

હોય, દીર્ઘ વિચાર અને સંસારપ્રપંચના સ્પષ્ટ ખ્યાલ કે વિવેક વગરની હોય તો સુખ શું છે? તે સમજાતું જ નથી અને ઘણી વાર માનસિક સુખને બદલે ઉપાધિ વહોરવી પડે છે. એ સંબંધી સહજ વિગતમાં ઉતરવું યોગ્ય લાગે છે. કેટલીક વાર પોતાના સુખને બદલે પરના સુખનો ખ્યાલ કરી પ્રાણી પ્રવૃત્તિ કરે છે. અહીં તેને માનસિક સુખ થાય છે કે કેમ? તે તેના વિચારની સ્પષ્ટતા અને કર્તવ્યપરાયણતા પર આધાર રાખે છે. જો તેના ખ્યાલો અહીં પણ સ્થૂળ હોય, પોતાની વાહવાહ બોલાવવા માટે સમાજકાર્યમાં પ્રવૃત્તિ કરાતી હોય, લોકોમાં માન સન્માન મેળવવા પ્રવૃત્તિ થતી હોય, તો તેમાં પણ કાંઈ મઝા નથી, ખરો આનંદ નથી, વાસ્તવિક સુખ નથી. માનસિક સુખનો ખ્યાલ બહુધા સ્થૂળ હોય છે, અસ્પષ્ટ હોય છે અથવા દુનિયાદારીને લગતો હોય છે. એ સર્વ બાચકા છે, વેઠ છે, ધમાલ છે, એક પ્રકારનો વ્યવહાર જ છે. મનમાં આ પ્રાણી જેને સુખ માને છે તે તદ્દન સ્થૂળ પ્રકારનું અને મોટે ભાગે માની લીધેલું હોય છે અને વળી બહુ થોડો વખત ટેક તેવું હોય છે. એવા સુખને સુખ કહેવાય જ નહિ.

× × × ×

સ્થૂળ કે માનસિક સુખને અંગે ત્રણ વાત ધ્યાનમાં રાખવા યોગ્ય છે: એક તો એ સુખ ન મળે ત્યાં સુધી આનંદ રહે છે, બીજું એ મળ્યા પછી એમાંથી રસ ચાલ્યો જાય છે અને ત્રીજું એ બહુ થોડો વખત ચાલે છે. એ રીતે જોતાં એવા સુખની પાછળ વલખાં મારવાં એ વસ્તુસ્થિતિનું અજ્ઞાન, દીર્ઘ વિચારની ગેરહાજરી અને સારાસાર—આદરણીય અનાદરણીયના જરૂરી વિવેકની ખામી બતાવે છે. દુનિયાના

ખ્યાલથી આવી મહત્ત્વની બાબતમાં લેવાઈ જવા જેવું નથી. દુનિયા હમેશાં સ્થૂળ ખ્યાલ કરનારી, તાત્કાળિક ફળમાં સંતોષ પામી જનારી અને વિશિષ્ટ પરિણામ તરફ આંખો બંધ રાખનારી હોય છે. દુનિયાના અસ્પષ્ટ ખ્યાલો ઉપર મદાર બાંધીને આપણી સાધ્ય બાબતોનો નિર્ણય કરવામાં—આદર્શને ચોક્કસ કરવામાં આ રીતે બધી વખત સ્ખલના થાય છે, ભૂલ થાય છે. ત્યારે વાસ્તવિક સુખ શું છે? ક્યાં છે? કેમ મળે? કેવા પ્રકારનું હોય? તે શોધવાની અને તેને અનુસારે સાધ્યનો નિર્ણય કરવાની ખાસ જરૂરીઆત પ્રાપ્ત થાય છે. એ સુખની શોધમાં અને એના નિર્ણયના ચોક્કસપણામાં જીવનનું સાફલ્ય છે. આ દૃષ્ટિબિન્દુથી સત્ય અને વાસ્તવિક શાશ્વત સુખ શોધવા પ્રયાસ કરવો આવશ્યક છે, કર્તવ્ય છે, આદરણીય છે.

× × × ×

અતિ આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવી બાબત તો એ છે કે આ **જીવનના પ્રશ્નો ઉપર** આપણે બહુધા **વિચાર જ કરતા નથી.** આપણે અનેક દેશોની નીપજ આવકના આંકડાઓનો અભ્યાસ કરીએ છીએ, હિંદુસ્તાનની આયાત નિકાશના આંકડા પર તુલના કરીએ છીએ, ભૂતકાળના ઈતિહાસનાં પાનાં ઉથલાવી તે પર અભિપ્રાય આપીએ છીએ, જુના લેખો, તામ્રપત્રો, સિક્કાઓ વાંચવાનો પ્રયત્ન કરીએ છીએ, વર્તમાન યુગના મોટા બનેલા કે મોટા માનેલા મહાપુરૂષોનાં ચરિત્રો સાંભળીએ છીએ, વિચારીએ છીએ અને તે પર ચર્ચા ચલાવીએ છીએ; આવી બહારની અનેક પ્રકારની પ્રવૃત્તિ કરીએ છીએ, યથામતિ અને સંયોગાનુસાર પરનું હિત

કેમ થાય તે સંબંધી વિચારો કરીએ છીએ, કાંઈક અમલ પણ કરવાની તજવીજ કરીએ છીએ—પણ આ સર્વમાં પોતે કોણ છે? ક્યાંનો છે? પોતાનો ઇતિહાસ શો છે? પોતે કેટલા માલનું ભક્ષણ કરી ગયો? કેટલું પાણી વગેરે પી ગયો? પોતાનાં ન ઉકલતાં ઇતિહાસનાં પાનાં ક્યાં છે? કેમ મળે? કોને મળે? ક્યારે મળે? એ પત્રો ઉઘાડવાનો કોઈ દિવસ વિચાર થતો નથી, કોઈ વખત એ ઇતિહાસ વાંચવા વિચારવા યોગ્ય છે એવો ખ્યાલ પણ થતો નથી અને એ ઇતિહાસ કોઈ સાંભળવા કહે, સંભળાવે તો તે તરફ લક્ષ્ય પણ જતું નથી. આખી દુનિયાની બાબતમાં અભિપ્રાય આપવાનો દાવો કરનાર પોતાની જાતનો વિચાર ન કરે, આખી દુનિયાના ઝગડા ચૂકવવાનો યત્ન કરનાર ન્યાયાધિશ પોતાના આંતર ઝગડાનો ઉકેલ પણ ન કરે, આખા જગતની વિચારણા કરનાર પોતાને માટે જરા પણ તક હાથમાં ન ધરે એ વાત ખોટી લાગે છે, ન બનવા જેવી લાગે છે, છતાં વસ્તુતઃ એ વાત સાચી છે, ખરેખરી છે, લગભગ આપણા પ્રત્યેકના સંબંધમાં દરરોજ બનતી જોવામાં આવે છે.

આપણામાંના કેટલાક **રાજનીતિજ્ઞો** હશે, તે રાજ્યના સવાલોનો અભ્યાસ કરી સરકારને પ્રશ્નાવળી દ્વારા મુંઝવતા હશે, કાઉન્સીલમાં નવાં નવાં બીલો લાવી પ્રજાહિત માટે પ્રયત્ન કરતા હશે, તેઓએ વિચારવું કે કદી પણ આંતર સામ્રાજ્યના સવાલોનો અભ્યાસ કર્યો છે? કદી પણ સ્વજીવન નિર્ણય કરવા ધારાધોરણ ઘડી કાઢવાનાં બીલ આદર પામ્યા છે?

આપણામાંના કોઈ **મ્યુનિસિપલ** બાબતોમાં રસ લેતા હોઈ શહેર સુધરાઈના પ્રશ્નોનો અભ્યાસ કરી વખતો વખત

જાહેર રસ્તાઓ, હોસ્પિટલો, સ્કૂલોના પ્રશ્નોનો નિર્ણય કરતા હશે, તેઓએ તપાસવું કે કોઈ વખત આત્મવાટિકાના સીધા સરળ રસ્તાને સાફસુફ કરવાનો કે આત્મયોગની નિશાળને તપાસવાનો વિચાર પણ કર્યો છે ?

અનેક **જ્ઞાતિના આગેવાનો** અનેક વખત નાતના ઝગડાઓ ચૂકવે છે, ઘણા માણસોના વ્યવહારની યોજનાની નિયંત્રણા કરે છે, તેઓ વિચારશે કે તેઓએ કદી મોહચારિત્રના આંતર ઝગડાઓ ચુકવ્યા છે ? અસ્ખલિત વહેતા કષાયાદિની નિયંત્રણાના માર્ગો યોજ્યા છે ? અથવા આત્મતત્ત્વના સુનિયંત્રિત થઈ શકે તેવા બંધારણની શકયતા પણ યાદ કરી છે ?

એજ પ્રમાણે **વ્યાપારીઓ** હજારોની ઉથલપાથલ કરી સાંજે મેળ મેળવશે પણ આત્મપ્રગતિના માર્ગ પર દર-રોજ કેટલી કમાણી કરી, કેટલા પાછળ પડયા, તેવું આત્મ-નિરીક્ષણ કરી દરરોજના તો શું પણ વર્ષોના ઘુંચવાડાના જમે ઉધારના સરવૈયા કદી કાઢશે ખરા ? રોકડ વેચાણની ઉપયુક્તતા અને ઉધારની અવધીરણા કરનાર વ્યવહારદક્ષો કદી વર્તનના વિચારો અને આચારોમાં રોકડ ધર્મ અને ઉધાર ધર્મનો તફાવત વિચારે છે પણ ખરા ? આવા અનેક દાખલાઓ લંબાવી શકાય. આપણે સોની કે સુતાર, મોચી કે માળી, તેલી કે તંબોળી, અથવા તો નિશાળના અધ્યાપક કે કોલેજના પ્રોફેસર, વકીલ કે ઇજનેર, ડોકટર કે વૈદ્ય સર્વ પોતાથી અન્યની ચિંતા કરનારા, તે દ્વારા વધતે ઓછે અંશે જીવનવ્યવહાર ચલાવનારા, ઐહિક સંપત્તિ કે કીર્તિ સંપાદન કરનારા અને કોઈ કોઈ જાણે અજાણે આત્મધર્મ સન્મુખ રહેનારા જોવામાં આવશે; મોટો ભાગ તો સંસારને ઉપભોગનું

સાધન માનનારા અને તે દ્વારા માની લીધેલા સુખમાં સંસારમાં ઘસડાતા જ મળી આવશે.

પણ આ સર્વ વ્યાપાર કરનાર પોતે કોણ છે? શા માટે આ સર્વ ધમાલ કરે છે? પોતાનું અંતિમ સાધ્ય શું છે? ક્યાં જવાનું છે? ત્યાં જવાનાં સાધનો ક્યાં ક્યાં છે? અને તે કોને અને ક્યારે તથા કેમ ઉપલભ્ય છે? તેનો વિચાર કરનાર બહુ અલ્પ છે. મોટો ભાગ તો પોતાથી પરની વિચારણામાં જ સંતોષ માનનારો હોય છે, પોતાને માટે તો જાણે કાંઈ વિચારવાનું રહેતું નથી, વિચારવા યોગ્ય કાંઈ છે જ નહિ, અને પોતે આદરેલ જીવનપ્રણાલિકા આદર્શભૂત છે, એમ માની ક્રમ લેનારો છે. એક બીજો એવો વર્ગ છે કે જે સંસારથી પોતાને દબાયલા–છુંદાયલા–કચરાયલા માનનારો હોય છે અને પોતે અકિંચિત્કર છે એવા ખ્યાલમાં તદ્દન **નિર્માલ્ય જીવન** જેમ તેમ કરીને પૂરૂં કરનારો હોય છે.

કેટલાક માણસો પર–સેવામાં, કેટલાક અધમ દુર્વ્યસનની સેવામાં, કેટલાક ભીખ માગવામાં અને કેટલાક ખુશામત કરવામાં જીવન વ્યતિત કરે છે. આવા સમાજના વિકળ અંગોનો વિચાર હાલ ન કરતાં વિશિષ્ટ અંગોનાં જીવન આપણે બારિકીથી અવલોકીએ છીએ, ત્યારે તેમાં અનેક વિરોધો, ગોટાળા અને અવ્યવસ્થા જોવામાં આવે છે. પણ આ સર્વ બાબતો આત્મનિરીક્ષણ કરનારને, વસ્તુસ્વભાવ સમજનારને સ્વપરનો વિવેક કરનારને જ જણાઈ શકે તેમ છે. જ્યાં સુધી પર વસ્તુ કઈ કઈ છે? અને તેનો પોતા સાથે સંબંધ કેવો અને કેટલો છે? તથા શા માટે થયેલો છે? તેનો ખ્યાલ ન આવે ત્યાંસુધી એ વિરોધ, ગોટાળા, કે અવ્યવસ્થા લક્ષ પર પણ નહિ આવે.

અત્યારે સામાન્ય જીવનક્રમ એવી રીતે ઘડાયલો છે કે જાણે પોતે એક નાની દુનિયાનો મધ્યબિન્દુ હોય, પોતાની નાની દુનિયાને આનંદ થાય, તેઓ જરા વખાણ કરે, તેઓ ખુશી થાય, એટલે તેમાં આ પ્રાણી જીવનનું સાફલ્ય માને છે. પોતાની સમજણ અને વ્યવહારદક્ષતા માટે ઘણાખરાને બહુ ઊંચો ખ્યાલ બંધાઈ રહેલો હોય છે. પરિણામે પોતાના ધંધા કે વ્યવહારમાં ચુસ્તતા એટલી રહે છે કે પરનો સંબંધ નિરંતર વધતો જાય છે. વાત એટલે સુધી આવે છે કે એક મજૂર પોતાની આઠ દશ આનાની દરરોજની કમાણી કરવામાં પોતાની જાતને કુશળ માને છે અને પોતાની નાની દુનિયાના વખાણ સાંભળી જીવન સફળ થયું ધારે છે અને ભિખારી પણ બીજાની આઠ દશ પૈસા મેળવવાની શક્તિ કરતાં પોતાની ચાર આના પ્રાપ્ત કરવાની પ્રવીણતામાં મસ્ત રહે છે. એવી રીતે આખી દુનિયાનો નાનો મોટો વર્ગ સંસારને વળગી રહી મસ્ત રહે છે અને અંતિમ પ્રશ્નો પર વિચાર કરતો નથી, વિચાર કરવાની એને જરૂર પણ માલૂમ પડતી નથી અને આડાઅવળા અથડાઇ પીટાઇ નાનો મોટો ઢગલો જોવામાં કે જમે ઉધારના સરવાળા જોઇ ખુશ કે નાખુશ થવામાં જીવન વ્યતિત કરે છે. પણ એમાં પોતે કોણ છે? અને પોતાનો એ વસ્તુ કે રકમ સાથે સંબંધ શો છે? તે વિચારતો નથી અને એ કેફમાં જીવનકાળ પૂર્ણ થયે માની લીધેલા વિષયોમાં પર વસ્તુનો કાંઇક વ્યય કરી કે વિભાગ કરી જીવન સફળ થયેલું ધારવા, માનવા કે મનાવવા યત્ન કરે છે. આ સર્વ ગુંચવણમાં પોતે ગુંચવાઇ જાય છે, અટવાઇ જાય છે અને એકરસ થઇ જાય છે.

તું જો જરા વિચાર કરીશ તો તને જણાશે કે **આ દશા વિચારકની ન હોય**, સમજુની ન હોય, પ્રગત જીવનની ભાવનાના આદર્શવાનની ન હોય. એ તો એક નાટક છે, એક ખેલ છે, મનોવિકારોનું ચિત્ર છે, રખડનારના માનેલાં વિશ્રામો છે, સ્થૂળ આસક્તિનાં ધામો છે, મસ્ત પ્રાણીઓનાં રસનો સમૂહ છે. એ સર્વમાં તું પોતે કોણ છે અને તારો જીવનઆદર્શ શો છે? તે જણાતું નથી. જીવનકલહની મારામારીમાં, વિષયની પોષણાના સાધનોની યોજનામાં, બાહ્ય કીર્તિ કે યશશ્રવણની પિપાસાની તૃપ્તિમાં, ઢગલાઓ એકઠા કરવાની ધૂનમાં, એકઠા થયેલા ઢગલાના રક્ષણની યોજનામાં—આ અસરંગી જીવનવિચારણા, નિરીક્ષણ કે આદર્શની સ્પષ્ટતા વગર ખડક સાથે અફળાઇ પડે છે અને કાં તો ખરાબે ચઢી જાય છે અથવા અનંત જળપ્રવાહમાં તણાઇ જાય છે. ત્યારે આમાં તું કોણ? અને તારૂં શું? એનો વિચાર કર. એમાં તે ઉપરાંતની જે વસ્તુ કે જન મળી આવે તે તારાં નથી એટલી પૃથક્કરણ ક્રિયા સાથે કરતો જજે. આ સ્વપરના વિવેચનમાં અને એ વિવેકને પરિણામે થતા અનિવાર્ય નિર્ણય પ્રમાણેની વર્તનામાં તારા જીવનનું સાફલ્ય છે. જેને તું **તારાં** માને તે સદા તારાં તે સંબંધે રહેવાં જોઇએ, જે વસ્તુને તું **તારી** માને તે સર્વદા તારી સાથે રહેવી જોઇએ, તેનો અને તારો કદી વિયોગ થવો ન જોઇએ અને જો કદી પણ તે તારી નથી એમ થવાનો સંભવ દેખાય તો અત્યારે પણ તે તારી છે એમ માનવામાં તારી કલ્પના જ છે એમ ધારી લેજે. આવી રીતે શાશ્વત રહેનાર અને નિરંતર સુખ આપનાર વસ્તુને પીછાની લેવાની બાબતમાં ઉતરવાનું થશે

એટલે જીવનના ઘણા મુશ્કેલ સવાલોનો કોયડો ઉકેલવાનું બળ-સામર્થ્ય તને પ્રાપ્ત થશે અને તે વિચારણા ઉત્તરોત્તર તને માર્ગદર્શક થઇ પડશે.

આવા ખ્યાલથી તું તારી જાતને તપાસ, તારા શરીરને તપાસ, તારી ઈંદ્રિયોને તપાસ, તારાં આભુષણોને અવલોકી જો, તારાં ઢગલાંઓને વિચારી લે, તારાં સ્નેહી સંબંધી સગાંઓને માપી લે, તારાં પુત્ર કલત્રની કિમ્મત કરી લે, તારા વિચારોની ઘટમાળને તોળી લે, તારા માલ, ખજાના, હવેલી, જમીન, હક્કો વગેરે સર્વ વસ્તુઓ, જનો, અને ચીજોને તું જોઇ લે. તે તને તારી લાગે તો વાસ્તવિક અર્થમાં તે તારી માલેકીની છે કે નહિ? તે તું જોઇ લે અને પછી તેના ઉપર નિર્ણય બાંધ. એ તારા પૃથક્કરણમાં અનિત્ય સંબંધને, અસ્થિર સંબંધને, અચોક્કસ સંબંધને એક કક્ષામાં મૂકજે અને નિત્ય, સ્થિર, સ્પષ્ટ સંબંધને બીજામાં મૂકજે.

જીવનનિર્ણયના જે મહા પ્રશ્નો છે તેમાંનો આ અતિ મહત્વનો એક પ્રશ્ન છે; અથવા સર્વ પ્રશ્નો કરતાં વિશેષ મહત્તા ધરાવનાર આ પ્રશ્ન છે. સ્વપરના વિવેકમાં આખા જીવનની ચાવી છે. મોટાં તોફાનો ઉઠાવવાં, ધમાલો કરવી, દોડાદોડ કરવી, અથવા આત્મતત્વ ગવેષવા અનેક ઉપાસના, કર્મ કે જ્ઞાનસાધના કરવી અથવા મન્તવ્ય પ્રમાણે સામાન્ય કે વિશિષ્ટ જીવન ગાળવાનાં વલખાં મારવાં એ સર્વનું અંતિમ રહસ્ય સ્વપરના વિવેકમાં છે. જીવન સાદું છે કે વિશિષ્ટ છે, અન્યને આકર્ષક છે કે ઉપેક્ષ્ય છે, પરોપકારમય છે કે સ્વાશ્રયી

છે કે સ્વાર્થમય છે, ધંધાવાળું કે નોકરવાળું છે, વ્યવહારૂ છે કે શાન્ત છે—એ સર્વ વિશેષણો છે; એની સફળતાનો સરવાળો અમુક દેશ કે કાળની અપેક્ષાએ કે અમુક વખાણ કે માનપત્રોની સંખ્યાથી કરવાનો નથી, એની સફળતા જીવનમાં **સ્વપરવિવેક અને તદ્વિવેકજન્ય વર્તન** કેટલું થયું છે? તે પર થાય છે. ઘણીવાર ધામધુમ કરનારા માણસોનાં ચરિત્રો લખાય છે એથી અકળાવું નહિ, દુનિયાની દૃષ્ટિ સર્વદા નિષ્પક્ષ કે ચોકખી હોતી નથી, દુનિયાદારીની તુલનાનાં ત્રાજવાં પણ દુન્યવી હોય છે અને તારે તો ખ્યાલમાં રાખવું કે ઘણી વાર **સંત પુરૂષો અપ્રસિદ્ધ રીતે** જીવનોત્કર્ષ સાધતા હોય છે. દુનિયા તેમને જાણે કે ન જાણે તેની તેને દરકાર હોતી નથી, હોઈ શકે જ નહિ. તેઓનું સાધ્ય આંતરવિકાસનું હોય છે અને તે ધોરણે દોરેલી રૂપરેખા પર તેઓ જીવનવહન કરે છે. . . .

જીવનસાફલ્યની આ એક અનુપમ ચાવી છે. સ્વપરનો વિવેક કરી સ્વનો આદર કરવો, સ્વનો પ્રેમ કરવો, સ્વનો વિકાસ કરવો, સ્વનું સ્થાન પ્રાપ્ત કરવું, સ્વની પ્રગતિનાં સાધનો યોજવાં, પરને ઓળખવા, પરભાવને જાણવા, પરભાવ, પરવસ્તુ અને પરજનને પર તરીકે સમજવા અને તેની તેટલી કિંમત મૂકી તેને અનુકુળતા અને શક્તિ અનુસાર દૂર રાખવા, તેમાં વ્યામોહ ન પામવો અને તેનાથી ઉપર તરી આવી સ્વમાં ઈતિકર્તવ્યતા સમજવી અને આદરવી. આ પ્રમાણે તારી જીવનપ્રનાલિકા દોરીશ તો તને આખી જીંદગીને છેડે આ જીવન નિષ્ફળ થયું છે, ફેરારૂપ થયું છે, નકામું થયું છે, એમ કદી નહિ લાગે. વિશિષ્ટ આદર્શવાનનો આ માર્ગ હોય,

ભાવનામય જીવન વ્યવહારના દરેક પ્રદેશમાં જોડી દેનારની આ દશા હોય, વાસ્તવિક સુખના લ્હાવા લેનારની આ ઉત્કટ દૃષ્ટિ હોય. શમસામ્રાજ્ય પ્રાપ્ત કરવાના માર્ગપર ચઢી જવાનો આ સીધો સરળ અને નિષ્કંટક માર્ગ છે, એમ તત્ત્વદૃષ્ટાઓ વિના સંકોચે ભાર મૂકી મૂકીને અનેક આકારમાં ભાખી ગયા છે, અને એ માર્ગે ચઢવાની ભાવના રાખવી એ તારૂં ઇષ્ટ કર્તવ્ય હોવું જોઇએ એમ દીર્ઘ વાંચન, શ્રવણ અને સમાગમને અંતે થયેલ અવિસંવાદી સ્પષ્ટ નિર્ણય છે.

જૈ. ધ. પ્ર. પુ. ૩૯ પૃ. ૪૦–૩૫૩ } સં. ૧૯૭૯–૮૦



# ભૂલ્યો બાજી

[ ૪ ]

આજે બેસતો મહિનો હતો. ચાર ઘડી પાછલી રાત્રીએ વહેલાં ઉઠી ઘરના મંદિરમાં કુટુંબના સર્વ બાળકાદિ સાથે નવસ્મરણ, ગૌતમસ્વામી રાસ, પ્રભાતીઆં, છંદ વિગેરેનું ગાન કરી, દેહશુદ્ધિ કરી, સ્નાત્રપૂજન બહુ આહ્લાદ સાથે કર્યાં. ઉત્તમ સ્વર સાથે યોગ્ય સાજના સહયોગથી કવિવિશારદ પંડિત વીરવિજયજીકૃત અંતરાયકર્મની પૂજા ભણાવાતી હતી તેમાં ભાગ લીધો. તે વખતે ચોથી પૂજામાં એક પદ આવ્યું, તેનો લય ત્યાર પછી મનમાં આખો દિવસ વાગી રહ્યો. એ ધ્વનિમાં ખેદ અને હર્ષ હતા, શાંતિ અને અસ્થિરતા હતા, નિર્વેદ અને પ્રેમ હતા.

રાત્રિના શાંત સમયે બગિચામાં પાછો એ ધ્વનિ વધારે સ્ફુર્યો.

**બાજી બાજી બાજી, ભૂલ્યો બાજી.**

એ ધ્વનિ દશવીશ વખત ચાલ્યો, વારંવાર તેનો જાપ ચાલ્યો. શેની બાજી ? કોણ ભૂલ્યો ? ક્યારે ભૂલ્યો ? શા કારણથી ભૂલ્યો ? તેની સાથે વળી આખું પ્રભાતનું દૃશ્ય-અનેક સુંદર વસ્ત્રભૂષણથી સજ્જ થયેલા પૂજન કરનારા, કલકંઠથી ગાનાર ગવૈયો, પ્રભુની શાંત મુદ્રા, સુંદર પુષ્પની આંગી અને આરતી વખતનો સર્વનો હર્ષ-માનસ સમક્ષ સિનેમાના ચિત્રપટ પેઠે ખડા થયા અને છતાં મનમાં તો એક જ લય ચાલી કે "બાજી બાજી બાજી, ભૂલ્યો બાજી !"

ત્યારે શું આખી બાજી ખરેખર ભૂલી જ ગયો ? આ

સર્વ રમત કેમ થાય છે? શા માટે થાય છે? એની પછવાડે કોણ ખેલ કરે છે? આવી બાજી માંડી શા માટે? અને રમતાં આવડી નહિ કે માંડતાં જ આવડી નહિ? અને આ સર્વ કેમ ચાલે છે? આવા આવા કેમ અને શા માટેના સવાલોના ગર્ભમાં "બાજી ભૂલ્યો" નો સુમધુર પણ ખેદ કરાવનાર લય તો ચાલ્યા જ કર્યો.

આ પ્રમાણે ખેદ અને આનંદમાં ઝોકા ખાતું મન આખરે આગળ ચાલ્યું.

"કાળ અનાદિ ચેતન રઝળે, એકે વાત ન સાજી;
મયણાભઇણી ન રહે છાની, મળીઆ માતપિતાજી.
ભૂલ્યો બાજી."

આ દિશાએ વિચારણા ચાલી, બહુ બહુ ઘાટ ગોઠવ્યો પણ બાજી ભૂલવાનો ખ્યાલ અને ત્રાસ ચાલુ રહ્યા; પણ અંતે તેમાં જરા શાંતિ આવી, જરા ટેકો મળ્યો, કાંઈક આધાર મળ્યો. એક તો બાજી ભૂલ્યો, રમતાં જ ન આવડી, ફસાઈ ગયો—એવો ખ્યાલ ચાલતો હતો, તેમાં તેની પછવાડેની અનાદિ કાળની વાત ખડી થઇ. અત્યારની બાજી ભૂલ્યો છે એટલું જ નહિ પણ એ તો અનાદિ કાળથી બાજી માંડતો જ આવ્યો છે; ભૂલતો જ આવ્યો છે અને એની બધી વાતો જ ઉંધી છે, ખોટી છે, ઉલટે માર્ગ જ છે, આડે અવળે રસ્તે જ ઉતરી પડેલ છે. અરે, અહીં તો એટલે સુધી વાત કરી નાખી છે કે એની એક પણ વાત સાજી નથી, એક પણ વાત પ્રશસ્ય નથી, એક પણ વાત સીધે માર્ગે નથી.

અહાહા! શી વિચારણા અને ક્યાં તણાઇ ગયા? આ તો કાંઇ રસ્તો જ દેખાતો નથી, ભૂલ્યા તો ખરા, પણ અંતે

ભૂલ્યા! આખો રસ્તો જ અવળો લીધો. વારંવાર બાજીઓ ગોઠવી અને ઉપાડી, માંડી અને સંકેલી, પણ દરેક વખતે મોટે ભાગે ભૂલ્યા! બાજી માંડતા પણ ન આવડી અને સંકે-લતાં પણ ન આવડી. આખી રમત ખોટી માંડી અને આખરે હારેલા જુગારીની માફક ભગ્ન હૃદયે પોતાની માનેલી સર્વ ચીજો અને વસ્તુઓ મૂકી રમતની જગ્યા છોડી ચાલ્યા ગયા; અને આવું એક વાર નહિ, પણ અનેક વાર થયું, પાંચ પચાસ વાર નહિ, પણ અનંતી વાર થયું. ભૂતકાળમાં નજર નાખી તો કાંઈ છેડો જ દેખાય નહિ.

માત્ર અનુમાનથી જણાય કે અનેકવાર ખેલો ખેલ્યા અને આખરે હારી, બધું મૂકી દઇ, નાગા થઇ, ઉઘાડે હાથે–ખાલી હાથે ઉપડી ગયા. આમ તો મુંઝવણ વધતી જ ચાલી; પણ બાજીનું માંડવું અને હારીને ઉપડી જવું એ સિવાય કાંઇ દેખાય જ નહિ, કાંઈ વિચાર દૃષ્ટિમાં આવે જ નહિ, કાંઈ નવીનતા ખ્યાલમાં આવે જ નહિ.

કંઈક બાજીઓ મોટા પાયા પર પણ માંડી હશે! કંઈક વાર મોટી ધમાલ કરી હશે! કંઈક વાર વાહ વાહ પોકરાવી હશે! કંઈક વાર મોટા રાજ્યના માલેક થયા હશું! ખમા ખમા પોકરાવી હશે! પાણી માગતાં દૂધ મળ્યાં હશે! પણ આખરે બાજી સંકેલતી વખતે એમાંનું કાંઇ મળે નહિ! ઇંદ્રજાળની રમત જેમ બધું ખલાસ! અને આપણે તો પાછા ચક્કરમાં જ્યાંના ત્યાં. કોઈ વાર શેઠ શાહુકાર થયા, વ્યાપારની ધમાલો કરી, લાખો કરોડોની ઉથલપાથલ કરી, ચાકરો પર હુકમ કર્યા, પણ આખરે ખલાસ! બાજી ઉપાડી અને બધું વિસરાળ! કેટલીક વાર નાની બાજીઓ માંડી, કેટલીક વાર હારની જ બાજી

માંડી, કેટલીક વાર આનંદની, કેટલીક વાર શોકની, કેટલીક વાર સંયોગની, કેટલીક વાર વિયોગની—કાંઇક કાંઇક કર્યું જણાય છે; પણ આખરે બાજી સંકેલેલી, અને વાતમાં કાંઇ માલ નહિ. ત્યારે સાચી બાજી તો માંડેલી જ નહિ કે માંડવાનો પ્રયત્ન પણ કરેલો જ નહિ!

અત્યારે પણ શું? આ તો અગાઉની ભુલ ચાલુ જ છે, જરા પણ પસ્તાવા વગર કે સંકોચ વગર, ઉશ્કેરણી વગર કે સ્થિરતા વગર એજ આકારની બાજી ખેલાયા કરે છે અને તેમાં તાદાત્મ્ય ભાવે આગળ વધાય છે. ત્યારે શું આ વખતે પણ બાજી ભૂલાશે અને એને એજ હાલ રહેશે? અરે અત્યાર સુધી તો એક પણ વાત 'સાજી' કે સીધી જણાતી નથી, પણ એ ને એજ વાત ચાલુ રહેશે કે કાંઈ ફેરફાર થશે? ઘુંચ વધતી જ ચાલી અને એજ માર્ગે વિચારણા આગળ વધી.

આમાં કાંઇ ટેકો? કાંઈ આધાર? કે આવીને આવી જ વાતો કરવાની છે! સમજણનો સાર શો? વાંચ્યા વિચાર્યાનું પરિણામ શું? વધારે વધારે ઘુંચો ઉભી થતી જણાઈ. ઉપર નીચે અને અંદર જોતાં **સાજી** વાત એક પણ દેખાણી નહિ. ઉપર ઉપરના મોહના આવિર્ભાવો અને ધમાલ કરતાં વિશેષ કાંઈ દેખાયું નહિ અને લોકાચાર અને લોકૈષણા સિવાય કાંઈ ખાસ સવિશેષતા દેખાણી નહિ.

પાછો પ્રભાતનો ભાવ ચિત્રપટ પર ખડો થયો અને તેની સાથે શ્રીપાળ રાજાનો રાસ નાનપણમાં સેંકડો સ્ત્રીઓ વચ્ચે માતુશ્રીને ધર્મવિનોદ કરાવવા વાંચેલો તે યાદ આવ્યો. રાજસભામાં **સુરસુંદરી** અને **મયણાસુંદરી** આવ્યા છે, પિતા અભ્યાસની પરીક્ષા કરે છે, સુરસુંદરી અભિમાનમાં

આવી મદદ કરે છે, મયણા કર્મને પ્રાધાન્ય આપે છે, રાજા પોતાની બાળકો પરની સત્તાના મદમાં મયણાને કોઢીઆ સાથે પરણાવે છે, સુરસુંદરીને અરિદમન રાજા સાથે પરણાવે છે, ગુરુપ્રસાદથી અને સિદ્ધચક્રની ભક્તિથી શ્રીપાળનો કોઢ દૂર થાય છે, તે દૂર દેશમાં મુસાફરી કરી મહારૂપવાન નવકન્યા પરણે છે, મોટી રાજ્યઋદ્ધિ મેળવે છે અને છેવટે મયણાના પિતા ઉપર આક્રમણ કરે છે.

ઉજ્જન નગરીની બહાર મોટો સૈન્યનો પડાવ જામ્યો છે, પ્રજાપાળ રાજા ગભરાય છે, શ્રીપાળ દેવસહાયથી રાત્રે પોતાને ઘેર જાય છે, ત્યાં મયણા અને તેની સાસુ ( શ્રીપાળની માતા ) આનંદ અને ખેદની વાતો કરતા સંભળાય છે, તે દિવસ થએલ અમૃત ક્રિયાના ઉમળકા મયણાને આવે છે, પ્રભાતે થયેલો આહ્‌લાદ આખો દિવસ ચાલે છે અને રાત્રે પણ આનંદરસ રેડે છે, સાસુને તે આનંદની વાત કરે છે, અને જરૂર આજે પતિ મેળાપ થવો જોઇએ એવી વાત કરે છે. નગરની ચોતરફ લશ્કર વીંટી વળેલ હોવાથી માતા શંકા બતાવે છે, તે વખતે તેનું વચન સત્ય કરવા શ્રીપાળ બહારથી બારણાં ખખડાવે છે, પછી અંદર જઈ માતા અને પત્નીને મળે છે, માતાને ખભે અને પત્નીને હાથ પર લઇ પોતાની નગર બહારની લશ્કરી છાવણીમાં આવે છે.

શ્રીપાળ મયણાને પૂછે છે—' બોલ ! તારા બાપને કેવી રીતે તેડાવું ?' રાણી મયણાને અંગત અપમાન લાગ્યું નથી, પણ જૈન ધર્મનું રાજસભામાં અપમાન થયું તે વાત તે ભૂલી શકી નહોતી. ધર્મપ્રભાવ વધે તેમ કરવું એટલો તેણે જવાબ આપ્યો. શ્રીપાળે મયણાના પિતાને કહેવરાવ્યું કે કાંધ પર

કુહાડો લઇને આવો અથવા લડવા તૈયાર થાઓ.

આખું દૃશ્ય ભારે મજાનું છે. આખું ચિત્ર ઉત્કૃષ્ટ ચિતારાએ ચીતર્યું છે, આખો ભાવ કવિએ ન ભૂલી શકાય તેવા લયમાં ઉતાર્યો છે અને તૂટેલો તાંતણો સહાધ્યાસી પ્રખર વિદ્વાને ઉપાડી લઇ ચાલુ રંગમાં નવીન રંગો પૂર્યા છે. પ્રજાપાળ રાજા વખત વિચારી ગયો, ખભે કુહાડો રાખી, તાબે થઈ, અજાણ્યા દુશ્મનની છાવણીમાં આવ્યો.

**પ્રતાપી શ્રીપાળ વિવેક ન ભૂલ્યો**

સાસરાને સામે લેવા ઉમળકાથી દોડયો અને તેના હાથમાંથી કુહાડો લઈ જમણી બાજુના સુવર્ણ સિંહાસન પર તેને બેસાડયા.

આ વખતના આનંદનું વર્ણન શું થાય? બાજી રમનારને બાજી રમતાં આવડતી હતી, વ્યવહાર અને ધર્મ જાગતા હતા, બન્નેના સ્પષ્ટ ખ્યાલો વિવેકસર જાગૃત હતા એટલે એ બાજીમાં ભૂલ કેમ થાય ? આનંદ પ્રસંગને ઉચિત નાટક કરવાનો હુકમ થયો. ત્યાં વિચારણાનો મુખ્ય મુદ્દો પ્રાપ્ત થાય છે. આ આખું ચિત્ર લખવામાં તો વખત જાય છે, પણ ચિત્રપટ પર આખો બનાવ એક સપાટામાં આવી જાય છે. શ્રીપાળનો હુકમ થયા છતાં નાટક શરૂ થતું નથી. શ્રીપાળની નવે પત્નીઓ, પ્રજાપાળ મહારાજા, પ્રધાનવર્ગ આખું લશ્કર અને સૌભાગ્યસુંદરી, રૂપસુંદરી ઉચિત સ્થાનકે બેઠાં છે, શ્રીપાળે ફરી વાર હુકમ કર્યો, પણ નાટક શરૂ થતું નથી. તપાસ કરતાં જણાયું કે સારામાં સારા નાટકના પેડામાંના મુખ્ય પેડાની આગેવાન નટી નાટક કરતાં આંચકો ખાય છે. આખરે તેને ખુલાસો પૂછતાં પોતે મયણાની બહેન સુરસુંદરી

છે અને રાજાને પરણેલી હોવા છતાં નગરે પહોંચતાં રાત્રે ધાડ પડી, પોતે ચોરાણી, મહાદુઃખ પામી, છેવટે મહાકાળ રાજાને ત્યાં વેચાણી અને નટી થઈ–એ વાત પ્રકટ થાય છે.

અને છેવટે બોલી કે આજે મારા માતપિતાને નજરે જોયા એટલે તેને પોતાની પૂર્વ સ્થિતિનો ખ્યાલ થયો, પોતાનું સભામાં બોલવું અનુચિત હતું તે સમજાયું, કર્મનો પ્રભાવ સાચો છે એનું ભાન થયું, મયણાની તત્ત્વબુદ્ધિ પરીક્ષાને પરિણામે થયેલી અને સાચી હતી એમ તેની ખાત્રી થઇ. આ સર્વ વાતનું ભાન **જ્યારે માતપિતા મળ્યા ત્યારે થયું.**

**કાળ અનાદિ ચેતન રઝળે, એકે વાત ન સાજી;**
**મયણા ભઇણી ન રહે છાની, મળીયા માત પિતાજી. ભૂલ્યો.**

(મયણાની ભઇણી ભગિની–બ્હેન) સુરસુંદરીને જ્યારે માતપિતા મળ્યા, ત્યારે પછી તે છાની કેમ રહી શકે? તે પોતાની જાતને કેમ ગોપવી શકે? તે પોતાનો સાચો આકાર કેમ છુપાવી શકે?

ત્યારે અત્યાર સુધી તો એક પણ વાત સાજી નથી, પણ હવે **માતપિતા** મળ્યા, તેમનું **ઓળખાણ** થયું, છતાં હજુ નટીનો વેશ રાખવો છે કે અસલ સાચા સ્વરૂપે પ્રગટ થવું છે? બાજી ખોટી જ માંડવી છે કે તેમાં કાંઈ સુધારો ફેરફાર કરી સાચે માર્ગે આવવું છે? સાચા ખેલ ખેલવા છે?

આવા પ્રભુ મળ્યા, આવા માતપિતા સમાન પરમાત્મા મળ્યા, આવા વીતરાગ મહાત્માનો યોગ થયો એ ભારે વાત થઈ, એના ગર્ભમાં હવે કાંઈ **સાજી** વાત થાય, તો આ સર્વ લેખે લાગે.

અને તેમ બનવું-બનાવવું-શક્ય છે. એક વખત સુરસુંદરીની જેમ પડદો તોડી નખાય, ભેદભાવ ન રખાય, માતપિતા જોડે સાચી વાત કહી શકાય, સત્ય સ્વરૂપ કહી દેવાની હિમ્મત આવે, તો **માવતર તો કદી કમાવતર થવાના નથી.** હૃદયમંદિરમાં એ માવતરનો વાસ થાય એટલે બધું યોગ્ય થઈ રહેશે.

પણ અત્યારસુધી તો બાજી ભૂલાણી છે, ખોટી ખેલાણી છે, અત્યારની રમતો પણ અવળી મંડાણી છે. ખેલ ખેલાઇ જતાં રમત સંકેલવી પડશે, તેનો કદી ખ્યાલ આવે છે? એકાદ વાત સાજી થાય તોપણ ઠીક; પણ રસ્તો શો? અને તે કેમ મળે?

વાત **સાજી** થાય એવી સ્પષ્ટ ઇચ્છા કદી થઈ છે? ભાવનાની સ્પષ્ટતા અને પ્રબળ પુરૂષાર્થ, સાધનોના ખ્યાલ અને દૃઢ નિશ્ચય આગળ એક પણ વાત અશક્ય નથી એવું જાણતા છતાં એમાંનું એક પણ નથી થયું એ વાત લક્ષ્યમાં છે?

હવે માતપિતાનો બાહ્ય યોગ તો થયો છે. જો હજુ પણ નાટકના ખેલ કરવા હોય, નાચ નાચવા હોય, તો નટ તરીકેનો પગાર મળ્યા કરશે; બાકી રાજ્યગાદીના પદ પર આરોહણ કરવાની ઇચ્છા હોય તો માબાપ પાસે ઉઘાડી રીતે બહાર પડો, માબાપને સાચી વાત જણાવી દો અને થયેલી સ્થિતિના કારણો વિચારી પશ્ચાતાપ કરો. પછી માતપિતા અરિદમનને બોલાવી તમને ઘટતે સ્થાનકે મોકલવાનો યોગ્ય પ્રબંધ કરશે.

અને નહિતર તો **"બાજી ભૂલ્યો" "બાજી ભૂલ્યો" "બાજી ભૂલ્યો"** —એ વાત ખરી જ રહેશે. એ વાતને

ખરી—સાચી રાખવામાં જ તમને મહત્તા લાગતી હોય તો તમારો માર્ગ તમે જાણો અથવા જે કુમાર્ગને માર્ગ માનવાની ભૂલભરેલી માન્યતાને અંગે તમે અત્યાર સુધી ચાલ્યા છો, તેમાં આંટા માર્યા કરશો અને ખાડા ટેકરામાં અટવાયા કરી ત્રાસ પામશો તેમાં તો શી નવીનતા છે? "બાજી ભૂલ્યો"—તે વાત તો એજ આકારમાં રહેશે અને એક પણ વાત એ માર્ગે સાજી નહિ થાય.

આવા આવા વિચાર ચાલતા હતા ત્યાં મન પર આવરણ આવવા માંડયું, બગિચામાં મંદ મંદ પવન વાતો હતો તેની લહેરમાં ઉંઘ આવી ગઈ અને વિચારધારા અટકી ગઈ.

જૈ. ધ. પ્ર. પુ. ૪૧ અંક } સં. ૧૯૮૨
પૃ. ૨૫૩ }



# જિનેંદ્રપૂજા

[ ૫ ]

**पापं लुम्पति दुर्गतिं दलयति व्यापादयत्यापदं,**
**पुण्यं सञ्चिनुते श्रियं वितनुते पुष्णाति निरोगताम्।**
**सौभाग्यं विदधाति पल्लवयति प्रीतिं प्रसूते यशः,**
**स्वर्गं गच्छति निर्वृतिं च रचयत्यर्चार्हतां निर्मिता।**

**સિંદુરપ્રકર**

જિનેન્દ્રપૂજાનો વિષય બહુ અગત્યનો છે. જૈન કોમમાં મોટો પક્ષ જ્યારે સર્વ પ્રકારની પૂજાનો સ્વીકાર કરે છે ત્યારે અમુક જૈન કોમ અમુક પ્રકારની પૂજા બાદ કરતાં બાકીની પૂજાનો સ્વીકાર કરે છે. પૂજા બે પ્રકારની છે **દ્રવ્યપૂજા** અને **ભાવપૂજા.** દ્રવ્યપૂજા એટલે પ્રભુપૂજન સારુ ઉત્તમ દ્રવ્યોથી તેમનું સન્માન કરવું અને તે સત્કાર સાથે પ્રભુની જુદી જુદી અવસ્થાઓ પર વિચાર કરવો. જૈન માર્ગમાં શુષ્ક દ્રવ્યપૂજા નથી. દરેક **દ્રવ્ય નિમિત્તે ભાવપૂજા અંતર્ગત** વ્યક્ત હોય છે અને સર્વ દ્રવ્યભાવપૂજા ઉપર કળશરૂપ ખાસ ભાવ-પૂજા કરવાનો ઉપદેશ અને કર્તવ્ય તેમજ વર્તન પણ તેવું જ છે. પૂજાનો આ ઉત્તમ પ્રકાર છે, શિષ્ટ સંપ્રદાયથી ચાલ્યો આવે છે અને પ્રાજ્ઞો તે માર્ગને અધુના પણ અક્ષરશઃ અનુસરે છે.

જૈન માર્ગમાં કેટલાક સ્થૂળદૃષ્ટિ જીવોને દ્રવ્યપૂજા રુચતી નથી. શાસ્ત્રાધાર તેઓને માટે આગળ બહુ બતાવાઈ ગયો છે અને હાલમાં વિદ્વાન મહાશયો તરફથી બહાર પડેલા લેખોમાં તે સંબંધમાં પૂરતું અજવાળું પણ પાડવામાં આવ્યું છે. તેથી

આ પ્રસંગે શાસ્ત્રાધાર દ્રવ્યપૂજાને અનુકૂળ છે કે નહિ તે સવાલ બાજુ ઉપર મૂકી માત્ર બહારના પ્રાકૃત વિચારથી જ આ સંપ્રદાય ઉપર વિચાર કરવાની સ્ફુરણા થઈ છે. શાસ્ત્રના ફરમાન તરફ વિચાર ન કરીએ તો પણ બરાબર વિચાર કરવાથી જણાશે કે **દ્રવ્ય પૂજાની ખાસ જરૂર** છે. આ જમાનામાં દરેક બાબત ઉપર વિચાર કરવાની આવશ્યકતા છે. કોઈ પણ બાબત જૈન શાસ્ત્રમાં આગ્રહથી ફરમાવેલી નથી, ખસુસ કરીને દ્રવ્યપૂજાની કેટલી જરૂર છે અને આ જમાનામાં પ્રવૃત્તિમય જીવન થવાથી ઉપયોગિતા વધે છે કે ઘટે છે તે બાબત પર વિચાર કરવાની ખાસ જરૂર છે. આ સવાલ દ્રવ્યપૂજાના પ્રબળ નિમિત્ત મૂર્તિપૂજા પર વધારે ઢળી જાય છે અને તેથી તેની આવશ્યકતા પર વિચાર કરીએ.

*અત્યાર સુધીમાં **કોઇ પણ પ્રજાએ મૂર્તિપૂજા વગર ચલાવ્યું હોય એમ ઇતિહાસ પરથી માલુમ પડતું નથી.** દરેક પ્રજા એક અથવા બીજા રૂપમાં મૂર્તિપૂજા સ્વીકારતી આવી છે. જ્યારે મૂર્તિપૂજા હદ બહાર જાય છે એટલે કે મૂર્તિને મૂર્તિ ખાતર પૂજવાનું થાય છે, ત્યારે તેમાંથી જુદો વિચાર બતાવનારા લોકો નીકળી આવે છે, પણ આવા લોકો ખાસ કરીને આગળ વધી ગયેલા વહેમ પર અને નહિ કે મૂર્તિપૂજા પર આક્ષેપ કરનારા હોય છે. સાડાત્રણસો વરસ પહેલાં થોડાક ક્રિશ્ચિયનોએ મૂર્તિપૂજા વિરુદ્ધ વિચારો બતાવ્યા છે અને હાલ તેઓ **'પ્રોટેસ્ટંટ'** પંથના કહેવાય છે, પરંતુ તેઓના વિચાર માત્ર દેખાવમાં જ મૂર્તિપૂજા વિરુદ્ધ લાગે છે, પણ વસ્તુત: તેમ નથી. તેઓએ જે માર્ગ લીધો તે મૂર્તિ-

*See C. H. C. Mogazine Vol. I. P. 65.

પૂજાને અંગે વધી ગયેલા **વહેમો** તરફ પોતાનો તિરસ્કાર બતાવવારૂપ હતો. આ ઉપરાંત મુસલમાન અને જ્યુ× લોકો મૂર્તિપૂજા વિરુદ્ધ હોય એમ દેખાય છે. આપણા હિંદુસ્તાન તરફ નજર કરીએ તો આખો દેશ મૂર્તિપૂજક છે.

કેટલાક નાની નાની કોમ યા સમાજના લોકો આ બાબતમાં હાલમાં વિરુદ્ધ વિચાર બતાવનારા નીકળવા લાગ્યા છે. દાખલા તરીકે આર્યસમાજ, બ્રહ્મસમાજ. અને આર્યસમાજના લોકોએ અતિ પરાકાષ્ઠાએ પહોંચેલી મૂર્તિપૂજા દૂર કરી છે. જૈન કોમમાં પણ ૨૦૦ વર્ષ પહેલાં ઢુંઢક લોકોએ જૈનપૂજા કાઢી નાંખી છે, પરંતુ તેઓ બહુ ઓછી હદમાં તેને દૂર કરી શક્યા છે. આગળ જતાં જણાશે કે તેઓનો મત મૂર્તિપૂજા વિરુદ્ધ નથી અને હોઈ શકે પણ નહિ.

મૂર્તિપૂજા વિરુદ્ધ પ્રસંગે પ્રસંગે આવા વિચારો જુદી જુદી પ્રજાએ બતાવ્યા છે, છતાં પણ મૂર્તિ વાપરવા માટે દરેક પ્રજાએ વારંવાર કેવી વલણ બતાવી છે તે જાણવાજોગ છે. જ્યુ લોકોને તેઓનો **આર્ક** છે, મુસલમાન લોકો **કાબાને** માન આપે છે અને શીખ પ્રજાને **ગ્રંથ** છે. વળી કોઈ પ્રજા કે પંથ સ્થૂળ મૂર્તિપૂજા કબૂલ કરતી ન હોય તે પણ અજાણપણે **માનસિક મૂર્તિપૂજા** તો સ્વીકારે છે જ.

સર્વ પ્રજાની આવી વલણ કુદરતી રીતે હોવાથી મૂર્તિપૂજામાં કોઈ એવા પ્રકારનું રહસ્ય હોવું જોઇએ કે તે વિચારવા યોગ્ય હોય અને તેથી આપણે તે તારવી કાઢવું જોઇએ. **મૂર્તિ એટલે શું ?** આ સવાલ સ્વાભાવિક છે. મીસીસ એની બીસેન્ટ કહે છે કે—

× યાહુદી:—

**An idol is an image which shows symbolically some attributes or group of attributes of the supreme.**

**પરમાત્માના કેટલાક ગુણોને અથવા ગુણસમૂહને દૃશ્યરૂપે બતાવે તે મૂર્તિ. પરમાત્માના ગુણો જોવાનું અને જ નહિ, પણ જેને જોવાથી દૃશ્યમાનરૂપે પરમાત્માના ગુણ નજરમાં આવે, તે તરફ ધ્યાન ખેંચાય, સ્વાભાવિક રીતે તે પર ઈહા થાય–એજ મૂર્તિ.** આવા પ્રકારની મૂર્તિને જોવાથી અને વાંદવાથી **શો લાભ** થાય તે હવે જોઇએ.

એ તો પ્રસિદ્ધ વાત છે કે આપણું મન સંજોગને વશ હંમેશા વર્તે છે. ચાલુ સખ્ત હરિફાઈના જમાનામાં અખંડ પ્રવૃત્તિમાં પડેલા આ જીવને **પરમાત્મા** કોણ છે? શું છે? કેવા છે? વિગેરે **વિચાર કરવાનો અવકાશ મળતો નથી.** ધંધાની લેવડદેવડ અને તત્સંબંધી પ્રાસંગિક વિચારોમાં આ જીવ સવારથી રાત પર્યંત સંચારૂપે જીવન પૂર્ણ કરે છે. કેટલાક નિરુદ્યમી જીવો તદ્દન પ્રમાદમાં જ જીવન પૂર્ણ કરે છે. આ બન્ને પ્રકારના જીવોને તો પરમાત્મા સંબંધી વિચાર કરવાનો કાંઈ પણ અવકાશ સંભવિત હોય તો તે મંદિરમાં મૂર્તિ સન્મુખ જ છે. ઘણાખરા જીવોને પરમાત્માનું સ્મરણ પણ મૂર્તિપૂજા વગર થઈ શકતું નથી, એ અવલોકન ઉપરથી સ્પષ્ટ જણાઈ આવ્યું છે. જેમ જેમ સમય આગળ ચાલતો જાય છે, તેમ તેમ આ બાબતની વિચારણા અને લક્ષ્ય વિશેષ જરૂર ધરાવનારું થતું જાય છે. આવી સ્થિતિ હોવાથી આપણને **પરમાત્મ તત્વ યાદ આપનાર** તરીકે પણ મૂર્તિપૂજાની ઉપયોગિતા જણાય છે.

હવે બીજી વાત એ યાદ કરવાની છે કે આપણું મન

બહુ **અસ્થિર** છે. એક બાબત ઉપર પાંચ મિનિટ સ્થિર ચિત્તે વિચાર કરવાનું સોંપવામાં આવે તો આપણે જરા પણ સ્થિરતા રાખી શકીએ નહિ; એટલે કે પાંચ મિનિટ સુધી બીજી બહારની કોઇ પણ બાબત ઉપર લક્ષ્ય પણ ન આપીએ અને આપેલી બાબત ઉપર તદ્દન એકાગ્રતાથી વિચાર કરીએ એ બનવું બહુ મુશ્કેલ છે. આવી માનસિક અસ્થિરતા હોવાથી **તેને સ્થિર કરવાનું કારણ** કાંઈ પણ જોઇએ. દાખલા તરીકે નાટકના તખ્તા પર એક માણસ બધી વાર્તા સુંદર શબ્દોમાં કહી જાય, તો તેથી આપણને જરા પણ અસર થશે નહિ, પરંતુ પાત્રો જ્યારે દૃશ્ય રૂપે તે આપણી સન્મુખ રજૂ કરે, ત્યારે અમુક વિષય ઉપર બેચાર કલાક સુધી એકાગ્રતાથી ધ્યાન આપવું હોય તો પણ આપી શકીએ છીએ. આવી જ રીતે પરમાત્માના આઠ ગુણનું કીર્તન, અર્હંતના બાર ગુણ અથવા પ્રાતિહાર્ય વિગેરે અતિશયોનું ચિત્તાકર્ષક વર્ણન આપવામાં આવે અથવા કલ્પના કરવામાં આવે, પણ શાન્તમૂર્તિ પરમાત્માનું પ્રતિબિંબ જોઇને હૃદય પર જે અસર થાય છે તેવી અસર Abstract (ભાવના) થી થતી નથી. મનુષ્યસ્વભાવ અને મનના અવલોકન કરનારાઓ જોઈ શકે છે કે મનુષ્યનાં મનની આ નબળી બાજુ છે; પરંતુ મનોબળ અને શરીરબળ જે છે તે જ છે અને સંઘયણની નબળાઈમાં વધારો થતો જાય છે અને બળવત્તર સંઘયણ થવાનો સંભવ ઓછો થતો જાય છે; તેથી **મનને અને શરીરને જોડી દેનાર, બાહ્યદૃષ્ટિ ભૂલાવનાર, એકાગ્રતા કરાવનાર અને વચનાતિક્રાંત આનં-**

દનો અનુભવ કરાવનાર મૂર્તિ જેવું અવલંબન શા માટે તજી દેવું એ સમજાતું નથી. જેઓ અવલંબન વગર ધ્યાન કરી શકતા હોય, શાસ્ત્રીય ભાષામાં કહીએ તો જેઓ સાતમા અપ્રમત્ત ગુણસ્થાનકથી આગળ ચાલ્યા હોય, અથવા અપ્રમત્ત યતિ હોય, તેઓને માટે આ વિષય નથી; પરંતુ ઉક્ત પ્રકારના માણસો આ કાળમાં પ્રાયે હોય નહિ, તેથી બાકીના માણસોને તો મૂર્તિપૂજા મૂકી દેવાથી ધર્મ પામવાનું પ્રબળ સાધન મૂકી દેવા જેવું થાય છે.

વળી કેટલાક માણસો મૂર્તિપૂજા માનતા નથી તેઓ ખરેખર ભૂલ ખાય છે. જ્યારે ધ્યાન કરે ત્યારે તેઓ શું કલ્પે છે ? જ્ઞાન, દર્શન, ચારિત્રની એકત્રતા તે આત્મા–પરમાત્મા–ચિદ્દ્-ઘન સ્વરૂપ–પરમજ્યોતિ વિગેરે. આનું ધ્યાન તેઓ કેવી રીતે કરી શકે ? જેઓને ભાવનારૂપ અદૃશ્ય પદાર્થોમાં રમણ કરવાની ટેવ ન હોય અને જેઓને મનોયોગ સાધ્ય ન હોય, તેઓને કાંઈ આધાર–ટેકો જોઈએ; નહિ તો આજુબાજુના ભળતા વિષયો પર મન દોરવાઈ જાય છે. આથી કરીને તેઓ સાધારણ રીતે કેવળી ભગવાનની ભૂમિ પર વિહારની સ્થિતિ કે એવી કોઈપણ સ્થિતિ મનમાં કલ્પે. આમ થવાથી તેઓ માનસિક પૂજાના અભિલાષી થયા અને માનસિક મૂર્તિપૂજા માનનારથી કદી પણ સ્થૂળ મૂર્તિપૂજાની ના પાડી શકાય નહિ. વળી માનસિક મૂર્તિપૂજા કરનાર કેટલીક વાર મોટો ભૂલાવો ખાય છે: તેઓ પોતાની માનસિક મૂર્તિને ખરેખર પરમાત્મા જ માને છે, જ્યારે સ્થૂળ મૂર્તિપૂજા માનનાર પોતાની મૂર્તિને પરમાત્મ સ્વરૂપ બતાવનાર, સ્થાપનારૂપ, *કલ્પિત આરોપ તરીકે જ માને છે, સમજે છે. આથી કરીને જે ભૂલ માનસિક

* Expositor

મૂર્તિપૂજક કરે છે તે ભૂલ સ્થૂળ મૂર્તિપૂજા કરનાર કદી પણ કરતો નથી.

અમારા કેટલાક ભાઇઓ પરંપરાગત ધર્મ પ્રમાણે ચાલી આવતી મૂર્તિપૂજાને માન આપતા નથી, તેઓની ધાર્મિક વૃત્તિ જ્યારે જોઈએ છીએ, ત્યારે મૂર્તિપૂજાની ઉપયોગિતા જણાઈ આવે છે. ઉપર જણાવ્યું તેમ આવા પ્રકારના લોકોને ધર્મ શું છે ? તેનો વિચાર પણ આવતો નથી. ઐહિક સુખ, તેનાં સાધનો, પાછા પડવાથી શોક અને સંસારયાત્રામાં જીવન પૂર્ણ કરનારને મૂર્તિનું ઉત્કૃષ્ટ સાધન આદરણીય છે.

પ્રસંગ કાર્તિક માસનો હતો. શરદૃઋતુ ઊતરવા આવી હતી. ચોમાસું ઊતરી ગયું હતું. સર્વ વનરાજી ખીલી રહી હતી. આખું જંગલ, તેનો લીલો દેખાવ મનને અને ચક્ષુને શાંતિનો આભાસ આપતા હતા. વૃક્ષો આનંદમાં આવી પોતાના ડાળરૂપી હસ્તો લંબાવતા હતા. પક્ષીઓ પોતાના માળામાંથી ઊડતાં હતાં. સમય પ્રભાતનો હતો. ઉદયાચળ તરફ સૂર્યનો અરુણ સારથિ દિશાઓને પ્રકાશતો હતો. આકાશ સ્વચ્છ હતું. આવા અખંડ શાંતિના વણતમાં એક મુમુક્ષુ હાથમાં પુષ્પની છાબડી લઈ સુંદર વૃક્ષો પરથી પૂર્ણ ખીલેલાં ગુલાબ, કેતકી, ચંપો, સેવતી (ગુલદાવદી) વગેરે શુદ્ધ પુષ્પોને વીણી લેતો હતો, વીણીને પુષ્પપાત્રમાં ક્ષેપન કરતો હતો અને મનમાં પરમાત્માનું ધ્યાન કરતો હતો. તેના મનમાં પરમાત્મભાવ સિવાય કોઇ પણ પ્રકારનો વિક્ષેપ નહોતો. થોડા વખતમાં પુષ્પપાત્ર વિવિધ પુષ્પથી ભરી તેણે દેરાસર તરફ ચાલવા માંડયું. દેરાસરે આવી, શુદ્ધ જળથી સ્નાન કરી પુષ્પ ક્રમવાર જુદાં પાડયાં અને તેનાથી પરધર

ભરવા માંડયું. વચ્ચે વચ્ચે ગુલાબ મૂકયો, પડખે મોગરો અને છેડા પર લીલો ચંપો અને બીજે છેડે પીળો ચંપો, વચ્ચે વચ્ચે સેવતી અને ચોતરફ મોગરો મૂકયો. પછી પ્રભુસન્મુખ આવી, શુદ્ધ જળથી ન્હવણ કરી, સુવર્ણપત્રથી આંગી કરી, પરઘર ચઢાવી, મુગુટમાં અને પ્રભુશરીર પર પુષ્પ ચઢાવ્યાં. શોભતી જગોએ, વર્ણવ્યવસ્થા અને જાતિક્રમવાર ઉપર, નીચે અને પડખે પુષ્પઘટા કરી દીધી. આ વખતે પ્રભુ શરીરની કાંતિ અજબ બની રહી. ધૂપ વિગેરે પૂજા કરી પ્રભુ પાસે બે મોટી દીવી પર જ્યોતિમય દીવા કર્યા અને બે નાની બાજોઠી પર બે બીજા દીવા કર્યા. આ દીવાની જ્યોતિ, પ્રભુની કાંતિ અને પુષ્પ તેમજ અત્તરનો મઘમઘાટ–સર્વની એકાગ્રતા થઈ. દેરાસરમાં તદ્દન શાંતિ હતી. પ્રભુસન્મુખ બેસી, સ્વસ્તિક કરી, ફળ નૈવેદ્ય ધરી, શાંત અને એકાગ્ર ચિત્ત કરી ગાન કરવા માંડયું :

**પ્રીતલડી બંધાણીરે, અજિત જિણંદશું;**
**પ્રભુ પાખે ઘડી એકે મન ન સુહાય જો.**

............................................................................

............................................................................

**કરુણાધિક કીધી રે સેવક ઉપરે;**
**ભવ ભય ભાવઠ ભાંગી ભકિત પ્રસન્ન જો.**

સુસ્વર સાથે ધીમેથી જેમ જેમ આ અવાજ ચાલ્યો તેમ તેમ હૃદયમાં ભેદ થવા લાગ્યો. અને જે વખતે—

**તારકતા તુજમાંહી રે શ્રવણે સાંભળી**

એ પદ ગાયા પછી—

“ **ભવભય ભાવઠ ભાંગી** ”—

એ પદનો સુંદર ધ્વનિ હૃદયવીણામાંથી ઊઠયો. તે વખતે હૃદયમાં ખરેખર ભાસ્યું કે આ સંસારની બેડી અત્યારથી નાશ પામી. અહાહા! શું દિવ્ય સ્થાન! શો અનુભવ! જેઓ મૂર્તિપૂજા વિરુદ્ધ હોય તેઓ ભલે હસે, અથવા ગમે તેમ બોલે, પણ આ અલૌકિક આનંદ—દુ:ખમય જીવિતવ્યમાં આ સુખની રેષા—પ્રેમમય જીવનની હદ છે. હૃદયના એક-તાનથી અષ્ટાપદ પર ગાન કરતાં **રાવણે** તીર્થંકર નામકર્મ કેવી રીતે બાંધ્યું તેનો જરા ખ્યાલ આવ્યો અને મૂર્તિપૂ-જાનું પુષ્ટ આલંબનત્વ અનુભવગોચર થયું. **એક વાર મૂર્તિ સન્મુખ જુઓ, આંખ મીચો, મનમાં તે જ મૂર્તિનું ધ્યાન કરો, તેવી જ મૂર્તિ કલ્પો, ફરી આંખ ઉઘાડો, મૂર્તિમાં સ્થાપિત ગુણો બોલી જાઓ, આંખ બંધ કરો, મૂર્તિને કલ્પો, ગુણોને કલ્પો, મૂર્તિને ભૂલી જાઓ અને ગુણોને કલ્પો અને તેના પર એકાગ્રતા કરો. આ જ કર્તવ્ય અને મોક્ષસાધનનો સરસ ઉપાય.**

કલ્પનાશકિતને આટલી હદ સુધી લઇ ગયા પછી એક બાબત પર જરા ધ્યાન આપવાની જરૂર છે. જેઓ સ્થાનકવાસીઓ મૂર્તિપૂજા વિરુદ્ધ છે એમ માને છે તેઓ રહસ્ય સમજ્યા નથી. **સ્થાનકવાસીઓ** મૂર્તિપૂજા વિરુદ્ધ કદી પણ હોઈ શકે જ નહિ, કારણ કે તેઓ બહુ પ્રકારે મૂર્તિપૂજા માનનારા છે. ઘણાં કારણોમાંનું એક કારણ એ છે કે તેઓ **શાશ્વતી પ્રતિમા** માનવાની હા કહે છે. હવે સહજ દૃષ્ટિથી જણાશે કે શાશ્વતી પ્રતિમા એ પણ પ્રતિમા જ છે, તેથી તેઓ મૂર્તિપૂજા વિરુદ્ધ તો છે જ નહિ.

હવે સવાલ બાકી એ જ રહ્યો કે મૂર્તિ કેવી માનવી અને તેને યોગ્ય સામગ્રી કેવી રાખી શકાય? આ બાબતમાં જે મતભેદ છે તે મૂળ હકીકતનું સ્પષ્ટ ભાન ન હોવાથી થયેલ છે. જે લોકો કોઇ પણ એક પ્રકારની મૂર્તિ સ્વીકારતા હોય તેઓ પછી મૂર્તિપૂજા વિરુદ્ધ હોવાનો દાવો કરી શકે નહિ. જ્યાં પરમાત્મપણાનો આરોપ કરવો છે ત્યાં પછી આરોપિત વસ્તુની શાશ્વતતા અશાશ્વતતાનો સંબંધ જોવો ઉપયુક્ત નથી. **આરોપિત પદાર્થ આરોપને યોગ્ય, ચિરસ્થાયી, પરમાત્મગુણનું ભાન કરાવનાર અને પ્રમોદ કરાવે તેવો નિર્મળ જોઇએ;** પરંતુ આવી વ્યવસ્થા વિગેરેની સામાન્ય હકીકત પરથી **મૂર્તિ**પૂજા વિરુદ્ધ વિચારો બતાવવાની જે હિંમત કરવામાં આવે છે તે તદ્દન અસ્થાને છે, અયોગ્ય છે, અને વસ્તુસ્થિતિના જ્ઞાન અને જન-સ્વભાવના અવલોકનની ગેરહાજરી બતાવે છે. ધર્મનો ભાસ રહેવા ખાતર પણ અનાદિસિદ્ધ મૂર્તિપૂજાની ખાસ જરૂર છે.

વળી બીજી બધી દલીલ કરતાં એક વાત આ જમાનામાં બહુ ધ્યાનમાં રાખવાની જરૂર છે. આ સમય બહુ અગત્યનો છે. અત્યારે પાશ્ચિમાત્ય વિચારો સાથે પૂર્વના અને લાંબા વખતથી ચાલતા આવેલા જૂના વિચારોનું સંઘટ્ટન થાય છે. આ વખતે જે વિદ્વાનોના હાથમાં ધર્મનું સુકાન હોય, તેઓએ ધર્મના **અવલંબન** જેવા લાગતાં સર્વ **સાધનોને મજબૂત બનાવી દેવાની બહુ જરૂર છે.** અત્યારે ધર્મનો આભાસ વધારે દેખાય છે, પણ જેઓ શાંતિથી એકાંતે વિચાર કરતા હશે તેઓ જોઈ શકશે કે મૂળ પાયા ખવાઈ જતા જાય છે. આ પાયાને મજબૂત કરવાની બહુ

જરૂર છે. આવતા જમાનામાં ધર્મભાવના અને સંસારભાવનાને મજબૂત લડાઈ થવાની છે, અને તે પ્રસંગે જો ધર્મનાં સાધનો લૂલાં થઇ ગયાં હશે તો ધર્મનો ડંકો વાગતો અટકી જશે અથવા બહુ અસ્પષ્ટ ધ્વનિ કરશે. અત્યારે પણ અવાજ મંદ થતો જાય છે. પંચમ કાળમાં ધર્મના સાધનો પૈકી શાસ્ત્રાનુસાર જૈન દ્રવ્યાનુયોગનાં સ્પષ્ટીકરણ (Exposition) વિગેરેની જેટલી જરૂર છે તેટલી જ જરૂર મૂર્તિપૂજાની છે. કારણ આ કાળમાં આ બેનો જ આધાર છે. અમારા જૈન ભાઇઓને કહેવાની જરૂર છે કે આવાં સાધનને મંદ પાડવામાં કર્તવ્ય ચૂકાય છે એ જોઈ લેવાનું છે. જ્યારે પક્ષભેદ અને આગ્રહ છોડી આ બાબત પર વિચાર કરવામાં આવશે ત્યારે ઉપરની સાદી દલીલની આવશ્યક્તા સમજી શકાશે.

મૂર્તિપૂજાની જરૂર છે એમ જોયા પછી **પૂજાના પ્રકાર** પર વિચાર કરીએ. પૂજા બે પ્રકારની છે: એક દ્રવ્યપૂજા અને બીજી ભાવપૂજા. દ્રવ્યપૂજામાં ઉત્તમ પદાર્થો મેળવી પ્રભુસન્મુખ ધરવા. દ્રવ્યપૂજા કરતી વખત બાહ્ય શુદ્ધિ બહુ સારી રાખવી. આચાર અને વિચારને બહુ નજીકનો સંબંધ છે. બાહ્ય શુદ્ધિ વગર મનમાં પ્રેમ પણ આવતો નથી, માટે શાસ્ત્રમાં બતાવેલી રીતિ પ્રમાણે ન્હાઈ, સ્વચ્છ થઈ, શુદ્ધ વસ્ત્ર પહેરી, અષ્ટ, સત્તર, એકવીસ પ્રકારી પૂજા કરવી. પૂજા દરમ્યાન અંતરદૃષ્ટિ ભાવના તરફ રાખવી. દરેક પૂજા વખતે અમુક અમુક અવસ્થા ભાવવાની છે તે ભાવવી અને પ્રભુ જેવા થવાની ઇચ્છા રાખવી. પરમાત્મસેવાનું ફળ એ છે કે બરાબર એકતાન થાય કે આ જીવ પરમાત્મસ્વરૂપ થઈ જાય છે.

ભાવપૂજામાં પ્રભુની સિદ્ધ અવસ્થા ભાવવી; આ આત્માને

પરમાત્મતત્વ સાથે જોડી દેવો; બહિરાત્મભાવ તજી દેવો; વિચારવું કે સર્વ ગુણો અહીં (આત્મામાં) ભરેલા છે, બીજા પાસે લેવા જવા પડે તેમ નથી. આ ગુણ પ્રકટ કરવાને કર્મ તોડવાની અને તે માટે ધ્યાનાગ્નિ સળગાવવાની જરૂર છે. પ્રભુનું ધ્યાન કરતાં કરતાં આવી ઉત્કૃષ્ટ ભાવના, સંસારનિર્વેદ અને આત્માના શુદ્ધ ગુણો તરફ વિચાર કરવો. વળી મહાન પૂર્વાચાર્યો રચિત સ્તવન વડે કીર્તન કરવું. જેઓને ભક્તિરસ પર પ્રેમ હોય તેને માટે પંડિત શ્રી **મોહનવિજયજી, રામવિજયજી**, માનવિજયજીનાં સ્તવનો બહુ આનંદ આપનારાં થશે અને જેને ઊંડી ફિલસૂફી અને દ્રવ્યાનુયોગ પર પ્રેમ હોય તેઓને **આનંદઘનજી, દેવચંદ્રજી**નાં સ્તવનો ઉપયોગી થશે. ઉપાધ્યાય યશોવિજયજીનાં સ્તવનો બન્ને વર્ગને એક સરખો લાભ અને આનંદ આપનારાં છે. આવી રીતે પ્રભુના ધ્યાનમાં લીન થઈ ભાવપૂજા કરવી. એવો આનંદ કરવો કે તેનો ઓડકાર–તેની છાયા–તેની મીઠાશ આખા દિવસ સુધી હૃદયમાં રહે. કદાચ દ્રવ્યપૂજા એ એકડો ઘુંટવા જેવું લાગતું હોય તો તેથી ડરી જવાનું નથી, **એકડા ઘુંટતા ઘુંટતા** એકડા આવડી જશે અને પછી જરા આત્માભાસ થશે કે તરત પોતાનું શું કર્તવ્ય છે તે પોતાની મેળે જ સમજી શકાશે. આવી સ્થિતિ પ્રાપ્ત થાય ત્યાં સુધી આ જિનેંદ્રપૂજાનું ઉત્કૃષ્ટ સાધન વિસારી ન મૂકવાની એટલું જ નહિ પણ જેમ બને તેમ પુષ્ટ કરવાની નમ્ર વિનંતિ છે.

જૈ. ધ. પ્ર. પુ. ૨૦. અંક ૨. પૃ. ૩૪ — સં. ૧૯૬૦



# ઋજુવાલુકાને તીરે.

[ ૬ ]

વીર પરમાત્માના નામસ્મરણ સાથે આખી રાત્રિ શાંત નિદ્રામાં વ્યતીત થઈ. સેંકડો વર્ષ પહેલાં પરમાત્માને જગત્‌તત્ત્વનો પ્રકાશ થયો હશે, આખા જીવનના ભૂત–ભાવી ભાવો હસ્તામલક જેવા દેખાયા હશે, જીવનના સવાલોનો નિર્ણય થઈ ગયો હશે, સંસારપ્રવાહના પડદા ખૂલી ગયા હશે, અનંત જીવોનાં શાશ્વત સુખો અને અનંત જીવોના જીવનકલહોનો સાક્ષાત્કાર થયો હશે. તે વખતે કેવી અદ્‌ભુત દશા પ્રાપ્ત થઈ હશે, કેવો અનિર્વચનીય આનંદ થયો હશે, કેવો આત્માનુભવરસ ફેલાઇ રહ્યો હશે, કેવી શાંતિ પ્રસરી રહી હશે ! તેની કલ્પના આખી રાત અંતરાત્મા નિદ્રામાં કરતો રહ્યો. શાંત સ્થાનનું સુંદર વાતાવરણ, અત્યંત સૌંદર્યથી ભરપૂર વનરાજી, સર્વત્ર હસતી કૂદતી પશ્ચિમ દિશામાં પ્રકાશી રહેલ શાંત જ્યોત્સ્ના, આકાશમંડળમાં નૃત્ય કરી રહેલ તારાનક્ષત્રોનો સમુદાય, ઝળઝળાયમાન થતું તેનું અતિ સુંદર ડોકિયા કરતું તેજ, પૂર્વ દિશામાં ઊગેલ શુક્રનો વૈભવ, માથે આવી રહેલ બૃહસ્પતિ અને બાજુમાં હસતા શાંત સપ્તર્ષિઓનો સમૂહ, સખ્ત ઠંડી છતાં ચારે તરફ નજરને આકર્ષી રહ્યાં, પ્રેરણા કરી મનને ખેંચવા લાગ્યાં, નિદ્રા અને સ્વપ્નદશાનો ત્યાગ થઈ ગયો, શ્રી વીરના જીવન-પ્રસંગો એક પછી એક આંખ સામે તરવરી રહ્યા, એમના પર ગોવાળે કરેલ ઉપસર્ગો સન્મુખ સ્થિત થયા, ગોપે કાનમાં ખીલા નાખવાનો પ્રસંગ સામે અનુભવ્યો, ખીલા

બહાર કાઢતાં જાણે રાડ પડતી હોય, સામેની શિલામાં ફાટ પડતી હોય, એમ લાગ્યું, ચંડકોશિયાની ભયંકર ફણાઓ સામે દેખાણી: 'બુઝ ચંડકોશિયા ! બુઝ' એવા શબ્દ મહાત્માના ગંભીર શાંત સ્વર સાથે નીકળતા જણાયા, ગોશાળાના અનેક ઉપદ્રવો અને પ્રસંગો પસાર થતા જણાયા, **સિદ્ધાર્થ** પ્રભુસન્મુખ ઊભેલો જણાયો, ભયંકર ઉપદ્રવો કરી થાકી **સંગમ** પાછો જતો હતો તે વખતે પ્રભુની આંખમાંથી નીકળતાં કરુણાશ્રુ દેખાયાં, કાયોત્સર્ગ મુદ્રાસ્થિત પ્રભુના પગ પર ખીર રાંધતો ગોવાળીઓ દેખાયો, અને જાણે એ સર્વ દુ:ખનો એકદમ છેડો આવી જતો હોય, સર્વ ઘુંચોનો નિકાલ થઇ જતો હોય, સર્વ કચવાટોનો અંત આવતો હોય, તેવી રીતે એક કાળું શરીર પ્રભુના સુવર્ણદેહમાંથી નીકળી દૂર જતું જણાયું, ચારે તરફ પ્રકાશ પ્રસરતો જણાયો અને ચંદ્રજ્યોત્સ્ના અને પ્રભુનો પ્રકાશ ચારે તરફ એક થઇ જતા જણાયા. બાજુમાં ખળખળ નાદ કરતી **ઋજુવાલુકા** નદી ચાલી જાય છે, પક્ષીઓ ઝાડમાં અવાજ કરે છે, સાથેના યાત્રાળુઓ હજુ નિદ્રામાં પડ્યા છે, ત્યાં આ દૃશ્ય ધર્મશાળાની બહાર અનુભવી, ઠંડીનો અનુભવ કરી, ધર્મશાળાના દ્વાર પર ખડા થતાં જ સાથે આવેલા મુમુક્ષુઓ પૈકીના એકે ગાન લલકાર્યું. ભૈરવની ઘટના ચાલી. લય સાથે ગાન થયું....

**ચલના જરૂર જાકું,**
**તાકું કૈસે સોવના ? ચલના૦**
**ભયે, જબ પ્રાત:કાલ,**
**માતા ધવરાવે બાલ,**
**જગ જન કરત હૈ,**

સકળ સુખ ધોવના. ચલના૦
સુરભીકે બંધ છૂટે,
ઘૂવડ ભયે અપૂઠે;
ગ્વાલ બાલ મિલકેં,
બિલોવત વલોવના. ચલના૦
તજ પરમાદ જાગ,
તું ભી તેરે કાજ લાગ; ચલના૦
ચિદાનંદ સાથ પાય,
બિરથા ન (આયુ) ખોવના. ચલના૦

એક બાજુ વીર પરમાત્માની પરમજ્યોતિનો લય લાગી રહ્યો હતો, તેવામાં આ પ્રેરક ગાન સાંભળી ચિત્ત ચમકયું. બોલનારનો અત્યંત સુંદર રાગ, લય અને તાનપૂર્વક ગાવાની શુદ્ધ પદ્ધતિ, કંઠનું રસિક માધુર્ય અને ચોતરફનું તદ્દન શાંત વાતાવરણ હૃદય પર સચોટ અસર કરતું હતું. ગાનાર દરેક પદ ચાર પાંચ વાર બોલી '**ચલના જરૂર જાકું, તાકું કૈસે સોવણા?**' એ લય તો લગભગ દશ બાર વાર બોલતા હતા, તેની હૃદય પર અનિર્વચનીય અસર થતી હતી, શુદ્ધ વાતાવરણની આંતર અસરનો સાક્ષાત્કાર થતો હતો.

એ પ્રત્યેક લય વખતે મનને નવીન નવીન ભાવનાઓ થતી હતી, હૃદય અવનવા બનાવો પર સ્થિત થતું હતું, મગજ અનુભવેલી જૂની વિચારસૃષ્ટિ પર કલ્પનાનું જાળ પાથરી બેસતું હતું, ભવ્ય કલ્પનાઓ, દશ્યો, ચિત્રો સ્મૃતિપથમાંથી પસાર થતાં હતાં અને અનેક પ્રકારની શાંત લાગણીઓ અને જીવનકલહના ફાંફાઓની અલ્પતા જોતા હતા. '**ચલણા જરૂર**' આ વાત સાચી હશે, જરૂર જવાનું જ છે તો પછી

અહીં ઘરબાર કોના માટે બાંધ્યાં? શા માટે એને પોતાનાં માન્યાં? એ માન્યતા થવાનાં કારણો શાં? એ માન્યતા ખોટી છે તો પછી આખી ઇમારતનો પાયો જ ખોટો છે અને તેવા ખોટા પાયા પર બાંધેલી ઈમારત કેવી રીતે અને કેટલો કાળ ટકશે? પાયા બેસી જશે ત્યારે પછી શું કરશું? અને ખોટી કલ્પના કરી પોતાની માનેલી વસ્તુ છોડી જશે અથવા છોડવી પડશે ત્યારે મન પર કેવી અસર થશે? કેવી સ્થિતિ થશે? એનો જરા ખ્યાલ આવ્યો અને ચાલ્યો ગયો.

ત્યારે **ચાલવાનું તો જરૂર છે,** પછી કેટલીક યાત્રાનું ચલન યાદ આવ્યું, છેલ્લા થોડા દિવસોથી કરેલી યાત્રાની મુસાફરીને અંગે ચાલવાનું થયા કરતું હતું તે પણ યાદ આવ્યું, વ્યવહારમાં રાત્રે ઊંઘતા હતા તે પણ યાદ આવ્યું, ધનપ્રાપ્તિના જીવનકલહો યાદ આવ્યા, સગાંસંબંધીના માની લીધેલા વ્યવહારો યાદ આવ્યા, આખો સંસાર જાણે ચાલ્યો જતો હોય, સાધ્યનાં ઠેકાણાં વગર દોડાદોડ કરતો હોય, કેટલીક વાર પાછો ચક્રમાં પડી તેજ સ્થાનકે આવતો હોય, નકામી અર્થ વગરની દોડાદોડ કરતો હોય, કેટલીક વાર ચાલતો હોય અને કેટલીક વાર દોડતો હોય એમ જણાયું. આવી રીતે ચલન અને સ્થિરતા વચ્ચે હિંચોળા ખાતું મન વળી વિચારમાં પડ્યું કે–'ચાલણા જરૂર **તો પછી સૂવું કેમ?'** આ યાત્રાળુઓ, મિત્રો અને સહચારીઓ ઊંઘે છે, આપણું સાધ્ય તો યાત્રાનું છે, તીર્થ હજુ દૂર દેખાય છે, ત્યાં પહોંચવું છે, તો **આ સર્વે કેમ ઊંઘે છે?**

ત્યારે આપણે સર્વ વાસ્તવિક રીતે ઊંઘીએ છીએ કે

જાગીએ છીએ ? આ વિચારની સાથે વળી '**ચલના જરૂર જાકું, તાકું કૈસે સોવણા ?**' એ લય હૃદય પર જામી ગયો, એના પર વિચારણા ચાલવા માંડી, એ લય ફરી ફરી સંભળાવા લાગ્યો અને આખા જીવનપટના દર્શન થવા લાગ્યા. આપણે **ચાલવાનું એટલે શું ?** પગ વડે આગળ વધવું તે પણ ચાલવું કહેવાય ! શરીર છોડી ચાલ્યા જવું એ પણ ચાલવું કહેવાય ! નીચે પ્રયાણ કરવું એ પણ ચાલવું કહેવાય, સાધ્યના ઠેકાણા વગર દોડાદોડી કરવી, એ પણ ચાલવું કહેવાય, વર્તુળમાં દોડાદોડી કરીને હાલી ચાલીને ઘણા પરિશ્રમને પરિણામે પાછા ત્યાં ને ત્યાં જ આવવું એ પણ ચાલવું કહેવાય, અને સર્વ સંબંધ છોડી નિવૃત્તિનિવાસમાં ગમન કરવું એ પણ **ચાલવું** કહેવાય. આ ચાલવાની વાત તો બહુ જ વિચારવા લાયક છે. આ રીતે જોતાં તો આખી દુનિયા એક અથવા બીજા પ્રકારે ચાલ્યા જ કરે છે, ચેતનાલક્ષણમાં જ ચાલવાનો ભાવ અંતગર્ત હોય છે એમ દેખાયું. પછી તો નિગોદથી માંડી સર્વ જીવોમાં ચલનક્રિયા થતી દેખાઇ. કોઇમાં એક પ્રકાર, તો કોઇમાં ચલનનો ઉપર જણાવેલો બીજો પ્રકાર, તો કોઇમાં અન્ય પ્રકાર; પણ ચલન તો સર્વત્ર નિયમસર જણાયું. અહા હા ! ત્યારે આખું જીવન ચલન પર જ રચાયેલું છે અને જીવનવ્યવહાર પણ ચલન પર જ રચાયલો જણાય છે, તો પછી આપણે **શા માટે બેસી રહેવું ?** તે વખતે ચૌદ રાજલોક જાણે આગળ ચાલતા હોય, હલીચલી રહ્યા હોય, અને સર્વત્ર દોડાદોડ થઈ રહેલી હોય–એવો ભાસ થયો.

પણ એ સર્વ **ચલનો** દેખાય છે **તેમાં ઠેકાણું ક્યાં**

છે ? કેટલાકો તો ખાલી દોડાદોડ કરે છે, કેટલાક દોડાદોડનો અર્થ પણ સમજતા નથી, કેટલાકની બુદ્ધિ ઘણી મર્યાદામાં બંધાઇ રહેલી દેખાય છે, કેટલાક ચાલવાની વાત પર વિચાર જ કરતા નથી, માત્ર સર્વની સાથે ઘસડાયા કરે છે અને અર્થ વગરના ઠેકાણા વગરના પછાડા મારે છે. જેઓની વિચાર-શક્તિ ખીલેલી નથી એવા નીચેની હારમાં રહેલા જીવનોના ચાલવામાં તો ઘણાખરા ખોટા પછાડા દેખાયા. પછી મનુષ્ય-જીવન પર લક્ષ્ય ગયું, ત્યાં કોઈ કોઇ જગાએ સરખાઈ દેખાણી; ઘણાખરા મનુષ્યો તો જીવનકલહમાં સબડાતા જણાયા, સવારથી સાંજ સુધી શારીરિક કે માનસિક મજૂરી કરી ઈંદ્રિયના ભોગો ભોગવવામાં આસક્ત થયેલા અને ધન એકઠું કરી ઘરબાર ચણાવવામાં, નકામી દેશ, રાજ્ય, સ્ત્રી, કે ભોજનની વાતો કરવામાં, નાટક, ચેટક, સિનેમા જોવામાં અથવા વ્યાપાર કરવામાં, નોકરી કરવામાં, ખાવાપીવામાં, ઇર્ષ્યા કલહ કંકાસ કરવામાં, એકબીજાનો ટોટો પીસવાના કામમાં ચલન કરી રહ્યા હોય એમ દેખાયું, પોતાને નાના નાના સર્કલ (વર્તુળ) ના અગત્યના અંગભૂત માની તેના માની લીધેલા સંવ્ય-વહારને અનુરૂપ જીવન કરી તેમાં માનપ્રતિષ્ઠા મેળવવાના ખ્યાલમાં પ્રયાસ કરતા જણાયા, થોડાક મનુષ્યો પ્રમાણિક જીવન ગાળી વ્યાવહારિક નજરે થોડી કમાણી કરી જીવન કે વ્યવહાર સારુ ચલન કરતાં જણાયા અને તેથી પણ થોડા મનુષ્યો અંતિમ સાધ્ય લક્ષ્યમાં રાખી આત્મોન્નતિ કરવાના સ્પષ્ટ અસ્પષ્ટ ખ્યાલથી ચલન કરતા જણાયા.

એક વળી ઘણી નવાઇ જેવી બાબત જોવામાં આવી: ધનને બોજારૂપ ગણી તેને તુચ્છકારતા, તેના સંબંધમાં નહિ

જતા એવા છેલ્લા વર્ગના લક્ષ્યવાળા પુરુષો ચલન તો આખો વખત કરતા, પણ જનસમાજનાં ચાલુ ચલનો કરતાં તેઓનાં **ચલનોનો પ્રકાર જૂદો** પડતો હતો. તેઓ લોકરંજન કે લોકપ્રેમ મેળવવાની ઇચ્છા ન કરતાં માત્ર પોતાનાં હૃદય તરફ અને ઉપર આવેલી નિર્વૃતિ નગરી તરફ જ ધ્યાન આપતા હતા. તેઓનાં ચલનો તરફ મનુષ્યો મનમાં હસતાં, તેમને **'વેદીઆ'** કહી તિરસ્કારતા, તેમને **'બાવરા'** કહી પજવતા, તેમને જગદ્વ્યવહારને માટે **'અયોગ્ય'** ગણતા, તેમને કેટલીક વાર **'મૂર્ખ'** પણ કહી નાખતા. આવા મનુષ્યો બીજા મનુષ્યોના વખાણ કે માનની અપેક્ષા વગર પોતાનાં ચલનો ચાલુ રાખતા અને જગતની હાંસી કર્યા વગર મનમાં સમજતાં કે બીચારા ઠેકાણા વગરની દોડાદોડ કરનારા આ 'અંધ' મનુષ્યોની હાર ચાલી રહી છે, તેઓના શા હાલહવાલ થશે? કોઈ વાર પ્રસંગ જોઈ જીવનવ્યવહારનાં સાચાં સૂત્રો બોલી જતા, કોઈ યોગ્ય અધિકારીને સત્ય સ્વરૂપ સમજાવતા અને કોઇ વાર આંતરધ્વનિમાં આલાપ કરી જતા, પણ એકંદરે પોતાનાં મંતવ્યમાં મસ્ત રહી ચલન ચાલુ રાખતા. **આ વર્ગની સંખ્યા ઘણી ઓછી** હતી અને જો કે મનુષ્યો તેમની હાંસી કરતા, છતાં કેટલાક મનુષ્યો તેમનાં ચલનો માટે અંદરખાનેથી માન પણ ધરાવતા હતા.

આવી રીતે એક યા બીજા પ્રકારે ચલન આખા વિશ્વમાં ચાલી રહેલું જણાયું. પૃથક્કરણ કરીને આ સર્વ વિચારો લખતાં તો ઘણો વખત લાગે કે પણ આટલું દૃશ્ય હૃદયચક્ષુ સન્મુખ પાંચ પંદર સેકન્ડમાં થઈ ગયું, આખા વિશ્વનાં ચલનો અનુભવાઇ ગયાં અને અંતરાત્મામાં મન સ્થિત થયું.

"તાકું કેસા સોવના ?" ઘણી ભારે વાત થઈ ગઈ. અંતરાત્માએ ચલનો જોઇ લીધાં, ચલન એ ચેતનનો સ્વભાવ લાગ્યો, ચલન એ જીવનક્રમ લાગ્યો, એની અત્યાજ્ય જરૂરીઆત સમજાણી. ટૂંકામાં, ચલન અનિવાર્ય જણાયાં, એટલો નિર્ણય થતાં જ એ ભાવને પકડી લેવાની અને પકડીને એને લાભમાં ફેરવી નાખવાની આવશ્યકતા લાગી. ઘણાં ચલનો નકામાં જણાયાં, સાધ્ય વગરનાં જણાયાં અને પ્રગતિને બદલે પશ્ચાદ્ગતિ કરાવનારાં જણાયાં, કેટલાંક ત્યાં ને ત્યાં લઇ આવનારાં જણાયાં અને કેટલાંક પ્રમાદ અને સાંસારિક ભાવની અસરથી મંદ થઇ જતાં જણાયાં. એ ચલનો પર 'બ્રેક' ચઢેલી જણાઇ. એક તો ચલનોમાં ઘણી વાર સાધ્ય ન મળે અને વળી તેમાં વિષયપિપાસા, ધનસંગ્રહેચ્છા, માનપ્રતિષ્ઠાભાવના, ભોગાભિલાષા, રાગદ્વેષપરિણતિ, પૌદ્ગલિક સુખ મંતવ્યતા વિગેરે 'બ્રેકો' જણાઇ. એટલે ચલનોને વધારે બારિકીથી તપાસવા ઈચ્છા થઈ, તો વળી એ ચલનો સામે સખ્ત પ્રહાર કરી રહેલી સાત સ્ત્રીઓ પિશાચીણીઓનો આકાર લઈ ઊભેલી જોવામાં આવી. એ સાત* સ્ત્રીઓને વધારે સારી રીતે ઓળખતાં તેઓ ચલનો પર નીચે પ્રમાણે અસર કરનારી જણાઈ.

(૧) **જરા**—વૃદ્ધાવસ્થા—ચલનોને મંદ કરનારી, શરીરને શિથિલ કરનારી, બાલને ધોળા કરનારી, બાલને ધોળા કરનારી માથામાં ટાલ પાડનારી, અવયવોને નરમ કરનારી, ચામડીમાં વળીઆં પાડનારી, ડોકને કંપ કરાવનારી, બુદ્ધિને નરમ

* આ સાત સ્ત્રીઓનું અદભુત વર્ણન ઉપમિતિ ભવપ્રપંચ કથાના ચોથા પ્રસ્તાવમા જોઇ શકાશે.

પાડનારી, અંધપણું ને બહેરાપણું લાવનારી, દાંતને દૂર કરનારી, યૌવનનો નાશ કરનારી, સ્ત્રીપુત્રોથી પણ તિરસ્કાર ઉત્પન્ન કરાવનારી, મુખમાંથી લાળ પડાવનારી આ જરા ચલનો પર જબરી અસર કરે છે.

(૨) રૂજા—વ્યાધિઓ. આનાથી શરીરને મંદવાડ આવે છે. હેડકી, ભમરી, હરસ, ગુલ્મ, શૂળ, તાવ, સન્નિપાત, ખસ, કોઢ, ભગંદર, અરુચિ, જળોદર, ક્ષય, અતિસાર વગેરે અનેક પ્રકારના વ્યાધિઓ લાવીને એ ચલનોમાં મોટો ફેરફાર કરી નાખે છે, પ્રકૃતિમાં વિકાર કરાવી નાખે છે, શાંત મગજને અસ્વસ્થ બનાવી દે છે, દયા ઉપજાવે તેવા બૂમબરાડા પડાવે છે, આંખમાંથી આંસુ પડાવે છે, પથારીમાં આમતેમ પછાડા મરાવે છે અને મનુષ્યશરીરમાં નારકીનાં દુઃખો અનુભવાવે છે.

(૩) મૃતિ—મરણ. મોટા મોટા ચક્રવર્તીને પણ પોતાના બાહુમાં પકડનાર, ગૃહસ્થ કે ગરીબ, વૃદ્ધ કે તરુણ, બળવાન કે નિર્બળ, ધીર કે વીર, મૂર્ખ કે વિદ્વાન્—કોઈને પણ એ છોડતી નથી, સર્વ ચાલુ ચલનોને અટકાવી દે છે, શરીરને દુર્ગંધમય અને કાષ્ઠ જેવું ચેતના વગરનું બનાવી મૂકે છે, નામમાત્રથી મોટા દેવેન્દ્રને પણ ડરાવે છે, દીર્ઘ નિદ્રાનું ભાન કરાવે છે, ધન, ઘર, સ્ત્રી સાથે વિયોગ કરાવે છે, ચલન અમુક વખત માટે તદ્દન બંધ કરાવી દે છે અને પ્રાણીને ઉપાડીને અન્યત્ર ફેંકી દે છે, જ્યાં તેનાં સગાંઓ તેને ઓળખતાં નથી, ધન અને ઘરબાર પરનો તેનો હક્ક ઊઠી જાય છે અને તેને મનમાં મહાત્રાસ થાય છે.

(૪) ખલતા—લુચ્ચાઇ, શઠતા, પૈશુન્ય ( ચાડી ), મિત્રદ્રોહ, કૃતઘ્નતા, નિર્લજ્જતા, મદ, મત્સર, મર્મોદ્‌ઘાટન

પરપીડન, ઈર્ષ્યા-એ સર્વનો સમાવેશ આ **ખલતામાં** થાય છે. એ મનુષ્યોનાં ચલનો તદ્દન વિચિત્ર પ્રકારનાં અને અત્યંત ખોટે માર્ગે જનારાં કરી મૂકે છે. પ્રાણીને લાગે છે કે એ ચાલે છે, ગતિ કરે છે, પણ ખલતા સાથે હોય ત્યારે તે ઊલટી જ ગતિ કરે છે. મનમાં વિચાર જુદા, ભાષણ બીજા પ્રકારનું અને વર્તન તેથી પણ વિપરીત-એવી મન, વચન કાયાની વિરૂપતા આ ખલતા કરે છે અને ચલનમાં વક્રતા આણે છે.

(૫) **કુરૂપતા**-કદરૂપાપણું, લંગડાપણું, કાણાપણું, કૂબડાપણું, ઠુંઠાપણું, ખુંધાપણું વિગેરે. દૃષ્ટિને પણ ઉદ્વેગ કરે તેવા પૂર્વ પાપના પરિણામો આ કુરૂપતા લાવે છે, ખરાબ આહારવિહારને પરિણામે એ વધારે અસર નીપજાવે છે અને પ્રાણીને અન્યની સોબતને પણ અયોગ્ય બનાવે છે. એકંદરે શરીરની વક્રતા નિર્ગુણપણું સાથે લાવે છે. સાધારણ રીતે નિર્મળ આકૃતિમાં જ સુંદર ગુણો હોય છે. કુરૂપવાળાનાં ચલનો બહુધા ઘણાં ખરાબ હોય છે.

(૬) **દરિદ્રતા**—દળદર. જળથી, આગથી, લૂંટથી, ચોરીથી, રાજ્યથી, મદ્યથી, જુગારથી, સટ્ટાથી, વેશ્યાથી, વ્યસનથી, ધનહાનિ થવી એ દળદર—દારિદ્રય છે. ખરાબ આશાના પાસમાં બંધાયેલો પ્રાણી અનેક ચલનો કરે છે, પણ ફળ કાંઈ મળતું નથી અને અનેક રીતે ધન ખોઈ બેસે છે. એ દળદરથી દીનતા આવે છે, મન ટુંકું થઇ જાય છે, જ્યાં ત્યાં ધનની માગણી કરવી પડે છે, ભૂખના પછાડા દેખાય છે અને ચલનોમાં મહાવિકાર થઇ જાય છે.

(૭) **દુર્ભગતા**—દુભાગ્ય. તેથી લોકમાં લઘુતા થાય છે, ચિત્તમાં દુઃખ થાય છે, વચન કોઇને ગમતું નથી,

કાર્યો કોઇને રુચતાં નથી, એના તરફ કોઇ માનની નજરે જોતું નથી, એના ઘરમાં પણ એનું માન રહેતું નથી, એના ભાઈઓ ને સંબંધીઓ પણ એની સાથે ભાષણ કરતા નથી.

ચલનો ઉપર આવી રીતે અનેક પ્રકારના આઘાતો પડે છે, અનેક એને અટકાવનાર છે, અનેક એની દિશા ફેરવી નાખનાર છે, અનેક એને વક્ર કરી નાખનાર છે, અનેક એને ઢંગધડા વગરનાં બનાવી દેનાર છે, અનેક એનો માર્ગ લાંબો કરી નાખનાર છે, અનેક એને સાધ્ય-થી તદ્દન જૂદી જ દિશાએ લઇ જનાર છે, અનેક માર્ગમાં વિઘ્ન અને અગવડો ઊભી કરનાર છે. આથી ચલનો થાય તેમાં પણ ઘણો વિચાર કરવા જેવો છે. ચાલવા માંડ્યા એથી સાધ્ય સિદ્ધ થતું નથી, ચાલવાની સાથે સાધ્યને ઓળખવું જોઇએ, એના માર્ગ સમજવા જોઇએ, એને સમજીને શોધવા જોઇએ, એ માર્ગે આડાઅવળા રસ્તાઓ આવે તેથી સાવચેત રહેવું જોઇએ અને સાધ્યને નિરંતર લક્ષ્યમાં રાખવું જોઇએ.

પણ એક વાત તો ચોક્કસ છે કે સૂઇ તો ન જ રહેવું, ચાલવું તો જરૂરનું છે, ચાલવું એ ધર્મ છે અને ચાલ્યા વગર માર્ગે આગળ વધાય તેમ નથી. આ લોકો સૂઇ રહ્યા છે તે તો ભૂલ જ જણાય છે. આ સામે સમેતશિખરનો મહાન પર્વત છે, તેની ડાબી બાજુમાં શ્રી પાર્શ્વનાથનું શિખર જણાય છે, તે અત્યારે આપણું સાધ્ય છે, તો હવે અહીં સૂઈ રહેવું અયોગ્ય છે. આપણા સાધ્યને પહોંચવા આપણે ચાલ-વું જ જોઇએ. આપણે વળી સૂવાની વાત કેવી?

અહીં વીરપ્રભુને સર્વ સાક્ષાત્કાર થયો હશે ત્યારે કેવી જ્યોતિ જાગૃત થઇ હશે! એ પરમાત્માનાં ચલનો સામે

નજર રાખી, કુદરતની હરિયાળી અને વનરાજીનો વિકાસ હૃદયપટ પર રાખી, આપણું સાધ્ય છે તે તરફ જલ્દી જવું જોઇએ. શ્રી પાર્શ્વનાથ પરમાત્માના સાધ્ય સ્થાનકે પહોંચી ત્યાંથી જે સાધ્ય માટે તેઓ ચલન કરી ગયા તે સ્થાનનો વિચાર કરશું, તેમનાં ચલનો સમજશું, તે પંથ નીહાળશું, તે માર્ગે ગમન કરશું. હાલ તો એક જ સાધ્ય કે ગમે તેમ કરીને એ દૂરના ગગનચુમ્બિત શિખરે પહોંચવું.

યાત્રાળુઓ, સહચારીઓ જાગતા ગયા, ગાન આગળ વધતું ગયું. માતા પુત્રને ધવરાવે છે, લોકોની હારો નદીકાંઠે મુખ ધૂવે છે, કમળમાંથી સુગંધી છૂટે છે, ગોવાળના બાળકો માખણ વલોવે છે, વિગેરે ગાનના શબ્દો માનસચિત્ર કલ્પતા હતા, ત્યાં આ સમયસૂચક શબ્દો બોલાયા :

**તજ પરમાદ જાગ,**
**તું ભી તેરે કાજ લાગ !**

અહાહા ! શી મજાની વાત કરી ! પ્રમાદ ત્યાગ, જાગૃત થા અને તારી ફરજ બજાવ. ફરજ શી ? કોના તરફ ? કેવી રીતે બજાવાય ? એ પર હજુ ખ્યાલ કરાય ત્યાં તો પાછો '**ચલના જરૂર**' નો લય દશ વીશ વાર સંભળાયો. યાત્રાળુઓ, સહચારીઓ જાગવા લાગ્યા, ચાલવાની તૈયારી થવા લાગી, સર્વ નદીકાંઠે આવી વીરને સ્મરવા લાગ્યા, સામેના ગિરિશિખરને નમવા લાગ્યા અને કૈવલ્ય અને સિદ્ધ-દશા વચ્ચે ડોલવા લાગ્યા. કાંઈક સાક્ષાત્કાર થયો, કાંઇક ચમત્કાર જણાયો, જીવનના ઉચ્ચ પ્રદેશોની ઝાંખી થઇ, સ્થૂળ જીવન કરતાં વિશિષ્ટ ચારિત્રયુક્ત જીવનની ઊંડી ચાવીઓ ફુરતી જણાઇ, હૃદયવીણાના તારો પર ઝણઝણાટી થતી લાગી,

સર્વત્ર શાંતિમાં નદીના પાણીના ખળભળાટની અંતરમાં દેવ-મહોત્સવ, ઈંદ્રની સ્તુતિ, સમવસરણની રચના જણાયાં. એ સર્વ અખંડ શાંતિમાં સામેથી એક સંન્યાસીનો અવાજ આવ્યો. એને આખા જીવનનો એક જ સંદેશો જગતને કહેવાનો હતો અને તે વારંવાર બોલતો હતો. લોકો સાંભળે છે કે હસે છે તેની દરકાર વગર તે પોતાનો રહસ્યમય સંદેશો કહેતો હતો. અમે સાંભળ્યું, તે બોલ્યો :—

**ભૂલ મત જાના, વિસર મત જાના,**
**ઘડીઘડીકા પલપલકા—લેખા લીયા જાયગા.**

બે, ચાર, પાંચ વાર આ સંદેશો સાંભળ્યો, વિચાર થયો, અંદર નજર ગઇ. લેખાં કોણ લેશે ? કોણ દેશે ? લેનાર દેનારનો અભેદ જણાયો. પણ **ઘડીઘડીનો જવાબ આપવો અને લેવો પડશે** એમ જણાયું, ચલન કરવાની સાથે હિસાબ રાખવાની જરૂર જણાઈ. ત્યાં તો યાત્રાળુઓનો નાદ થયો: 'શ્રી મહાવીર સ્વામીની જય'—એ અવાજ સાથે પ્રયાણ આદર્યું, નિર્મળ જળ, પ્રભાતનો સૂર્યોદય અને શાંત વાતાવરણને છોડી બાંધેલ સડક પર આગળ ચલન કર્યું, આખો વખત 'ચલના જરૂર જાકું, તાકું કૈસા સોવના' નો લય મન પર આવ્યા કર્યો અને તેની સાથો સાથ જ 'ભૂલ મત જાના' વાળો આખો સંદેશ કર્ણ પર અવાજ કરવા લાગ્યો. અમે આગળ વધ્યા, આખે રસ્તે **ચલન ને લેખાં** પર વિવેચન સહચારીમાં થયું તે વળી કોઇ અન્ય પ્રસંગે ચીતરશું. જીવનની આ ક્ષણ હજુ સુધી ભૂલી શકાણી નથી, ભૂલાય તેવી નથી, ભૂલતા નથી, ભૂલવાની ભાવના પણ નથી.

**જૈ. ધ. પ્ર. પુ. ૩૫. અં. ૧**
**પૃ. ૨૦** } **સં. ૧૯૭૫**

# મળેલી ગુમાવેલી તક

[ ૭ ]

વાર અનંતી ચૂકીયા ચેતન;
ઇણ અવસર મત ચૂકે.

શ્રી ચિદાનંદજી

સુંદર ભાવના ભાવતી વખત તું અનેકવાર ફરિયાદ કરે છે કે–'તારી સાધ્ય દૃષ્ટિ તો ઘણી ઊંચી છે, પણ તારી ભાવનાને અમલમાં મૂકવાની તને તક મળતી નથી; તારે ઘણું ઊંચે ઊડ્ડયન કરવું છે, પણ તારા સંયોગો તને તેમ કરવા દેતા નથી.' તારી ધન સંબંધી સ્થિતિ સરખાઇવાળી નથી એમ તને લાગે છે, તારા સંબંધીઓ બરાબર રીતે જીવનમાં સ્થિત થયેલા તને લાગતા નથી, તારે માથે પુત્રપુત્ર્યાદિની જવાબદારી રહેતી હોય એવું તને લાગે છે, તારે જીવનકલહમાં હજુ ઘણું કરવાનું બાકી રહી ગયું છે એમ તને લાગે છે, તારે માથે નાની મોટી રકમનું દેવું હોય તે તને સાલ્યા કરે છે, તારા આજુબાજુના પાડોશીઓની સરખામણીમાં વ્યવહારમાં કે સંપત્તિમાં, એશઆરામમાં કે હવેલી બગિચામાં તું ઘણો પછાત પડી ગયો હોય એમ હરીફાઈમાં તને લાગે છે—આવાં આવાં અનેક કારણે તું માની લે છે કે—'તારી ભાવના તો ઘણી વિશાળ છે, ઉદાત્ત છે, મહાન છે, ભવ્ય છે, પણ તારી અનુકૂળતાઓ ઓછી હોઇને તને તારી ભાવનાઓ સિદ્ધિ પ્રાપ્ત કરવા દેતી નથી, તને પૂરતી તક મળતી નથી, તેથી જ તું સંસારમાં સબડ્યા કરે છે, નહિ તો તું સંસારથી ઉપર જઇ અત્યારસુધીમાં કયારનોય આત્મોન્નતિ સાધી શકયો

હોત.'—આવા આવા વિચારો તને શાંત રીતે આત્માવલોકન કરતાં કોઇ કોઇ વખત આવી જાય છે, આત્મચિંતવન કરવાની કોઈ સુખી ક્ષણે તું આવો ભાવ અનુભવે છે અને પછી ભાવનાની વિશિષ્ટતામાં કાંઇ પણ વ્યવહારુ પગલું પ્રગતિને માર્ગે ભર્યા વગર તારી **ભાવના ભાવનાસૃષ્ટિમાં જ પર્યવસાન પામે છે;** અને સારા વિચાર કર્યા, એટલો આત્મસંતોષ લેવા સાથે તું આખરે **હતો ત્યાંનો** ત્યાં જ રહે છે.

પણ આવા **આત્મસંતોષમાં** કંઇક **આત્મવંચના** છે એવો કદી વિચાર આવ્યો છે ? એમાં આત્મનિર્બળતા છે એવો ખ્યાલ આવ્યો છે ? એમાં આત્મદશાની સ્પષ્ટ અવનતિ છે એવો નિર્ણય કરવા સુધી વિચારણા લંબાઇ છે ? ન લંબાણી હોય તો તેનાં કારણો બરાબર વિચારી લે અને પછી જો કે તારી વિચારણાને અનુરૂપ તારી કાર્યરેખા જરા પણ છે ? અથવા વિશિષ્ટ અવદાત સ્થિતિએ પહોંચવાની તારી વિશુદ્ધ ભાવના છે કે માત્ર મન મનાવવાનું ખાલી ધાંધલ છે ?

તું તારી **જીવનદશા બરાબર જોઈ જા.** તારી આટલી વયમાં તને કેવા કેવા અનુભવો થયા તેનો આખો ઇતિહાસ અવલોકી જા. તારી બાળવયથી અત્યાર સુધીમાં તને **પ્રગતિ** કરવાના કેટલા **પ્રસંગો** મળ્યા અને તે દરેક તેં કેવાં ખોટાં બ્હાનાં નીચે ગોટા વાળીને ગુમાવ્યા તે ગણી જા. તેં વ્યાપારમાં પૈસા ખોયા હશે ત્યારે જરૂર ધનની અસ્થિરતા લાગી હશે, અને હવે (ત્યાર) પછી ધન પર કદી વિશ્વાસ કરવો નહિ એવા વિચારો આવ્યા હશે, પણ પછી એવા વિચારનું પરિણામ શું ? તારા નજીકના સગા

કે પ્રેમી મિત્રના મરણપ્રસંગે તને જીવનની અસ્થિરતા સમજાણી હશે અને પછી આ સંસારનો વિશ્વાસ ન કરતાં તેનાથી આગળ વધવા, તેનાથી દૂર જવા વિચાર થયો હશે, પણ પછી શું ? તારા ઉપર શુદ્ધ પ્રેમ રાખનાર ઘરરખુ વ્યવહારદક્ષ પત્નીનું મરણ થતાં તેં કેટલાક દિવસ ભાવના ભાવી હશે કે 'હવે પરણવું નહિ અને આ સંસારનું ખરું કારણ સ્ત્રી છે તેનો પ્રસંગ દૂર થતાં હવે આત્મોન્નતિ થાય તેવું જીવન ગાળવું.' આવા આવા મોહના આવિર્ભાવથી થયેલા વિચારોનો તેં અમલ કર્યો કે પાછો થોડા દિવસમાં પરણી બેઠો અને એવા જ મોહથી સંસાર ચલાવ્યો ? ધર્મનાં વ્યાખ્યાન ચાલતાં હોય ત્યારે તારી વિચારસરણી ક્યાં દોડે છે ? કેવી ભાવનાસૃષ્ટિ હૃદયસન્મુખ રચે છે ? અને પાછો તારી દુકાને કે ઓફીસે જાય છે ત્યાં તારા શા વ્યવહારો ચાલે છે ? તું સુંદર પુસ્તકો વાંચે છે કે સ્વાધ્યાય કરે છે ત્યારે કેવી વિચારસૃષ્ટિ ઘડે છે ? અને પાછો વ્યવહારમાં જોડાતાં તારા વર્તનના કેવા ઢંગધડા હોય છે ? તારા શરીરે જરા આકરો વ્યાધિ થયો હોય, વૈદ્ય કે ડોકટર એ વ્યાધિના સંબંધમાં ગંભીર મુખમુદ્રાથી વાતો કરતા હોય, તારા સગાં સંબંધીઓ તારી પાસે આવી વારંવાર તારી તબીયતના સમાચાર ચિંતાપૂર્વક પૂછતા હોય, ત્યારે તું તારા મનમાં તારા માની લીધેલા વ્યવહારને અંગે કેવા વિચાર કરે છે અને એ વ્યાધિમાંથી દૈવયોગે મુક્તિ મળે તો પોતે શું શું કરશે તેના કેવા સુંદર ઘાટ ઘડે છે અને પાછો સાજો થતાં એ સર્વ વિચારો–**નિર્ણયો કેટલી સગવડ પડતી રીતે તું વીસરી જાય છે ?**

તું નોકર હો તો તારા શેઠ ઠપકો આપે ત્યારે તને કેવું લાગે છે ? તું શરીરે ખોડવાળો હો તો તારી ખોડો સંબંધી ખ્યાલ આવે ત્યારે તને સંસાર પર કેવો વિરક્ત ભાવ આવે છે ? તું સ્ત્રી હો તો નિર્માલ્ય વેધવચકાના પ્રસંગો પર કેવો વિરક્ત ભાવ આવે છે ? તને તેવા વાતાવરણમાં રહેવું પડતું હોવાથી કેવું દુઃખ થાય છે ? તારા પિતાના અઘટતા વર્તન અથવા આધિપત્યના ખ્યાલો તને કેટલું દુઃખ આપે છે ? આવી તો હજારો વાતો કરી શકાય. તું તારું પોતાનું જીવન તપાસી જા અને પ્રત્યેક બનાવ પર વધારે ઊંડા ઊતરી તેનું ગંભીરતાપૂર્વક અવલોકન કરી જા. તેથી તને જણાશે કે, 'તને અનેક તકો મળી છે, તને ઘણા પ્રસંગો મળ્યા છે, તને બહુ કારણો પ્રાપ્ત થયાં છે, પણ **પ્રત્યેક વખતે તેં ગોટા વાળ્યા છે, તારા મનને મનાવી લીધું છે અને ખાલી ભાવના ભાવી છે.**

તારા મિત્રની પત્ની ગુજરી ગઇ તે પ્રસંગ યાદ કર. તે વખતે તારા મિત્રની ભાવના કેટલી ઉદાત્ત હતી ? તેણે એક વખત ભાવનાના ઉદ્રેકમાં ત્યાં સુધી કહી દીધેલું તને યાદ છે કે—'ચાલો, હવે જંજાળ ગઇ ! બાકીનું જીવન શાંતિથી ગાળશું અને આત્માની પ્રગતિ કરશું.' તેની આવી સુંદર દેખાતી ભાવના કેટલા વખત ટકી ? તેના બીજા મિત્રો આવ્યા, તેના વડીલો આવ્યા અને તેને જરા વ્યવહારમાં બને છે તેમ કહ્યું કે–' ભાઇ ! કાંઇ સ્ત્રી વગર ચાલે ? તમારે નાનાં છોકરાં છે, ઘરમાં વડિલ સ્ત્રીવર્ગમાં કોઈ નથી અને તમને ઘડપણમાં ઢાંકશે કોણ ? અને તમારી ચાકરી કોણ કરશે ?'

પરણવા જેવડી વયના છોકરા હતા, પોતાની પુખ્ત વય હતી, છતાં આખરે તેણે ગોટા વાળ્યા. તે નાની ઢીંગલી લઇ આવ્યો અને હવે સંસારમાં રસ લે છે અને હેરાન થાય છે. આવી રીતે મળેલી તક ગુમાવવા માટે પશ્ચાત્તાપનો કાંઇ અર્થ છે?

તારા એક બીજા મિત્રને લાખો રૂપિયા દૈવયોગે સાંપડી ગયા. તું તેની પાસે એક સુવ્યવસ્થિત સંસ્થા માટે પૈસા લેવા ગયો. તેણે તને કહ્યું કે—'આવતી સાલમાં આપીશ.' તે વખત તેની પાસે તેની જરૂરિયાત કરતાં હજારગણા વધારે પૈસા હતા, તારી માગણીવાળી સંસ્થા માટે તેને માન હતું, તેનો વ્યાપાર અસ્થિરતાથી ભરપૂર હતો, તેણે નોકર તરીકે જીવન શરૂ કરેલ અને કરોડો રૂપિયા મેળવ્યા હતા, તેં તેને સંસ્થાની જરૂરિયાત અને ઉપયોગિતા બતાવી, અને તે સર્વ તેણે સ્વીકારી, છતાં તને કાંઇ આપ્યું નહિ. બીજે મહિને પવન ઉલટો વાયો, બજાર ફરી ગઇ, કરોડમાંથી મોટી રકમ ચાલી ગઇ, હવે તે વખતે તને સારી રકમ ન આપવા માટે તે તારો મિત્ર પશ્ચાત્તાપ કરે છે. એનો કાંઇ અર્થ છે? એ વિચારમાં તને કાંઇ યોગ્યતા લાગે છે? મળેલી તક ગુમાવ્યા પછી પશ્ચાત્તાપ કરવો અને ઉપર ઉપરની બુંદીકોટાની ભાવના ભાવ્યા કરવી અને હે ચેતન! હે ચેતન! એવી વાતો કરવી, એમાં કાંઇ ખરો માલ છે? એમાં આત્મદૃષ્ટિની કાંઇ સાચી કિંમત છે?

તું બીજી બાજુએ તપાસ કર. એમાં ઘણું આત્મમંથન છે. બુંદીકોટાની ભાવના તેં સાંભળી હશે. તદ્દન બોદા માણસો રાત્રે દેરાસરની બાજુની અગાશીમાં બેસી

'ચાલો આપણે સિદ્ધાચળ જઇએ, મોટો સંઘ કાઢીએ, હજારો માણસોનું સ્વામીવાત્સલ્ય કરીએ,' આવી આવી ભાવના ભાવતા હતા, અંદરથી તદ્દન પોલા હતા, કોરા ધાકકોર હતા, માત્ર વાતો કરનારા જ હતા અને કોઇના દિલમાં એક અંશ પણ કર્તવ્યપ્રેરણા હતી જ નહિ. તેઓ અંતરંગથી એમ માનતા હતા કે—'પોતે કંઇ કરી શકે કે નહિ તેની વાત જ નથી; માત્ર ભાવના ભાવીએ તો પણ બસ છે, ઘણું છે.' એવી રીતે વર્ષો સુધી દરરોજ રાત્રે આત્મવંચના કરતા હતા. આપણામાંના ઘણાખરા એવું વારંવાર કરે છે અને ભાવના ભાવવામાં જ ઇતિકર્તવ્યતા માને છે. બુંદીકોટાનું નામ કહેવત તરીકે ચાલુ થઇ ગયું છે, પણ તું પોતે અને તારા અમારા ઘણા ઓળખીતાઓ એ જ પ્રમાણે આત્મવંચના કરે છે અને એવી ભાવના ભાવવામાં જ મોજ લે છે. ભાવનાની સર્વ બાબત તાત્કાલિક બની શકે કે અમલમાં મૂકી શકાય તેવી હોતી નથી, પણ ભાવના કરનારે તે દિશાએ સંચલન તો કરવું જ જોઇએ, માત્ર બોલવાથી કે વિચારવાથી જ લાભ પ્રાપ્ત થઈ શકે છે અને કશું કર્તવ્ય કરવાની જરૂર નથી, એવો ખ્યાલ હોય તે ખરેખર આત્માને છેતરે છે. તેટલો વખત મનને શુદ્ધ માર્ગે ચલાવ્યું એટલે મનથી બંધાતાં પાપો ઓછાં થયાં, એવું માની, આત્મભાન વીસરે છે અને સંસારમાં વધારે ગૃદ્ધિ કરી ચીકાશપૂર્વક આકરાં કર્મો બાંધે છે.

ત્યારે હવે શા વિચાર પર આવ્યો? તને આત્મોન્નતિ કરવાની તક મળી નથી એ મિથ્યા પ્રલાપ છે, ખોટી ફરિયાદ છે, નિર્જીવ બ્હાનાં છે, સાચું આત્મવંચન

છે અને તારી અતિ **નિર્બળતા બતાવનારું વાક્ય છે.** તને નાના મોટા અનેક પ્રસંગો મળ્યા છે, તને પાર વગરની તકો પ્રાપ્ત થઈ છે, તને સેંકડો વખત માર્ગદર્શન પણ થયું છે, છતાં તું તેનો લાભ લઈ શક્યો નથી, તેનું રહસ્ય સમજી શક્યો નથી, તેના ઊંડાણમાં ઊતરી શક્યો નથી, અને તે રીતે અત્યારે ભાવના ભાવતાં તું ખાલી આત્મવંચના જ કરે છે.

તું તારી **એક જ દિવસની કાર્યવિચારણા તપાસી જા.** સવારથી સાંજ સુધી અને છેવટે રાત્રિએ સૂતા વખત સુધી તને કેટલી તકો મળી છે ? અને તે દરેકને અંગે તેં કેટલો લાભ લીધો છે ? તે વિચારી જા. પ્રથમ શરૂઆતમાં તને એ કાર્યમાં રસ નહીં પડે, તકો મળી હતી અને તેને ગુમાવી હતી એમ પણ નહીં જડી આવે; પણ તારે વધારે ઊંડા ઊતરવું પડશે અને જેમ જેમ તું પૃથક્કરણ કરતો જઇશ, આત્મનિરીક્ષણ કરતો જઈશ, કાર્યનો સંબંધ અને તેને ઉત્પન્ન થવાનાં કારણોની શોધમાં ઊંડો ઊતરીશ, તારી વિચારસરણીનો પ્રવાહ કયા વિકારને અનુસરતો હતો તેના ગુણદોષની પરીક્ષા કરીશ, એટલે તને બહુ મોટો પ્રકાશ પ્રાપ્ત થશે, **તને લાગશે કે એક દિવસમાં જ ઘણી તક ગુમાવી**, બહુ લાભ લેવાના આગળ વધવાના પ્રસંગો જતા કર્યા, અને માત્ર મનને ગોટા વળાવ્યા સિવાય કાંઇ પ્રગતિ કરી નહીં.

જો તું એકાદ માસ કે વર્ષનું સિંહાવલોકન કરી જઇશ તો તો તને મોટી શરમ થાય એટલા પ્રસંગો તું જોઈ શકીશ. માત્ર એ સર્વ બાબતમાં શરત એ છે કે લોકૈષણાની

દૃષ્ટિએ તારાં કાર્ય પર નિરીક્ષણ ન કરવું, પણ તદ્દન એકાંતમાં શુદ્ધ નિર્લેપ શીશી મૂકવી અને આંતર અવલોકન કરવું

ઘણી વખત તેં જોયું હશે કે તારા મિત્રો સો બસો રૂપિયા ખરચવાનો દાવો કરી પાંચ સાત વાર તેનો લાભ લે છે અને વર્ષો સુધી રકમોને ચોપડામાં જમે કરી રાખે છે. તેં પોતે એક ઉપવાસ કર્યો હોય તો ઘણાં માણસો જાણે તેવી રીતે તું તેની વાત કરે છે, કેટલીક વાર ત્રણ ઉપવાસ કર્યા હોય તો જાણે તે વાતમાં દમ નથી એવા શબ્દોમાં વાત કરી તું સાંભળનાર પાસેથી માન ખાટવા સ્તુતિના શબ્દો સાંભળવા ઇચ્છે છે. તારાં કર્તવ્યની પર્યાલોચના કરતી વખતે આવાં વિકારજન્ય પરિણામોને બાજુએ મૂકજે. તું એકલો હો, શાંતિમાં હો, કોઇને તારી કીર્તિના ગઢમાં પ્રવેશવાનો કે તોડી પાડવાનો પ્રસંગ ન હોય, એવા શાંત વાતાવરણમાં તું તારી ઉપર્યુક્ત વિચારણા કરી જોજે, એટલે તને જણાશે કે—**તને સેંકડો હજારો તકો અત્યાર પહેલાં મળેલી છે અને તે તેં વિકારને વશ થઇને ગુમાવી છે.**

**માનસિક વિકારોમાં** ખાસ કરીને કષાયો—ક્રોધ માન, માયા અને લોભ—એક અથવા જૂદા આકારમાં મીઠા અથવા આકરા રૂપમાં આવિર્ભાવ પામે છે. તને ન સમજ પડે તેવી રીતે પણ ઘણી વાર તે ઘુંસી જાય છે અને કેટલીક વાર બહુ સૂક્ષ્મ રીતે તને હેરાન કરે છે. ખાસ કરીને સર્વથી વધારે આકરો વિકાર **મોહનો** છે, જેના સંબંધમાં તારી સાથે કોઇ અન્ય પ્રસંગે વાત કરશું, પણ મારા કહેવાની મતલબ એ છે કે એવા કોઈ વિકારને એકાંતમાં સ્થાન ન મળે એવું વાતાવરણ તું ઊભું કરજે, તારી

જાતને છેતરવા પ્રયત્ન કરતો નહિ અને ખરી શીશી મૂકી તું તારો જીવનક્રમ અવલોકી જજે; એટલે તને લાગશે કે–' તેં ઘણી તકો ગુમાવી છે, બહુ ખોયું છે, અને વિચાર કરવાથી તને બહુ ખેદ થાય તેવી પરિસ્થિતિ તેં નીપજાવી છે.'

પણ હવે એ ગયેલી વાતનું તું ક્યાંસુધી ચિંતવન કરીશ? તેવું ચિંતવન બિનજરૂરી છે એમ નથી. જ્યાંસુધી તને એમ લાગશે નહિ કે તેં તકો ગુમાવી છે અને તદુપરાંત તે મજાની હતી, ત્યાં સુધી તું હજુ મળવાની તકને ઓળખી પણ શકીશ નહિ. એટલે વસ્તુના જ્ઞાન માટે અને **ભવિષ્યના લાભ** માટે આટલી વિચારણા તારે **જરૂરી છે, બાકી ભૂતકાળની સ્ખલના પર હવે શોક કરવો તે નકામો છે.** ત્યારે હવે ભવિષ્ય માટે તારો શો વિચાર છે?

'વાર અનંતી ચૂકીઓ ચેતન! ઇણ અવસર મત ચૂકો'– એમ **શ્રી ચિદાનંદજી** મહારાજ ગાઇ ગયા છે. તેં તો આ ભવમાં અનેક તકો ગુમાવી એટલું તેં જોયું, કદાચ તું અત્યારે ન સ્વીકારતો હો તો બરાબર શાંત વાતાવરણમાં વિચાર કરીશ ત્યારે તે વાત તું જોઇ શકીશ, પણ સદરહુ યોગી તો ગાઇ ગયા છે કે–' તને અનંતી વાર અપૂર્વ તકો મળી છે અને તે પ્રત્યેક વખત તું ચૂકયો છે, તે તકોનો તેં લાભ લીધો નથી.' પ્રગતિ કરવાને બદલે કાં તો હતો ત્યાં ને ત્યાં જ રહ્યો છે અથવા પાછો હઠ્યો છે. તેં અનેક વખત તીર્થંકર કે કેવળીની દેશનાઓ સાંભળી હશે, તેં અનેક વાર ધર્મગુરુના ઉપદેશનું શ્રવણ કર્યું હશે, તને અનેક વાર તારી જરૂરિયાતથી વધારે ધન સાંપડયું હશે, અનેક પ્રસંગે બુદ્ધિબળમાં તું તારા સહજનોથી આગળ વધતો થયો હોઇશ, અનેક વાર તને વગર

અગવડે ઉપકાર કરવાનાં કારણો પ્રાપ્ત થયાં હશે, અનેક વાર તું સમાજ, જ્ઞાતિ કે સંસ્થાનો ઉપરી બન્યો હોઇશ, અનેક વાર મોટા જંગલમાં તારી પાસે કોઇએ અન્ન કે જળની માગણી કરી હશે, અનેક વાર તું વર્તનમાં મૂક્યા વગર સૂત્ર સિદ્ધાંતનો અભ્યાસ કરી ગયો હોઇશ, તેં મેરુ પર્વત જેવડો મોટો ઢગલો થાય તેટલા ઓઘામુહપત્તિ કર્યાં હશે અને છતાં આમ કેમ? પણ હવે આવી અગાઉની તે તને કેટલી વાત યાદ આપવી? હવે તો **ભવિષ્યનો વિચાર કર.** હવેથી નિર્ણય કર કે–'આ વખતે તો પૂરતો લાભ લેવો છે, મળે તે તકનો જરૂર ઉપયોગ કરવો છે, જ્યારે જ્યારે પ્રગતિ કરવાના પ્રસંગો પ્રાપ્ત થાય ત્યારે જરૂર આગળ વધવું છે અને અત્યાર સુધી જે અનેક વખત ભૂલો કરી છે તેનું આ વખતે પુનરાવર્તન કરવું નથી, તેવી ભૂલ વધારે વખત કરવી નથી અને મળતો લાભ ગુમાવવો નથી.' તારે આ અવસર ચૂકવો નહિ. તારે વિચારવું કે આવો વખત ફરી ફરીને મળનાર નથી. તને અત્યારે ઘણા પ્રકારની અનુકૂળતા મળી છે. તારા શરીરસ્વાસ્થ્ય કે ધનસંપત્તિને અંગે તું ધારીશ તો સંતોષ લઇ શકીશ. બાકી તું ઉપર ઉપર જોયા કરીશ તો તો તારા કોડ કોઈ કાળે પૂરાવાના નથી. તારી પાસે લાખ હશે અને લાખોવાળા અન્યને તું જોઇશ અને લાખો હશે તો કરોડોવાળાને જોઈશ એ રીતે તો **મનોરથભટ્ટની** ખાડ ભરાશે નહિ અને તારે આગળ વધવાનાં તો સ્વપ્નાં જ થઇ પડશે.

માટે હવે **અવસર વર્તી લે, વર્તમાન સ્થિતિમાં સંતોષ** રાખી લે, **તક મળે તેનો લાભ લે,** આત્મપ્રગતિ કરવી છે તે વિશાળ **સાધ્ય લક્ષ્યમાં** રાખ, **લોકૈષણા**

**છોડી દે, શુધ માર્ગનું અન્વેષણ** કર, ન મળ્યો હોય તો તપાસ કર, તેનાં સાધનો સમજી ધારી લે અને તે દિશાએ માર્ગ મુકરર કરી સાધનોનો મળે ત્યારે ઉપયોગ કર. પછી એમાં અમુક આવો ખ્યાલ કરશે કે તેવું ધારશે તેવા નિર્માલ્ય વિચારો છોડી દે. **તારી ઉન્નતિનો માર્ગ તારે જ સાધવો છે,** તારે જ શોધવો છે અને તારે જ તે માર્ગે ગમન કરવાનું છે. વાતો કરનારા, ઉપદેશ આપનારા કે ટીકા કરનારા તને આગળ ધપાવવાના નથી. **તારુ કલ્યાણ તારા પોતાના હાથમાં છે,** તારાથી જ થઇ શકે તેવું છે, અને તેનો હાલ તુરતને માટે સરળ ઉપાય એક તો ચોક્કસ છે કે તને પ્રગતિ કરવાના જે જે પ્રસંગો મળે તે તે સર્વનો તારે પૂરતો લાભ લેવો, નકામી નજીવી નાની નાની બાબતોમાં ફસાઇ જવું નહિ, જરા જેટલો લાભ મળે તેવું કાંઈ દેખાય તો તેવી નાની બાબતોમાં સન્તોષ માની લેવો નહિ અને મળતી દરેક તકનો પૂરતો લાભ લેવો.

તને તકો હજુ પણ ઘણી મળશે, દરરોજ મળશે, દરેક મિનિટે મળશે, પ્રત્યેક પળે મળશે તેને તું ઓળખી લેજે, તેને તું તારા લાભમાં ફેરવજે, તેને તું તારી સેવિકા બનાવજે, તેને તું તારા પોતાની ખાતર જ તારી માની લેજે, ત્યારપછી તારે કેવા માર્ગે આગળ વધવું તે વળી અન્ય પ્રસંગે આપણે એકાંતમાં વિચારશું.

જૈ. ધ. પ્ર. પુ. ૪૧ }
પૃ. ૧૭૪ } સં. ૧૯૮૧



# પરિણુતિની નિર્મળતા

## [ ૮ ]

આપણુા જીવનનો મોટો ભાગ અવ્યવસ્થિત વિચાર કરવામાં અને હેતુ કે પરિણામ વગરની પ્રવૃત્તિ કરવામાં વ્યતીત થાય છે, એવું આપણે આપણુા પોતાના જીવન પર અવલોકન કરી જઇએ તો જરૂર જણાઇ આવે છે. આપણુા **મનોરાજ્યની દશા** બરાબર જોઇએ તો તેમાં ઠેકાણું જણાશે નહિ: જે વખતે એને શાંત રાખવા પ્રયત્ન કરીએ છીએ તે વખતે એ વધારે જોરમાં આવી મોટા મોટા ઠેકડા મારે છે; જ્યારે એને એક દિશાએ સ્થિત કરવા ઇચ્છીએ છીએ ત્યારે એ તેથી ઊલટી દિશાએ ખેંચાઇ જાય છે; જ્યારે અમુક વિષયનો વિચાર ન કરવા કે એ બાબતને તદ્દન **વિસરી જવા નિર્ણય કરીએ છીએ ત્યારે** એ વિષય કે બાબત **મન પર વારંવાર આવે છે,** બેવડા કે ચારગણા જોરથી આવે છે અને એક કરતાં વધારે વખત આવ્યા કરે છે.

એવી માનસિક અવ્યવસ્થિત દશામાં વિશેષ અગવડની વાત તો એ છે કે એ **(મન) સ્થાન કે સમયને પણ આધીન રહેતું નથી**. સાધારણ રીતે વચન અને કાયાની પ્રવૃત્તિમાં સ્થાન સમય જોઇ શકાય છે. દાખલા તરીકે સામાયિકના કાળમાં આપણે કોઇને ક્રોધનું વચન નથી કહેતા, સાવદ્ય આદેશ નથી આપતા કે હુકમ પણ નથી કરતા અને તેવે પ્રસંગે કાયાની પ્રવૃત્તિ પણ સ્થિર રહી શકે છે; તેવી જ રીતે આપણે રાજસભામાં કે કોર્ટમાં, મેળાવડામાં કે

જાહેર પ્રસંગોમાં વચન અને કાયાની પ્રવૃત્તિ પર અંકુશ રાખી શકીએ છીએ. તેનાં કારણો શાં છે તે અત્યારે વિચારવાનું પ્રસ્તુત નથી, પણ એ બાબત એવી છે કે આપણે અમુક સંયોગોમાં સમાજના ચોક્કસ ધોરણને માન આપીને કે ધર્મના ફરમાનને તાબે થઇને વાચિક કે કાયિક પ્રવૃત્તિ પર અંકુશ વધતે ઓછે અંશે રાખી શકીએ છીએ. પણ માનસિક પ્રવૃત્તિના સંબંધમાં તેમ બનતું નથી, બનાવવાનો જો કાંઇ પ્રયત્ન કરવામાં આવે છે તો તેમાં સફળતા મળતી નથી અને ગમે તેવા સંયોગોમાં સર્વ સ્થળે અને સર્વ વખતે મન તો નિરંકુશપણે ફર્યા જ કરે છે. આપણી ઇચ્છા ન હોય તો પણ સામાયિક જેવા પવિત્ર કાળમાં કે આવશ્યકને અંગે કાઉસ્સગ્ગમાં પણ એ તો યૂરોપ કે અમેરિકા સુધી પણ ભમી આવે છે. પ્રસન્નચંદ્ર રાજર્ષિને બન્યું હતું તેમ એ કાઉસ્સગ્ગમુદ્રાએ રહેવા છતાં અંદર મોટું ધમસાણ મચાવી મૂકે છે અને કંઇ લાભ કે પ્રસંગ ન હોવા છતાં તંદુલ મત્સ્યની માફક નિરર્થક પાપનાં ભાથાં બાંધી લે છે.

વાચિક અને કાયિક પ્રવૃત્તિ ઉપર તો કોઇ કોઇ વાર અંકુશ લાવવાનું બની શકે છે, પણ મન ઉપર બનવું ઘણું મુશ્કેલ છે, લગભગ આપણા જેવા માટે અશક્ય જેવું છે અને એ બાબતમાં જેમ જેમ વધારે ઊંડા ઊતરતા જઇએ છીએ તેમ તેમ મુશ્કેલીમાં ચોક્કસ વધારો થતો જાય છે. યોગમાર્ગમાં પ્રવૃત્ત થયેલા મોટા મહાત્માઓ પણ એ મનની દુરારાધ્યતા સ્વીકારી ગયા છે અને એને અંકુશમાં લાવવાની જરૂરિયાત પર ભાર મૂકી ગયા છે. શ્રીમદ્ આનં-

દઘનજી જેવા મહાન યોગી એને માટે ગાઈ ગયા છે કે:

**જેમ જેમ જતન કરીને રાખું,**
**તેમ તેમ અળગું ભાગે.**

અને છેવટે:– **મન સાધ્યું તેણે સઘળું સાધ્યું**

આ બે મહાન સૂત્રોમાં મન સંબંધી આખા વિજ્ઞાનનો સમાવેશ થતો લાગે છે. એ ક્યાં ક્યાં, કેવી રીતે અને કેવા આકારમાં ઊડે છે, એને પકડવા જતાં એ કેવું વાંકું થઇ છટકી જાય છે, એ સર્વ વાત આવા પ્રખર યોગીએ કરી છે. આટલી બધી મનની છટકવાની શક્તિ ચીકાશ સાથે સંલગ્ન હોવાથી, એની સાધનામાં સર્વ વાતની ઇતિકર્તવ્યતા મનાઈ છે અને તે તદ્દન યોગ્ય છે. ત્યારે આપણે માટે તો બહુ મુશ્કેલ સવાલ ઉત્પન્ન થાય છે: પકડવા ગયે એ મન છટકી જાય તેવું છે, અને પકડવાના રસ્તા લેતાં એ ગમે ત્યાં નાશી જાય તેવું છે, એના પર નાખવા ધારેલા અંકુશો બેવડા જોરથી પ્રતિક્રિયા કરી સામો ધસારો કરે છે અને એની સાધના કર્યા વગર છૂટકો નથી–આવી અતિ ગૂંચવણ ભરેલી સ્થિતિ પ્રાપ્ત થાય છે. શારીરિક પ્રવૃત્તિમાં અનેક લાલચો છે, વાચિકમાં દમ દેવાના કે દામથી પ્રવૃત્તિ કરવાના પ્રસંગો છે, છતાં યોગ્ય અંકુશો હોય તો તેમાંથી ઉપર આવવાના અને તેના ઉપર સામ્રાજ્ય પ્રાપ્ત કરવાના પ્રસંગો સુપ્રાપ્ય છે; પણ મન માટે તો ભારે અગવડભરેલી સ્થિતિ જણાય છે, અને આપણા અડગ નિશ્ચયોને એક પળ માત્રમાં તોડી શકનાર તેમજ બેવડા સુખે [illegible] કરનાર મનના સંબંધમાં રસ્તો કાઢવાની વધારે ગૂંચવણ અવલોકન કરતાં જણાય છે; અને એ સર્વ છતાં સર્વસાધના કરવાના મહાન કાર્યમાં એની સાધના કરવી અનિવાર્ય છે, તેથી

એ બાબતમાં ઉપેક્ષા રાખી શકાય તેવું પણ નથી. ત્યારે એ અતિમુશ્કેલ અને સાથોસાથ અતિ આવશ્યક મનની સાધના કરવાનો કોઈ ધોરી માર્ગ—રાજમાર્ગ પ્રાપ્ય છે કે નહિ? તે પર આત્મદષ્ટિએ વિચારણા કરવાનું પ્રાપ્ત થાય છે અને છેવટે એવો કોઇ ધોરી માર્ગ ન મળે તો દિશાદર્શન થઈ શકે તેવું કાંઈ છે કે નહિ તે પર અવલોકન કરવાની બહુ જ જરૂર છે. આત્મદષ્ટિએ વિચાર કરતાં આ વિષયમાં બહુ મુશ્કેલી જણાય છે. જે કાર્ય કરવામાં, જે સવાલનો નિર્ણય કરવામાં, જે પ્રશ્નનો ઉત્તર આપવામાં સિદ્ધ મુનિઓ થાકી ગયા, યોગીઓ મુંઝાઈ ગયા, તેવા વિકટ પ્રશ્નમાં આ વિચારણા પડી જાય છે.

એક વાત એવી છે કે આપણા **જીવનનો ચોક્કસ પ્રકારનો દોર** હોય છે. આપણી આત્મિક પ્રગતિ પ્રમાણે આપણા પ્રત્યેક કાર્યની દિશા અંકાય છે. આપણે કોઈ ચોક્કસ પ્રાણીને પૂરતા પરિચયથી ઓળખતા હોઇએ તો અમુક સંયોગોમાં તે કેવી રીતે કાર્ય કરશે તે કહી શકાય છે. દાખલા તરીકે અમુકને આપણે તદ્દન જૂઠું બોલનાર તરીકે જાણતા હોઇએ, તો તેની પાસે ગમે તેવા ખોટા સોગન ખવરાવવાના પ્રસંગે તે તેમ કરવા અમુક લાલચે વશ થશે એમ આપણે તેને માટે કહી શકીએ. બીજી વ્યક્તિ પ્રમાણિક વ્યવહાર કરનાર હશે તો તેની પાસે ખોટી વાત કરવાની દરખાસ્ત મૂકવાની હિંમત પણ ચાલશે નહિ. આવી રીતે દરેકના જીવનની અમુક રેખાઓ (Curves) પડે છે, અને તે રેખાચિત્ર પ્રમાણે તે ચાલે છે. જે પ્રાણીનો રેખાક્રમ શુદ્ધ હોય છે તેનો વ્યવહાર શુદ્ધ રહે છે અને જેનો વાંકોચુકો હોય છે તે સીધો રસ્તો હોય તોપણ ઊલટો અથવા આડોઅવળો ચાલે છે. આનો દાખલો આપવો પ્રાસંગિક લાગે છે.

આ પૃષ્ઠની નીચેના ભાગમાં છેલ્લી પંક્તિની ડાબી બાજુ નીચે એક બિંદુ ( Point ) છે તે જુઓ. નીચેની છ લાઈન મૂકી દઇને સાતમી લાઇનની જમણી બાજુએ બીજું બિંદુ જુઓ. હવે બે બિંદુઓ પર નજર સ્થિર કરો. જેઓ સીધી લાઇનના માણસ હશે તેઓ ડાબેથી જમણા સીધા ચાલશે અને જરા પણ આડેઅવળે માર્ગે ઊતર્યા વગર નીચેની બીજી, ત્રીજી, ચોથી, પાંચમી અને છઠ્ઠી પંક્તિઓ કાપી, સાતમીને છેડે જમણી બાજુએ આવી ચઢશે. આ તદ્દન સરળ પ્રકૃતિના શાન્ત સમયજ્ઞ વિચારશીલ પ્રાણીનો માર્ગ સમજવો.

બાકીના બીજાના માર્ગોની વાત કરતાં પાર આવે તેમ નથી. ડાબા બિંદુથી જમણા બિંદુએ જવાનો સીધો માર્ગ આદરનારા જવલ્લે જ હોય છે. કેટલાક આડાઅવળા ચાલે છે, જમણા બિંદુને પહોંચતાં સીધા રાજમાર્ગથી જરા ઊંચા નીચા થતાં જાય છે, તેમનો રેખામાર્ગનો આકાર ગોમૂત્ર સમાન થાય છે; કેટલાક તો સીધો માર્ગ મૂકી, ઉપર જઈ, આડા થઈ, ઘણો લાંબો ચકરાવો લઈ, જમણા બિંદુએ આવે છે; કેટલાક અનેક વળાણો લઈ, ઘણે ઊંચે જઈ ઠેકાણે આવે છે. આવું પ્રત્યેક જીવનના સંબંધમાં બને છે. દરેકનો વિકાસ જેટલો હોય તેટલો તે સીધો—સરળ થાય છે, જેટલી વક્રતા હોય છે તેટલો તે આડોઅવળો ફરે છે.

આ જીવનક્રમનાં વળાણોમાં ઘણું મહાન સત્ય છે. બહુ અવલોકનથી એ સમજી શકાય તેવું છે. મુંબઇ ગોડીજીના દેરાસરજીથી ભાયખાળાના દેરાસરજી જવાનું સાધ્ય હોય તો સીધી સડકે ભીંડી બજારને રસ્તે જનાર આ નિયમ પ્રમાણે બહુ ઓછા સમજવા; જ્યારે

કેટલાક નળબજારને રસ્તે જાય છે, મોટરવાળા ક્વીન્સ રોડ પર આવી, લેમીંગ્ટન રોડને રસ્તે થઈને જાય છે અને તદ્દન વિચિત્ર પ્રવૃત્તિવાળા રેલ્વેમાં બેસી, દાદર સુધી બી. બી. એન્ડ સી. આઇ. માં જઈ જી. આઇ. પી. માં ભાયખલે આવી લવલેનમાં જાય છે. દેખીતી રીતે આ વાતમાં ઘણો વિરોધ લાગે છે, છતાં જીવનક્રમ તપાસતાં જણાશે કે જે સાધ્ય પ્રાપ્ય હોય અને જે માર્ગ સીધો–સરળ હોય તે લેનારા બહુ અલ્પ હોય છે; જ્યારે આડાઅવળા માર્ગો લેનાર બહુ વધારે હોય છે. કેટલાકનાં જીવનનાં વળાણો તો એવાં પડે છે કે એ સીધો રસ્તો દેખતા હોય તો પણ તેને છોડીને આડેઅવળે રસ્તે જ ચાલવું પસંદ કરે છે, તેને સીધા માર્ગમાં મજા જ આવતી નથી, આડેઅવળે રસ્તે જ તેમને જીવનના લ્હાવા દીસે છે.

આ આખી હકીકત એક મહાન પ્રશ્ન ઉપસ્થિત કરે છે તે પર વિચારણા વારંવાર કરવા યોગ્ય છે અને તે અત્ર આપણે કરશું. અત્યારે આ જીવનવળાણોના પ્રસંગને મનની સાધનાના પ્રસંગ સાથે જોડી દેવા પૂરતો જ ઉપયોગી ગણવાનો છે. મન સાધવાની મુશ્કેલી ખરેખરી છે તે આપણે ઉપર જોયું. હવે તેની સાથે જો જીવનક્રમનાં વળાણોનો સંબંધ હોય તો જીવનક્રમ ફેરવવા સંબંધી વિચાર પ્રાપ્ત થાય છે.

**અને જીવનનાં વળાણોનો આધાર** ખાસ કરીને મન ઉપર જ છે. જેવો આપણો વિચારમાર્ગ તેવો આપણો જીવનક્રમ. આપણા મનનું વળણ સીધું અને સરળ હોય તો આપણાં જીવનનાં વળાણો તદ્દન સીધાં અથવા ઓછાં અને આછાં વળવાળાં પડે તે તદ્દન ઉઘાડી હકીકત છે, એટલે માનસિક સાધનાની મહત્તા આથી વધારે સુસ્પષ્ટ

થઇ. જેવું આપણું જીવન આપણું મન ઘડે છે તેવું જીવનક્રમનું બંધારણ થાય છે; અને તેથી આપણાં જીવનક્રમનાં વળાણો સીધાં પડે તેનો ઉપાય ચિંતવવાની ખાસ વધારે જરૂર પ્રાપ્ત થાય છે. અથવા આપણા જીવનનાં વળાણો સીધાં થાય તેવા માર્ગો શોધી કાઢીએ તો તે આડકતરી રીતે મન સાધનાનું કામ બરાબર કરે છે. તેથી **આપણાં વળાણો કેવી રીતે સીધાં થાય** તે પ્રશ્ન પર આપણે આવી જઇએ છીએ. પણ આમાં આપણા મૂળ પ્રશ્નમાં જે ગૂંચ ઉત્પન્ન થઈ તેનો કાંઇ નીકાલ થયો નહિ. આથી તો મનની આખા જીવન પર અસર છે અને એ જીવનક્રમ લગભગ મન પ્રમાણે જ મુકરર થાય છે એવો નિર્ણય થવાથી આપણા ગૂંચમાં વધારો થયો, મનની સાધનાની જરૂરિયાત વધારે ચોક્કસ જણાઈ, પણ મુશ્કેલીનો અંત આવ્યો નહિ. જીવનક્રમ આખો સીધો સરળ કરવાનો એક ઉપાય જણાય છે અને જો કે તેમાં મુશ્કેલી તો ઘણી છે, પણ તે પ્રયાસથી મેળવી શકાય છે. આપણી **પરિણુતિની નિર્મળતા ઉપર આપણો જીવનક્રમ બંધાય છે.** આપણે આપણું વાતાવરણ એવું બનાવી શકીએ છીએ કે જ્યારે પણ ખોટો વિચાર કે લાલચ આવે ત્યારે આપણે તેની સામે પ્રચંડ યુદ્ધ કરી શકીએ. ગમે તેવી ખોટી લાલચો કે દુનિયામાં ફસાવાના પ્રસંગો આવે ત્યારે જો આપણે આપણા મનને સીધા માર્ગ પર રાખવાની ટેવ પાડી હોય તો ઉપર જણાવેલી મુશ્કેલીનો છેડો આવે. હવે આ પરિણુતિની **નિર્મળતા પ્રાપ્ત કરવાનો માર્ગ આપણું હૃદયબળ** છે. મન ગમે તેટલી દોડાદોડી કરે પણ જો તેના ઉપર હૃદયનું દબાણ હોય, હૃદય તેના ઉપર

અંકુશ રાખી શકતું હોય તો મન આખરે હૃદયને તાબે થાય છે.

આપણે જીવનક્રમ એવો ગોઠવવો જોઈએ કે જ્યારે જ્યારે ગૂંચના પ્રસંગો આવે ત્યારે **મન પર હૃદય રાજ્ય** કરે, જ્યારે જ્યારે લાલચમાં પડવાનો પ્રસંગ આવે ત્યારે ત્યારે મન ત્યાં જવા લલચાય તે જ વખતે હૃદય મન ઉપર મજબૂત અંકુશ (બ્રેક) મૂકી દે.

એવું બનવા માટે બહુ અભ્યાસની જરૂર છે, નિરંતરની ટેવની જરૂર છે, આત્મનિરીક્ષણની જરૂર છે, અસાધારણ સુંદર ચારિત્રબળ કેળવવાની જરૂર છે, આખું જીવન વિશુદ્ધ કરી દેવાની જરૂર છે, આખું વાતાવરણ અતિ વિશુદ્ધ કરવાની જરૂર છે અને એવી રીતે ચારિત્રબંધારણપૂર્વક એક વખત આખા જીવન પર અંકુશ આવી ગયો એટલે પછી ગમે તેવી લાલચો સામી આવશે કે મન ગમે ત્યાં રખડવા પ્રેરણા કરશે, પણ જરાએ વાંધો નહિ આવે. મનની મુશ્કેલી તેની નિરંકુશતામાં છે અને દુઃખ એ છે કે એના પર જે અંકુશ પડે છે તે અંદરથી જ પડી શકે છે. એટલે જ્યારે જ્યારે આપણે અંકુશનો ખ્યાલ કરીએ છીએ ત્યારે ત્યારે આપણે બહારના અંકુશો પર સ્થિત થતાં હોઇ મુંઝાઇ જઈએ છીએ. વાણી કે કાયા પર બહારના અંકુશો શક્ય છે અને તે સ્થૂળ જ હોય છે, પણ મન પોતે આંતરિક હોઈ તેના પર અંકુશ પણ આંતરિક જ હોઈ શકે છે અને તેને શોધી કાઢવા એ જીવનની ફત્તેહ છે.

મન પર હૃદયનો અંકુશ બરાબર શક્ય છે તે કેવી રીતે હોઈ શકે તે પણ જરા જોઈ લઇએ. મન મગજનો

વિષય છે, જ્ઞાનનો વિષય છે, બુદ્ધિ એ એની છાયા છે અથવા મનનું વિચાર રૂપે આવિર્ભાવ પામતું પ્રગટ સ્વરૂપ છે. આ સર્વ જ્ઞાનનો વિષય છે.

બીજી બાજુએ **ચારિત્ર (વર્તન) એ હૃદયનો વિષય છે**. માર્ગાનુસારીપણાથી ભાવસાધુપણા સુધીનાં સર્વ લક્ષણો તપાસીએ અથવા સમકિતના સડસઠ ગુણો તપાસીએ તો તેમાંના અમુક દુન્યવી બાહ્ય ગુણોને બાદ કરતાં બાકી સર્વ ચારિત્રનો વિષય છે. ચારિત્રનો સંબંધ મોહનીય કર્મ સાથે વધારે રહેલો છે. એના પર માર્ગદર્શક પ્રકાશો પડે છે તે સર્વ અંતરમાંથી ઉદ્‌ભવે છે અને એથી પ્રકાશ પાડવાનો રસ્તો સૂઝી શકે છે. એવા નિર્મળ ચારિત્રથી જ્યારે આખું જીવન વિશુદ્ધ થઈ જાય ત્યારે સદ્‌ગુણ એ ચાલુ પ્રથા કે પંથ (માર્ગ) બને છે અને અવગુણો ઉપર આડા હાથ દેવાય છે. ધીમે ધીમે ટેવ પાડવાથી આ વિશુદ્ધ ચારિત્રના ગુણો એટલા સુંદર રીતે ગોઠવાઈ જાય છે કે એ મન પર બરાબર અંકુશ રાખી શકે છે અને આખા જીવનને વિશુદ્ધ, સરળ અને આદર્શમય બનાવે છે.

આ આખી વાર્તા બહુ સરળ છે. મન પર **અંકુશ રાખવાનો** અને તેથી અમુક વલણ આપવાનો **માર્ગ ચારિત્ર** જ છે. આપણું જીવન એવા પ્રકારનું બનાવી દેવું જોઈએ કે મન ગમે તેટલા ફાંફા મારે પણ એને અવકાશ મળે જ નહિ અને એક વાર જીવન વિશુદ્ધ થઇ જાય એટલે પછી મન દોડાદોડ કરતું સ્વાભાવિક રીતે અટકી જાય છે.

મનની ચંચળતા હમેશાં ચારિત્રની અસ્થિરતા સાથે જ હોય છે. જ્યાં વર્તનની એકતા આવી, સદ્‌ગુણમાં રમણતા

આવી, આત્મનિરીક્ષણનો અભ્યાસ આવ્યો અને પ્રત્યેક કાર્યનું જીવન અને વિકાસ સાથે સમાનાધિકરણ થયું એટલે મનની ચંચળતા તદ્દન જવા જેવી સ્થિતિએ આવી ગઈ એમ ચોક્કસ લાગે છે અને કદી સહજ ચપળતા હોય તો તે થોડા વખતમાં જરૂર દૂર થઈ જવાની છે એમ નિઃસંદેહ લાગે છે.

બરાબર વિચારણા કરતાં જણાય છે કે મન ગમે તેટલું પણ આખરે પૌદ્‍ગલિક છે અને વર્તનની આખી બાબતનો સંબંધ આત્મા સાથે છે અને આત્મા અને પુદ્‍ગળ ને લડાઈ થાય ત્યારે આત્મા જો એના મૂળ સ્વરૂપસન્મુખ હોય તો જરૂર આત્માને જ વિજય મળે, એટલે આપણને જે ગૂંચ શરૂઆતમાં જણાઈ તેમાંથી આરપાર નીકળવાનો એક જ માર્ગ જણાય છે કે આપણી પરિણતિ—આપણી આંતરદશા નિર્મળ કરવી, આપણું વાતાવરણ વિશુદ્ધ કરવું અને આપણું વર્તન તદ્દન સુસ્પષ્ટ, પ્રમાણિક, દંભ કે ક્લેશ વગરનું—ક્રોધ, માન, માયા, લોભ વિગેરે સર્વ આંતર વિકાર વગરનું કરવું અથવા તેવા પ્રકારનું કરવાનો અભ્યાસ પાડવો, લાલચના ગમે તેવા આકરા પ્રસંગો આવે ત્યારે સાધ્ય લક્ષ્યમાં રાખી લાલચને લાત મારવાનો અભ્યાસ પાડવો અને જેમ બને તેમ **પોતાના કાર્ય પર પોતાનું સામ્રાજ્ય** સ્થપાય તેમ કરવું. આ કાર્ય પત્ર પર લખી શકાય તેટલું સહેલું નથી અને તે સહેલું નથી તેથી જ ખાસ કર્તવ્ય છે.

આપણે જીવનવ્યવહાર એવો ઘડી શકીએ કે આપણામાં અસત્ય, અપ્રમાણિકપણું, દંભ, નીચ સ્વાર્થસાધનતા આદિ વ્યવહારુ દુર્ગુણોનો અભાવ થાય. આ તો તદ્દન સાદી વાત થઈ. પ્રગતિના માર્ગમાં નહિ વધવાવાળા અથવા પરભવ

નહિ માનનારા પણ આટલો વ્યવહાર તો કર્તવ્ય માને છે. ત્યારપછી ક્રોધ, માન, માયા, લોભ વિગેરે પર બને તેટલો અંકુશ લાવવામાં આવે, આ જીવનમાં પોતાની ખરી ચીજ કઈ છે અને પારકી કઇ છે એ સમજવામાં આવે અને અંતરંગ દૃષ્ટિએ જીવનક્રમ ઘડવા અને વિકારો પર કોઇ પણ રીતે અંકુશ લાવવા પ્રબળ ભાવના અને દૃઢ નિર્ણય થાય તો પછી ચારિત્રબંધારણ એવા પ્રકારનું થઈ જાય છે કે એ જીવનમાં તુચ્છ વિચારો કે અસ્પષ્ટ ખ્યાલો આવતા નથી. તુચ્છ વ્યાધિઓ કે ભ્રમિત મન થાય છે તે સર્વ અધમ વર્તનનાં પરિણામ છે. એ પ્રમાણે એક વાર માર્ગની સરળતા થઈ, એટલે પરિણતિની નિર્મળતા થશે અને જેમ જેમ પરિણતિ વધારે નિર્મળ થશે તેમ તેમ આગળ પ્રગતિ થશે, મન પર અંકુશ આવશે, બુદ્ધિશક્તિમાં વધારે વિવેક આવશે અને જે મુશ્કેલી શરૂઆતમાં ઉત્પન્ન થઈ હતી તેનો નિકાલ થઈ જશે.

આખી વાતનો સાર એ થયો કે જો **મનની સ્થિરતા** કરવી હોય તો તે **માટે વર્તનની વિશુદ્ધિ** ઉપર ધ્યાન આપવું, વર્તનની વિશુદ્ધિ થવા માટે **હૃદયબળ મજબૂત** કરવું, હૃદયબળ મજબૂત કરવા **પરિણતિ** જેમ બને તેમ **નિર્મળ** રાખવી અને પરિણતિની નિર્મળતા માટે ચારિત્રબંધારણના મૂળ મુદ્દાઓ ઉપર ખાસ લક્ષ્ય રાખવું, મનોવિકારોને બરાબર ઓળખવા, એના પ્રકટ અને ગુપ્ત આવિર્ભાવોનો અભ્યાસ કરવો અને એમ ચારિત્રમાં પ્રગતિ કરતાં જતાં મનનું દુરારાધ્યપણું ઓછું અને કમજોર થતું જતું દેખાશે અને છેવટે એના પર વધારે વધારે અંકુશ આવતાં છેવટે પૂર્ણ અંકુશ આવી જશે.

પરિણુતિની નિર્મળતા ચારિત્રનો વિષય હોઇ, પ્રયાસથી પોતાની કરી શકાય છે. શરૂઆતમાં તેમાં મુશ્કેલી તો જરૂર લાગે, પણ અભ્યાસથી એ સુશક્ય છે અને એની છાયા મનની રખડપાટી ઉપર સીધી રીતે પડી શકે છે. યોગમાં પ્રગતિ કરવા માટે પરિણુતિની નિર્મળતા બહુ અગત્યનું સ્થાન ભોગવે છે અને એનું સ્થાન એટલું બધુ મહત્ત્વનું છે કે એક યોગીએ વાતચીત કરતાં **જૈન શાસ્ત્રનો** વિચાર કરવાને અંગે તેનો **સાર** જણાવતાં એક વખત કહ્યું હતું કે આખા જૈન શાસ્ત્રનો નૈતિક ( Ethical ) નજરે સાર બે વાકયમાં આવે છે;

**સ્વપરનું વિવેચન કરો અને**
**પરિણુતિની નિર્મળતા કરો.**

સ્વ અને પરનો ભેદ સમજી વિચારી સ્વનો આદર થાય અને પરિણુતિની નિર્મળતા થતી રહે તો આ જીવનયાત્રા સફળ છે, કૃતકૃત્યા છે, સારું પરિણામ નિપજાવનારી છે, ભવના ફેરા મટાડનારી છે અને ઈપ્સિત સ્થાનકે લઈ જનારી છે.

પરિણુતિની નિર્મળતાને **અનુભવજ્ઞાન** સાથે બહુ નજીકનો સંબંધ છે, તે ખાસ વિચારવા યોગ્ય છે. આવી રીતે મન–બુદ્ધિ પર પરિણુતિનો અંકુશ રહે છે, અને તે જ પરિણુતિ અનુભવજ્ઞાન ઉત્પન્ન કરે છે, જે યોગપ્રગતિનો પરમ આત્મા છે. આ પ્રસંગ બહુ આકર્ષક છે, વિચારીને સમજમાં ઊતારવા જેવો છે.

જૈ. ધ. પ્ર. પુ. ૪૧.
પૃ. ૨૯૩–૩૧૬ } સં ૧૯૮૧–૨

---

[ ૧૦ ]

આજે તો વિચારમાં ખૂબ આગળ ચાલ્યા ગયા. પડખે વહન કરતી નદીનો શ્વેત પ્રદેશ, તેની પડખે બંને બાજુની રેતાળ જમીન અને એક કાંઠા પર આવેલ વિશાળ વડવૃક્ષની નીચે વિચારધારા શરૂ થઈ અને આગળ વધતી ચાલી. ચારે તરફનું સૃષ્ટિસૌંદર્ય, પડખેની લીલી વનરાજી, સમીપવર્તી નદીમાંથી પ્રતિબિંબિત થતો સૂર્યપ્રકાશ—એ કોઈના તરફ ખ્યાલ રહ્યો નહિ. કેટલેક દૂર ખેતરોમાંથી નીકળતા મનુષ્યોની વાતચીતના અવાજ અને પક્ષીને દૂર કરવાના પડકારા સિવાય એ કુદરતની અખંડ શાંતિનો ભંગ કરનાર કોઈ નહોતું. અખંડ શાંતિ અને સુમધુર પમરાટની વચ્ચે આ વિચારધારા કાળ અને દિશાના માપ વગર ચાલી, આગળ વધી, નિરંકુશ બની ગઇ.

વિચારણામાં વિચારો કાંઇક સ્ફુટ અને કાંઇક અસ્ફુટ હતા. સંસારની અનેક પ્રકારની વાવાઝડીમાં અટવાઈ ગયેલા આ પ્રાણીને પ્રથમ પોતાનું સ્થાન શોભતું લાગ્યું, પોતે ધંધામાં વ્યવસ્થિત દેખાયો, સારો પેદા કરનાર જણાયો, દુનિયાની નજરે '**કુરમી**' લાગ્યો, એકથી વધારે સંસ્થાના સંચાલક તરીકે પોતાનું સન્માન થતું અનુભવ્યું, સભામંડપમાં મળતાં અગ્રસ્થાન એના સ્મરણપથમાં આવી ગયા, દુનિયાના અનેક અનુભવો એના સપાટાભેર કામ કરતા મસ્તકના ઉપર પસાર થઈ ગયા અને **પોતે કાંઇ છે, કાંઇ કરી શકયો છે,** એવો ખ્યાલ કરતો હતો તેવામાં

એની નજર આજુબાજુ પડી, પૃથ્વીની વિશાળતા અને આકાશની અનંતતાએ એને ઘેર્યો. સૂર્ય લગભગ અસ્તાચળની છેલ્લી હદે આવ્યો હતો, પક્ષીઓ પોતાનાં સ્થાન શોધતાં કિલ કિલ અવાજ કરી રહ્યાં હતાં અને અહીંથી તહીં દોડાદોડ કરતાં હતાં અને પૂર્વ દિશાએ આકાશનો રંગ લાલ થતો જતો હતો.

આવી શાન્તિમાં એના વિચારો ફર્યા, એને અનંત આકાશ સાથે સરખાવતાં પોતાની **જાતની અલ્પતા** લાગી, વિશાળ સૃષ્ટિમાં પોતાનું સ્થાન નાનું લાગ્યું, વિશ્વના મનુષ્યની ગણનામાં પોતાની સંખ્યા અતિ નિર્માલ્ય લાગી, 'કરમી'-પણાના માનેલા લ્હાવામાં પોતાની જાતને જ ભૂલી ગયો હોય એવો ભાસ થયો, સન્માન સભાસ્થાનના અગ્રપણામાં પોતાની માન્યતાની જ ભવ્યતા અથવા કલ્પનાના અંશની ઝાંખી થવા લાગી અને દુનિયાની દોડાદોડીમાં એણે આત્મના જ્ઞાનનું વિસરવાપણું (**આત્મવિસ્મરણ**) થઇ ગયેલું જોયું. એ ઊંચે જુએ ત્યારે આકાશ દેખાય અને પંખીઓમાં અવાજ સંભળાય, નીચે જુએ ત્યાં પોતે સરી જતો હોય—લપસી જતો હોય અને કાંઈ શોધતો હોય, છતાં શોધવાની વસ્તુ અંદર નાની થઈ જતી, ગુંચવાઇ જતી, અંધકારમય થતી જતી હોય એમ જોઇ રહ્યો, અનુભવી રહ્યો.

આ સર્વ શું થાય છે એ કાંઈ સમજાયું નહિ. બાજુમાં પડેલા પથ્થરને ટેકવી એ બેઠો અને વિચારમાં પડી ગયો. પ્રથમ એને મોટરની દોડાદોડ, નવી બનાવેલી સડકો, આકાશમાં ઊડતાં વિમાનો, ગાડીઓ અને લોકોની દોડાદોડ દેખાઇ; પોતાના નિવાસસ્થાન અને પરિજનના પરિચયો અને તે સાથેના અનેક

પ્રસંગો તેના સ્મરણપથમાં આવી ગયા, પણ એથી તેની મૂંઝવણમાં વધારો થયો.

લગભગ અર્ધા ઘંટા સુધી પોતાના જીવનના અનેક બનાવો એના સ્મરણપટ પર આવી ગયા ત્યાં તો આકાશમાં તારાઓનું દર્શન થયું, ચોતરફ અખંડ શાંતિ પ્રસરી રહી, પક્ષીઓ ઊડતાં બંધ થઇ ગયાં અને શાંત આછો અંધકાર ચારે તરફ વ્યાપી ગયો. નદીના બીજા છેડાથી દૂર સમીપમાં ચંદ્ર દેખાયો. અવ્યવસ્થિત વિચારદશામાં એવી રીતે બીજો અર્ધો ઘંટો પસાર થઈ ગયો.

પુખ્ત વયના એ પુરુષને હવે પૂર જોસમાં વિચારો આવવા લાગ્યા. બહુ ખાધું, બહુ પીધું, બહુ હાણ્યા, બહુ માણ્યા, બહુ ફર્યા, ઘણું જોયું, અનેક આવ્યા, અનેક ગયા. પણ આ બધું શું? કોને માટે? એનો છેડો ક્યાં? એ ક્યાંથી વળગ્યા? એ ક્યારે આવ્યા? એ શું થયું? એનું પરિણામ શું? એ વિચારની સાથે એ અનંત આકાશ ઉપર જોઇ રહ્યો અને બુદ્ધિમાંથી એક પણ પ્રશ્નનો જવાબ મળ્યો નહિ. એ વધારે મુંઝાયો. આજુબાજુની શાંતિ વધારે થતી ગઇ તેમ એનો ઉકળાટ વધતો ચાલ્યો, એનું મસ્તક જાણે ફરતું હોય એવી સૂક્ષ્મ-તીક્ષ્ણ વેદના એને થવા માંડી.

દુનિયાની નજરે એકંદરે ઘણી ફતેહમંદ જિંદગી કહેવાય એવી સ્થિતિના એ પુરુષની મનોદશા અત્યારે અસરંગી થઇ પડી. એને થયું કે આ તો દુનિયાના પ્રવાહમાં પોતે બહુ દૂર ઘસડાઇ ગયો છે, પૂર વધતું જાય છે, પોતે દરિયા તરફ જતો જાય છે અને જેમ જેમ પોતે પ્રવાહ ઉપર આવવાના ફાંફા મારે છે તેમ તેમ એ વધારે વધારે ઘસડાતો જાય છે.

પછી એની દૃષ્ટિ નિર્મળ થતી ચાલી, એનો ઉકળાટ કાંઇક ઓછો થયો અને પોતે જાણે પ્રવાહને ઓળખી ગયો છે તેથી કોઇ મહાન્ સત્ય પ્રાપ્ત થઈ ગયું છે એવી વિચારણાની શાંતિ તે અનુભવવા લાગ્યો.

ત્યાં તો પાછો લક્ષ્મીનો ઢગલો, શેર સર્ટિફિકેટો, સોના હીરા મોતીનાં ઘરેણાંથી ભરેલી તીજોરી, મોટો પરિજનવર્ગ, વિસ્તૃત સ્નેહીવર્ગ, આપ્તજન અને આડતીયાં સાંભર્યાં, સભાના અગ્રસ્થાનની મીઠાશ યાદ આવી, 'પધારો પધારો' નાં મીઠાં વચનો કર્ણપ્રિય થતાં લાગ્યાં અને પ્રવાહની વિપત્તિઓ વિસરાવા લાગી. વળી પાછું ચિત્રપટ ફર્યું, પ્રવાહ જરા દૂર ઓસરતો જણાયો. પોતે ડાબી બાજુ ઊભો ઊભો પ્રવાહમાં ગોથાં ખાતાં જનસમૂહને જોતો ઊભો છે એવું ચિત્ર ખડું થયું અને વળી સંયોગોની મીઠાશમાં પોતે લપેટાઇ જવા લાગ્યો.

ત્યાં વળી ઊંચે આકાશ તરફ નજર ગઈ. અનેક તારાઓથી ભરેલા આકાશની એક બાજુએ નિશાપતિ પોતાની શાંત ચંદ્રિકા વિસ્તારી રહ્યો હતો, નદી–જળનો શાંત ખળખળ અવાજ આવતો હતો અને નભગણના તારલાઓ તેની સાથે વાત કરતા હોય તેમ એને લાગ્યું. અનંત આકાશ, દૂરના તારાઓ અને ચંદ્રની જ્યોત્સ્ના સાથે પોતાની એક્તા અનેક્તા અનુભવતો એ દિઙ્મૂઢની જેમ બેસી રહ્યો. ઊંચે જુએ ત્યાં નવીન ભાવ દેખાય. એકતા કેમ થઇ શકે એનો જીવનમાં ખ્યાલ કરેલો નહિ, ચિત્તની વ્યગ્રતા દૂર કરેલી નહિ, મનને એક વિચાર પર સ્થિર કરવાનો અભ્યાસ પાડેલો

નહિ એટલે આટલા અનુકૂળ સંયોગો મળ્યા ત્યારે વિચારમાં પડી ગયો, પણ એક પણ મુદ્દા ઉપર સ્થિર થઈ શક્યો નહિ, એક પણ ખ્યાલ દીર્ઘકાળ ચાલ્યો—ટક્યો નહિ, એક પણ વિચારણાનો નિર્ણય થઇ શક્યો નહિ.

સંસારમાં ખૂબ માણેલા વ્યવહારકુશળ મહારથીને આવી શાંત જ્યોત્સ્નામાં પણ દુનિયામાં અંધકાર પથરાતો દેખાયો, ચારે તરફ સખ્ત ધુમસ લાગી હોય અને આંખ જેમ સામેની ચીજ જોવાને પણ અસમર્થ બને તેવી તેની વિચારદશા થઇ આવી. ચંદ્રિકાથી એને શાંતિ ન થઇ, સુંદર અનિલલહરીએ એના મગજમે ઠંડક ન કરી, નદીનાં આછાં જળસિકરોએ એની આંતર ચિતાગ્નિ પર જળસિંચન ન કર્યું.

એને મનમાં થયા કર્યું કે પોતે કાંઇક ચૂક્યો છે, પોતાને રસ્તો લેવો હતો તે કરતાં ઊલટે રસ્તે ઉતરી ગયો છે, માર્ગભ્રષ્ટ થયો છે અને પરિણામે એનું સાધ્ય દૂર દૂર જતું જાય છે. એની નજર પણ હવે તો એટલી પહોંચતી નથી અને એ જેમ જેમ આંખો માંડીને વધારે દૂર જોતો જાય છે તેમ તેમ ચંદ્ર પણ દૂર દૂર જતો હોય, આછાં ઘેરાં વાદળાં વધારે વધારે આવી પડતાં હોય અને ચંદ્રદર્શન લગભગ ઓસરી જતું હોય એમ તેને ભાન થતું ગયું. એના જીવન-પટના પ્રસંગો એક પછી એક કલ્પનામાં આવી ચાલ્યા ગયા, ભુંસાઈ જતાં લાગ્યા અને આવી ભ્રમણાત્મક મનોદશામાં એ પોતાના બંગલા તરફ ચાલ્યો. કાંઇ અવ્યક્ત દશા અનુભવી. પણ એ શું હતું? એમાં આંતર રહસ્ય શું હતું? અને એ ભ્રમ હતો કે ભાન હતું? એમાંનું કાંઇ એના સમજવામાં આવ્યું નહિ. નીચે દૃષ્ટિ રાખી એ શુભ્ર જ્યોત્સ્નામાં નદી તરફ

ચાલ્યો, ભેખડ ઊતરી નદીજળમાં એણે પગ મૂકયો.

નદીના શીતળ જળનો સ્પર્શ થતાં એની વિચારધારા અટકી પડી, એણે જે કાંઈ અવ્યક્ત વેદના અનુભવી હતી તે ઓસરી ગઈ, એણે દૂરથી સામે કાંઠે દૂર દૂર આવેલા નગરના અવાજો સાંભળ્યા, વ્યવહારની ધમાધમ તેના ખ્યાલમાં આવી અને મગજમાં પોતાના ચાલુ વ્યવહારનાં ચિત્રો એક પછી એક ખડાં થઇ ગયાં. પોતે કાંઇક અવર્ણ્ય દશા અનુભવી હતી તેની મીઠાશ તો હજુ તેના મગજમાં હતી, તેની ચાલમાં અને તેની આંખોમાં દેખાતી પણ હતી, પરંતુ એને પાણીનો સ્પર્શ થતાં જ જાણે એ મૂર્છામાંથી જાગ્યો હોય, ઝબકી ઊઠ્યો હોય, એમ તેને લાગ્યું.

નદીમાં એક પછી એક પગ પડતા ગયા અને એ આકાશ-સન્મુખ હતો, આંતરદશાસન્મુખ હતો, તેને બદલે નગર સન્મુખ આવતો ગયો. એને જે કાંઇ અવ્યક્ત અનુભવ થયો હતો તેને સ્થાને એ પાછાં વ્યવહારનાં સ્વપ્નાં જોવા લાગ્યો. જીવનકલહમાં બે ચાર વખત વ્યવહારદૃષ્ટિએ એણે વિજય મેળવેલ એ એને સાંભરી આવ્યા, સ્વજન સંબંધીનાં વૃન્દો એની આંખ પાસે તરવરી રહ્યાં અને પોતાનું નાનું જગત પોતાને કેન્દ્ર બનાવી જાણે પોતાને માટે સર્વ કાર્યો કરી રહ્યું હોય એવા ભાનની સાથે એનો પગ એક પથ્થર સાથે અથડાયો, જળમાં પગ હોવાથી બહુ વ્યથા ન થઇ, પણ એની ભાંગતી વિચારધારા હવે તદ્દન તૂટી ગઇ. વૃક્ષ નીચે અનુભ-વેલી દશા અને જળમાં ચાલતાં અનુભવેલાં વિચારસ્વપ્નો સર્વ ઓસરી ગયાં. પગને તપાસી અર્ધ મુગ્ધદશાએ એ બંગલા તરફ ચાલ્યો.

આખે રસ્તે તેનું મન તદ્દન શૂન્ય થઇ ગયું હતું. એને પગ જરા કળતા લાગતા ત્યારે એ તેને હાથ દઇ દબાવતો, બાકી તદ્દન ચૂપકીદીમાં એક માઇલ દૂર આવેલા બંગલા તરફ પોતે ચાલ્યો જતો હતો. ચંદ્રના પ્રકાશમાં વિશાળ સૃષ્ટિમાં લીલા છોડવા અને લતામંડપ વચ્ચે થઇને ચાલ્યા જતાં એની આંખો વનરાજીને જોતી નહોતી, એનાં કાન અવાર-નવાર થતા પક્ષીઓના ટહુકા સાંભળતા નહોતા, એને શાંત પવન ઠંડો લાગતો ન હતો. એ તો એવી જ શાન્તમય દશામાં નિરભ્ર આકાશ નીચે કાંઇ પણ વિચાર વિના બંગલા તરફ ચાલ્યો જતો હતો.

બંગલા બહાર નાનો બગીચો હતો અને બગીચા વચ્ચે સુંદર ફુવારો હતો. ફુવારાની બાજુમાં ઢળતો બાંકડો હતો. એ બાંકડા ઉપર તે બેસી ગયો અને પછી એની વિચારશ્રેણી ચાલી. એમાં થોડો વખત મોહનું આક્રમણ ચાલે, સંસાર તરફ મન દોરાય, પોતાના વૈભવ, માન, પ્રતિષ્ઠા અને સમાજમાં ઉત્તમ સ્થાન નજર આગળ તરવરી રહે. વળી પાછા અનંત આકાશ, અસંખ્ય તારલા અને ચંદ્રની શાન્તિ જોતાં વિચારમાં પડી જવાય. આ સર્વનો છેડો ક્યાં? અને આ સર્વ શેને માટે? અને પોતે ક્યાં ઘસડાતો જાય છે? અને આ ધમાલમાં કાંઇ સાર જણાતો નથી અને તેમ છતાં એનું આકર્ષણ કેમ રહે છે?

કંઈ કંઇ વિચારો આવ્યા, અનેક પ્રકારની આત્મચિંતા થઇ, પણ મનમાં નિર્ણય થયો નહિ. એકસરખી અસ્વસ્થ માનસિક દશા અનુભવતા એ યુવાનને કલાક દોઢ કલાક એ દશામાં પસાર કરતો કોઇએ જોયો નહિ. આજે એ બંગલા

અને બગીચામાં એકલો હતો. દૂર માળીનું ઝુંપડું હતું, પણ તેમાંથી કાંઈ અવાજ આવતો ન હતો, એટલે થાકેલ માળી સુખનિદ્રામાં પોઢી ગયો હશે એમ અનુમાન થતું હતું.

આ સંસારમાંથી સુખ મેળવવા ઘણા પ્રયાસો કરેલ હોવા છતાં અને વ્યવહારદૃષ્ટિએ સુખી ગણાય એવા સાધનવાળા એ યુવકને આજે કાંઈ ચેન નહોતું. કોઈ ગંભીર ગેરસમજણ થઇ ગઈ હોય અને પોતે આખો રસ્તો ભૂલ્યો હોય એમ તેને લાગ્યા કરતું હતું. પણ આ સર્વ શું હતું? અને શા માટે હતું? એનો નિર્ણય એના મનમાં કાંઈ પણ થયો નહિ.

પછી એણે વધારે વિચાર કરવા માંડયો. પોતાના વ્યવસાયમાં પોતે કરેલા ધોરણને અને નિર્ણીત સિધ્ધાન્તોને વળગી રહી શકયો હતો કે નહિ? તે પર ખ્યાલ ગયો. એ પ્રદેશમાં એને સહજ પ્રકાશ અને ઘણું અંધારૂં દેખાયું. એ શું હતું? પોતે જીવનના નિર્ણય પાળી શકયો હતો? પોતે સત્ય અને પ્રમાણિકપણાની જે ભાવના જીવનની શરૂઆતમાં કરી હતી તેને વળગી રહ્યો હતો? સાદી જિંદગી ગાળવાના પોતાના મનોરથો બર આવ્યા હતા? પોતાની આવડત, અભ્યાસ કે બુદ્ધિનું કદી અભિમાન ન કરવાના નિર્ણયને તે વળગી રહ્યો હતો? પોતાની અનુકૂળતાઓનો અન્યને લાભ આપવાના નિર્ણયનો સાંગોપાંગ અમલ થયો હતો? 'માન નથી જોઇતું' એમ કહીને માન મેળવવાનો અભિલાષ દૂર થયો હતો? દંભ અને માયાથી પોતે દૂર રહી શકયો હતો? વૈભવ આટલો મળ્યા છતાં હજુ પરિસમાપ્તિ કરવાનો વિચાર આવ્યો હતો? વિચાર આવ્યા અને સુનિર્ણયો થયા તેનો અમલ થયો હતો? જરા અભિપ્રાયભેદ થતાં નિરંતરના સહ-

આરીઓ સાથે શા માટે ખેદ થતો હતો? પોતાના મત સિવાય અન્યત્ર પણ પ્રામાણિક મતભેદ હોઈ શકે છે એમ ડાહી સિદ્ધાન્તની વાતોને પોતે અમલમાં મૂકવાને બદલે અન્યને ગેર ઈન્સાફ કરવાના કેટલા પ્રસંગો વહોરી લીધા હતા? પોતાનું વ્યક્તિત્વ પ્રકટ કરવાના પ્રસંગો મળે તેનો કેટલો લાભ લીધો હતો? સમગ્ર વિશ્વના આત્મસમુદાયમાં પોતે એક અલ્પ જીવન છે એવી વાતો કરવા છતાં હૃદયથી તેનું અનુકરણ થયું હતું? ઈંદ્રિયના સંયમની વાતોનો અંતરથી અમલ કેટલો કર્યો હતો? હજુ સુંદર ખોરાક, સુગંધિ પદાર્થ કે મધુર ગાયન તરફ આકર્ષણ કેમ થતું હતું? અને સંસારની અસારતાની વાત જાણી, સાંભળી, કહી, છતાં ચોક્કસ પ્રસંગ આવે ત્યારે એ ક્યાં ઊડી જતી હતી?

આવા આવા અનેક સવાલો ઊઠયા અને ઊઠીને અંતરમાં ગયા. જરા બારીકીથી જીવન જોઈ જાય, તપાસી જાય, ત્યાં ઉપર ઉપરનો દેખાવ અને દાવપેચ ઘણા લાગ્યા, અને એક પણ બાબત અંતરમાં ઊંડી ઊતરી હોય એમ એને પોતાને લાગ્યું નહિ.

આવી અનેક ગૂંચવણ મનમાં થયા કરતી હતી ત્યાં લગભગ દશ વાગે એને સ્વચ્છ સ્ફુરણા થઈ. એને લાગ્યું કે અત્યાર સુધી વ્યવહારની પોષણા જ વધારે થઇ છે, ખરો સંયમ હોવા કરતાં સંયમી દેખાવાની રુચિ વધારે થઈ છે, નિયમ કે વિચારણાના ધોરણમાં ઘણી અવ્યવસ્થા થઈ ગઈ છે અને સંસાર પર રાગ ન કરવાની ધૂનમાં એક પ્રકારે એને વધારે ચાખ્યો—સેવ્યો—ભોગવ્યો છે. આટલો ખ્યાલ થતાં એક વાતની [illegible] બરાબર બેસી ગઈ: એને નિર્ણય થયો કે શાન્ત વિચારણાની

અને તે માટે શાન્ત વાતાવરણની ઘણી જરૂર છે અને અવકાશ લઈને જો પોતે નિરંતર આત્મનિરીક્ષણ કરવાનું રાખે અને ખાસ કરીને પોતે કોણ? ક્યાંથી આવ્યો? પોતાનું શું છે? અને પરભાવમાં કેમ પડી ગયો? એ પર જો બરાબર વિચારણા નિખાલસ રીતે પોતે કર્યા કરે તો ખોટા દેખાવ કરવાની કે ઉન્માદમાં તણાઈ જવાની અત:પર્યન્તની પરિસ્થિતિ પર પોતે જાતે જ મોટો તફાવત નીપજાવી શકશે. અવ્યવસ્થિત વિચાર કરવાથી, સંસારના મનોવિકારોને તથાસ્વરૂપે ઓળખેલા ન હોવાથી, મનોવિકારનું અંતર ગુપ્ત સ્વરૂપ સમજેલ ન હોવાથી પોતે એકંદરે ઘણું ખોયું છે, દુનિયાની નજરમાં પોતે ગમે તેટલો ભાગ્યશાળી કે 'કરમી' ગણાય, પણ એમાં કંઈ વળશે નહિ, એ બાહ્ય દશામાં ઉપર ઉપરના ધાંધલમાં પોતે ઘણું ગુમાવ્યું, સમજ્યા વગર શક્તિનો નિરર્થક વ્યય કર્યો અને અનંતતા, ગંભિરતા કે સૌહાર્દતાના ઊંડાણમાં કદી ઊતરી શક્યો નહિ.

એ દેહાત્મભાવના ભાન સાથે અંતરદશા જાગી અને એક નિર્ણય થયો કે આત્મવિચારણા–ચિર આત્મનિરીક્ષણ વગર કાંઈ વળે તેમ નથી. ઉપર ઉપરના ભાવોની વિચારણામાં કે અમુક કૃત્ય સમાજમાં કયું સ્થાન લેશે? અથવા પોતાના સંબંધીઓ તેને માટે શું ધારશે? એના નિરાકરણમાં પોતે પોતાની જાતને જ વિસરી ગયો છે. ખાસ ઊંડાણથી આત્મનિરીક્ષણની જરૂર છે, અને તેને માટે શાંત વાતાવરણ અને શાંતિવાળા સમયની જરૂર છે. એ ઉપરાંત અંતર આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરવા માટે બીજાં કયાં સાધનો મેળવવાની જરૂર છે એનો પણ એણે વિચાર કરવો ધાર્યો અને તે સંબંધી

કાંઈક વિચારણા ચાલતી હતી ત્યાં એક મિત્ર આવી પહોંચ્યો અને આજની વિચારધારા અત્રે અટકી.

મિત્રને ટંકી વાતચીતમાં પતાવી દઈ યુવક બંગલામાં ગયો. એક મોટા આલિશાન હોલની બાજુમાં નાના ઓરડામાં પલંગ પડયો હતો. સામેની બારીમાંથી ચંદ્રનો પ્રકાશ પૂર શાંતિમાં આખા બગીચા પર પડી રહ્યો હતો. નાના ઓરડાને યોગ્ય ગૃહોપસ્કરણો હતાં, પણ અત્યારે આ સાધનસંપન્ન મુમુક્ષુનું ચિત્ત કોઈ વાતમાં પરોવાતું ન હતું. વીજળી (ઇલેક્ટ્રીક)નો સ્વીચ બંધ કરી એણે બારીની બહાર નજર કરી. ખાલી આંખે ચોતરફ જોઈ એણે પલંગની મચ્છરદાની ઊંચી કરી અને સૂતો સૂતો વિચારમાં લીન થયો.

પોતાનું આખું જીવન ચિત્રપટ પેઠે નજરસન્મુખ ચાલી ગયું, પોતાનાં સાધનો નજરમાં આવી ગયાં, પોતાની અનુકૂળતાઓ સામે તરવરી રહી, પોતાના મનોવિકારો હૃદયમાંથી બહાર નીકળતા દેખાયા, માન અને માયાએ પોતાને કેટલો મૂંઝવ્યો છે એનો ખ્યાલ આવ્યો. આમ "આત્મમંથન" કરતાં એને વિચાર આવ્યો. કે આ સર્વનો છેડો ક્યાં? આમ ને આમ ક્યાં સુધી ચલાવવું? શાને માટે? કોને માટે? માયામાં એને આત્મવંચન લાગ્યું અને માન તો તદ્દન અસ્થિર જ દેખાયું. માન આપનારમાંના કેટલાકનાં સ્વાર્થ અને કેટલાકની નિર્બળતા એણે જોઈ, વિચારી; પરંતુ જીવનની અલ્પતા અને વિશ્વસત્ત્વોની અનંતતા પાસે એમાં કંઈ દમ જણાયો નહિ, એમાં એને રસ જ પડયો નહિ. આ પ્રમાણે ચાલવા દેવામાં આવે તો તો છેડો અતિ દૂર ને દૂર જતો જણાયો અને જેમ જેમ લાંબે જુએ તેમ

તેમ છેડો લંબાતો જતો જ જણાયો. શું થાય છે ? અને ક્યાં છેડો આવે છે ? એની શોધમાં એ વધારે ઊંડો ઊતરવા લાગ્યો, ત્યાં આખા દિવસના થાકથી આંખમાં ઊંઘ આવવા માંડી.

તુરત એણે આત્માને અનુશાસન કરવા માંડ્યું, ઊંઘવા પહેલાંની જાગૃતિનો લાભ લઇ લીધો, પરમાત્માના નામોચ્ચારણ સાથે બરાબર ધ્યાયી લીધું કે:—

**"હું એકલો છું,**
**મારૂં કોઇ નથી,**
**હું કોઇનો નથી."**

આ ભાવના ભાવતાં એના મનમાં જરા પણ દીનતા ન આવી, એ બાપડો બિચારો ન થઇ ગયો, આખા જંગલમાં સિંહ એક જ હોય છતાં એના ધૈર્યની અડગતા એના ખ્યાલમાં જ હતી. આ સંસ્તારક પોરસીનો વિધિ કરી લઇ, આત્માનુશાસન કરી, પરમાત્માના નામોચ્ચારણ સાથે એણે હરરોજ આત્મવિચારણા અને આત્મમંથન કરવા અને તે દ્વારા આત્મનિરીક્ષણ કરી જવા વિચાર કર્યો, ત્યાં તો તેની આંખો મળી ગઈ.

જૈ. ધ. પ્ર. પુ. ૪૩. પૃ. ૫૪ } સં. ૧૯૮૩



# સંત સમાગમની સુખી ઘડી

[ ૧૦ ]

સારો અભ્યાસ કરી, જાતમહેનત કરીને સારો દ્રવ્યસંચય તેણે કર્યો હતો. આખો વખત પ્રવૃતિમય જીવન ગાળવા છતાં બાલ્યકાળના અભ્યાસથી આત્મવિચારણા કરવાની શુભ ઘડીઓ એને કોઇ કોઈ વાર મળી આવતી. સંતસમાગમ અવારનવાર થતો ત્યારે તેની પાસે તે મુક્તકંઠે પોતાની પ્રવૃતિમય જીવનઘટનાની વાત કરતો હતો. **એને અસાર પદાર્થ પર મોહ ઘણો થતો હતો, અસારને અસત્ તરીકે વારંવાર જાહેર કરવાના પ્રસંગ લેતો હતો, છતાં પોતે મોહ છોડી શકતો ન હતો.**

જાતમહેનતે મેળવેલ ધનનો વ્યય પ્રથમ એણે સુંદર મકાન બાંધવામાં કર્યો. નદીથી જરા દૂર મોટા વિસ્તારવાળી જગ્યા ખરીદી તેમાં સુંદર બગીચો તૈયાર કરાવ્યો અને વચ્ચે એક ભવ્ય મકાન બંધાવ્યું. બગીચામાં વચ્ચે ફુવારો સંગેમરમરનો મુકાવ્યો. ચારે તરફ બાંક, વ્યવસ્થિત કરેલી વીથિકાઓ, વેલીમંડપો અને શંખલાં, કોડા અને ઈંટથી એણે બાગને રમ્ય બનાવ્યો. બાગની વચ્ચેનો મહાલય મોટા રાજદરબારના વૈભવની સાથે સરસાઈ કરી રહ્યો હતો.

મોટા ઓરડામાં ખુરશી અને કોચનો શણગાર એક સારામાં સારા પાશ્ચાત્ય ગૃહને દીપાવે તેવો હતો. વીજળીની લાઇટની વ્યવસ્થા ભીંત અને ટેબલ ઉપર સારી અને સુવ્યવસ્થિત હતી. આખા મકાનમાં ફરનીચર હજારો રૂપિયાનું, ખાસ તૈયાર કરાવેલું અને જ્યાં જેવું જોઇએ તેવું ગોઠવાયું હતું

અને એ મકાનમાં પંદરેક દિવસથી જ એણે પોતાનો નિવાસ કર્યો હતો. એની ભીંતોની સફાઇ, લાકડકામનો રંગ અને ફરનીચર પરની ચોખ્ખાઈ એની ચીવટ અને સુરુચિ બતાવી રહ્યા હતા.

એને મૈત્રી બહુ ઓછા મનુષ્યો સાથે હતી. ધંધા સિવાયનો વખત વાંચન લેખનમાં ગાળવાનો એને નાનપણથી શોખ હતો. કોઇ કોઈ વખત એ સારા સંતપુરુષોને લઈ આવતો, એમની પાસેથી રુચિપૂર્વક આત્મવિચારણાનો અભ્યાસ કરતો અને અંતરપ્રેમથી તેમનું બહુમાન કરતો. ફુરસદ અલ્પ હોઇ આવા પ્રસંગો તેને થોડા જ મળતા, પણ મળતા ત્યારે એ હૃદયપૂર્વક તેમની પાસે પોતાના મનની વાતો કરતો અને ખાસ કરીને પોતાના ચિત્તની એકાગ્રતા થઈ શકતી નથી તેની ગૂંચવણ તે તેમની પાસે રજૂ કરતો. ધ્યાનયોગની એને તાલાવેલી હતી, પણ પોતાનો તેમાં સક્રિય સ્વરૂપે ચંચુપ્રવેશ પણ થઈ શકતો નથી તે વાતનો ઊંડો ઊંડો ખેદ પણ તેને સાથે જ હતો અને પ્રત્યેક સંત જ્યારે એને કહે કે એનું કારણ એની સંસારરસિકતા હતી ત્યારે એને એ વાતમાં સત્યતા દેખાતી, પણ સંસારમાં રહીને એને સાધના કરવાનો મોહ લાગ્યો હતો, છતાં કોઇ કોઈ મીઠી ઘડીઓ એને મળતી ત્યારે તે એકાંતમાં વિચારણા જરૂર કરતો અને તેવી એક સુખી ઘડી તેને આજે પ્રાપ્ત થઈ હતી.

બપોરે ચાર વાગે એક સંતનો સમાગમ થયો. તેઓ બંગલે પધાર્યા એટલે એણે સાધારણ રીતે ચર્ચાવાર્તા કરવાને બદલે તેમને પોતાનો બગીચો અને બંગલો બતાવ્યાં. પછી દરેક ઓરડામાં સંતને ફેરવ્યા. પોતાની સાધારણ વસ્તુ ઉપર

પણ સામાન્ય રીતે પ્રાણીને ઘણો મોહ હોય છે અને એણે તો ઘણું ઉમદા ફરનીચર (ગૃહોપસ્કર) એકઠું કરેલ હતું એટલે ફરતો ફરતો એ પોતાના ફરનીચરના અને ઘરની બાંધણીના વખાણ કરતો જાય અને સંત પણ મૌનપણે તે જે કહે તે સાંભળ્યા જાય. પ્રત્યેક ઓરડાના ફરનીચરની એણે વાત કરી, એમાં દરેકની વિગત કહેતો જાય અને પ્રત્યેક ઓરડાનો ઉપયોગ પણ જણાવે. કોઈ **અભ્યાસગૃહ**, કોઇ **સામાયિકગૃહ**, કોઈ **પૂજનગૃહ**, કોઇ **શયનગૃહ**, કોઈ **સત્કારગૃહ**, કોઇ **ભોજનગૃહ**, કોઇ પુસ્તકગૃહ વિગેરે વિગેરે. ઉપર નીચે એમ કુલ આખું ઘર–બંગલો બતાવી પોતે તેના વખાણ કર્યા, પણ સંતપુરુષ એક અક્ષર ઉચ્ચર્યા નહિ. સંત યોગી હતા, એણે જૈન અને અન્ય દર્શનોનો, ધ્યાન-યોગનો અને અધ્યાત્મશાસ્ત્રનો સમર્થ અભ્યાસ કર્યો હતો, અને અભ્યાસને એમણે સક્રિય વર્તનમાં મૂક્યો હતો એમ તેમની વાત પરથી જણાતું હતું. એક જગ્યાએ દશ બાર ઉપાનહ (જોડાં–પગરખાં) પણ જોવામાં આવ્યા. છેવટે ઉપરની અગાશીમાં એક નાનું કેબીન બનાવ્યું હતું તે બતાવતાં એણે કહ્યું કે–'ત્યાંથી એક બાજુ આખા શહેરનો, બીજી બાજુ નદીનો તથા વૃક્ષોનો અને ત્રીજી બાજુ ડુંગરોનો લીલોછમ દેખાવ દેખી શકાય છે.' એ જોયા પછી સંત કેબીનમાં એક સ્થાને ગાદીતકીઆ હતા ત્યાં બેસી ગયા. બાજુમાં સુંદર પલંગ પર ગાદી, સ્વચ્છ ચાદર અને મચ્છરદાની હતા. સંતની સામે ચટાઇ ઉપર બેઠા પછી એણે કહ્યું કે–'જી! આપ કેમ કંઇ બોલતા નથી?'

**સંતઃ**—'હું એક વાતનો વિચાર કરી રહ્યો છું.'

**મુમુક્ષુ**:—'અડચણુ ન હોય તો આપનો વિચાર મને જણાવશો ?'

**સંત**:—'એ તો એક સાધારણ બાબત છે. તમે તમારી વાત આગળ ચલાવો.'

**મુમુક્ષુ**:—'મારે હવે કાંઈ હકીકત કહેવાની નથી. આપ એ વિચાર જણાવો.'

**સંત**:—'એ વિચાર તમને ગમે તેવો નથી. એ જાણુવાથી તમને ખેદ થાય તેમ છે.'

**મુમુક્ષુ**:—'આપ એ સંબંધી નિશ્ચિંત રહો, મને ખેદ નહીં થાય, પણ કાંઈક જાણુવાનું મળશે. તમારા જેવાના વિચારશ્રવણુથી ખેદ થાય એ અકલ્પ્ય છે.'

**સંત**:—'એમ ધારી લેવું તે ખોટું છે. જ્યાં સાધ્ય જુદાં હોય, ત્યાં વિચારદશામાં પણ મોટો ભેદ રહે છે અને વિચારની સહનશીલતા બહુધા દુષ્પ્રાપ્ય છે.'

**મુમુક્ષુ**:—'સાધ્યમાં ભેદ નથી, સાધનમાં ભેદ હશે અને કેટલીક બાબતમાં મારી મોહાસક્તિ હશે, પણ વિચારભેદ સહન કરી ન શકાય તો તો સાહેબ! મારી કેળવણી લાજે. આપ દીર્ઘ મૌન સેવી રહ્યા હતા તેથી જ મને જિજ્ઞાસા થઈ હતી. આપ યોગ્ય લાગે તો જરૂર આપની વિચારસરણીને વ્યક્ત કરી બતાવો.'

**સંત**:—'તારા છેલ્લા જવાબમાં કેટલુંક સત્ય છે, પણ તે અનુભવ વગરનું છે. અન્યના વિશાળ વાચન અને તારા વાચનનું એમાં પરિણામ હશે, પણ એને તું જીરવી પચાવી શક્યો નથી.'

**મુમુક્ષુ**:—'એ ખરું હશે, પણ તત્ત્વજિજ્ઞાસા એ જીવન

જીવવાનો પ્રથમ રસ્તો છે એટલે જિજ્ઞાસા પૂરી પાડવી એ તો આપને કર્તવ્ય પ્રાપ્ત થયું ગણાય.'

**સંત**:—'જિજ્ઞાસા જરૂર કર્તવ્ય છે, પણ આખું જીવન જિજ્ઞાસાતૃપ્તિમાં જ જાય અને એનું સક્રિય પરિણામ ન આવે તો તો તે વંધ્ય ગણાય. સર્વની જિજ્ઞાસા પૂરી પાડવી એ એ દૃષ્ટિએ મારું કર્તવ્ય ન ગણાય.'

**મુમુક્ષુ**:—'સર્વ જિજ્ઞાસા વંધ્ય છે એમ પણ ન કહી શકાય. કોઈ આત્માનો વિકાસ કષ્ટસાધ્ય હોય તો પણ તે જિજ્ઞાસા દ્વારા સક્રિયરૂપે ધીમે ધીમે ઠેકાણે આવી શકે. એને વિચારણાનું સાધન આપ્યું હોય તો કોઈ વાર એ જાગી પણ જાય!'

**સંત**:—'એમ ક્વચિત્ બને છે ખરું. કર્તવ્ય તરીકે નહિ, પણ તારા પ્રશ્નોત્તરની અંદર રહેલા સત્ત્વબળની ખાતર હું તને મારા વિચાર કહું છું તે તું સાંભળ.'

**મુમુક્ષુ**:—'જરૂર વિચાર કરીશ. વિચારવા યોગ્ય બાબતનો વિચાર કોણ ન કરે?'

**સંત**:—'એ હકીકત તારે વિચારવા યોગ્ય છે કે નહિ અથવા તે રીતે તું વિચાર કરી શકીશ કે નહિ તે હું કહી શકતો નથી; પણ તે તારી જિજ્ઞાસાને તો જરૂર તૃપ્ત કરશે.

'વાત એમ છે કે જ્યારે તેં નીચેના ઓરડાઓ બતાવ્યા ત્યારે તેં કહ્યું કે અમુક માર્ગે મોટા માણસોને આવવાનો રસ્તો છે, અમુક માર્ગે નોકરોને આવવાનો માર્ગ છે, અમુક રસ્તે ઘરનાં માણસો અંદર આવે તેવી ગોઠવણ છે—વગેરે વગેરે. તે વખતથી બધાં બારીબારણાં હું જોતો આવ્યો છું અને મને તો એક જ વિચાર આવે છે કે

**જ્યારે તને આઠ પગે બહાર કાઢશે ત્યારે આ ઘરમાં પાછા આવવાનો માર્ગ કયો? તું કયે રસ્તે પાછો આ જ** બંગલામાં આવીશ? એનો હું વિચાર કરી રહ્યો હતો! તેં મોટા માણસોને આવવાના, ઘરના માણસોને આવવાના, નોકરવર્ગને આવવાના માર્ગોનો ઘણો વિચાર કર્યો જણાય છે, પણ તારો પોતાનો વિચાર કર્યો હોય એમ મને જણાયું નહિ! મેં એ માર્ગ—તારા પાછા આવવાનો માર્ગ ઘણો શોધ્યો, પણ મને જડયો નહિ અને ઉપસ્કરના વર્ણન તથા દર્શનમાં એવા માર્ગની તેં મને પ્રતીક્ષા કરાવી નહિ. હું એ માર્ગનો વિચાર કરતો હતો. જ્યારે આપણે **એક બાબતમાં ધ્યાનથી વિચાર કરતા હોઈએ છીએ ત્યારે બોલવાનું કામ પાલવતું નથી**–તે મારા મૌનનું કારણ છે.'

**મુમુક્ષુ**:—'ત્યારે હું જે વર્ણન કરતો હતો તે તો આપે સાંભળ્યું જ નહિ હોય?

**સંત**:—'દરેકે દરેક હકીકત બરાબર સાંભળી છે. સાંભળ્યા વગર તો તે વર્ણનમાં અમુક માર્ગ–બારી બારણાં રસ્તાની વાત ન આવી એમ કેમ કહી શકાય?'

**મુમુક્ષુ**:—'પણ આપે તો કહ્યુંને કે આપ આખો વખત વિચાર કરતા હતા? વિચારની એકાગ્રતા સાથે શ્રવણ કેમ નભી શકે?'

**સંત**:—'સાંભળતી વખત વિચારધારા બંધ થઈ જતી નથી. સાંભળતી વખતે વિચારસરણી ચાલ્યા કરે છે. બોલતી વખત એકાગ્રતા તૂટી જાય છે.'

મુમુક્ષુઃ—'ત્યારે ભોંય તળિયે (ગ્રાઉન્ડ ફ્લોરપર) જ એ સવાલ મને કેમ પૂછ્યો નહિ?'

સંતઃ—'તારી એકાગ્રતા વર્ણનમાં હતી એ તૂટી ન જાય એટલા માટે.'

મુમુક્ષુઃ—'આપ વર્ણન કરવાની હકીકતને એકાગ્રતા કહો છો? એ તો ઐહિક વાત છે.'

સંતઃ—'**ઐહિક કાર્યમાં પણ એકાગ્રતા તો જોઇએ જ.** એકાગ્રતાના બે પ્રકાર છેઃ પ્રશસ્ત અને અપ્રશસ્ત. વિચારવા જેવી વાત એ છે કે સાંસારિક અપ્રશસ્ત બાબતમાં આ પ્રાણીની એકાગ્રતા ઊલટી વધારે થાય છે.'

મુમુક્ષુઃ—'અનેક આશાભરી દુનિયાના વ્યવહારમાં પણ એકાગ્રતા જોઇએ એ તો આજે જ જાણ્યું!'

સંતઃ—'એ બરાબર સાચું છે. જે **એકાગ્રતા** સંસારના વિલાસમાં, કામીની ક્રીડામાં, નૃત્યકીના નાચમાં, હિસાબ ગણવાની રસગાઢતામાં કે કોઈ પણ ચાલુ કાર્યમાં થાય છે તેવી જ **આત્મવિચારણામાં, ધ્યાનયોગના સક્રિય જીવનમાં, પરોપકાર કર્તવ્યના વ્યવહારમાં અને પરગુણ પ્રમોદમાં થાય તો આ સંસાર સ્વર્ગ થઈ જાય.**'

મુમુક્ષુઃ—'પણ સાહેબ! લાંબાં સરવૈયાં કાઢીએ, સરવાળાઓ કરીએ, તાલસૂરથી નાચીએ કે વગાડીએ એ તે કાંઈ એકાગ્રતા કહેવાય?'

સંતઃ—'એ બરાબર એકાગ્રતા કહેવાય. એકાગ્રતાની વ્યાખ્યા એક વસ્તુ કે વિચારમાં લયલીનપણું. એ વસ્તુ કે એ વિચાર સિવાય બીજી કોઇ ચીજ કે ભાવ આખી દુનિ-

ચામાં તે વખતે નથી એવી મનની એકચિત્તતા થવી એ '**એકાગ્રતા**' કહેવાય. સ્રીપુરુષના લગ્નસંબંધમાં, વિરહમાં, નૃત્યમાં, હિસાબ ગણવામાં એવી એકાગ્રતા થાય છે. અને એ જ એકાગ્રતાની દિશા ફેરવવામાં આવે અને એનો ધ્રુવકાંટો સંસાર તરફ છે તેને બદલે આત્મસન્મુખ કરવામાં આવે તો એનાથી આત્મિક લાભ થાય. **એકાગ્રતા કરવાની આવડત ઓછીવધતી સર્વમાં છે. દિશા ફેરવવાની જ માત્ર જરૂર છે.**'

**મુમુક્ષુઃ**—'પણ સાહેબ! વારંવાર **મરણનો વિચાર** કરવાથી લાભ શો?'

**સંતઃ**—'તેં સવાલની દિશા એકદમ બદલી નાખી. એકાગ્રતાની પ્રશસ્તતા તારા સમજવામાં આવી ગઈ એમ ધારી, તને કહું છું કે મરણનો વિચાર કરવો યોગ્ય છે, કારણ કે એ ચોક્કસ બનવાનો બનાવ છે. એનાથી ડરવાની જરૂર નથી, પણ એને માટે તૈયાર રહેવાની જરૂર છે.'

**મુમુક્ષુઃ**—'પણ મરણ સંબંધી વિચાર તો ઘાતક છે એનું કેમ?'

**સંતઃ**—'એમાં સમજફેર થાય છે. મરણને અમુક દૃષ્ટિએ ઘાતક કહી શકાય, પણ **ઘાતક સંબંધી વિચાર પણ ઘાતક છે એ માન્યતા ખોટી છે.**'

**મુમુક્ષુઃ**—'એ વાત ન સમજાણી.'

**સંતઃ**—'એક ખૂન કરનાર અથવા મહાલોભી કે ક્રોધી મનુષ્ય હોય તે ઘાતક છે, પણ સમદૃષ્ટિથી આપણે તેના સંબંધી કે તેની ભવિષ્યત્ અપક્રાન્તિ અને વર્તમાન અધોદશા પર વિચાર કરીએ તો તે વિચાર કાંઇ ઘાતક નથી.'

મુમુક્ષુ:—'એવા પતીત પામરના વિચાર શા માટે કરવા? સદ્‌ગુણી વીતરાગના જ વિચાર ન કરીએ?'

સંત:—'વળી મુદ્દો ખસી જાય છે. વીતરાગ કે ગુણવાનના વિચાર કરવા, પણ ગુણને બરાબર ઓળખવા માટે એનાથી ઊલટી ખાસીઅતો, ટેવો અને વર્તનોનો અભ્યાસ કરવો જ પડે. એ રીતે ઘાતક સંબંધી વિચાર એને બરાબર ઓળખવા માટે જરૂરી છે અને એમ સમજીએ ત્યારે જણાશે કે એ વિચાર પોતે ઘાતક નથી.'

મુમુક્ષુ:—'પણ આપણે દુર્ગુણનો કે તેવી વાતનો વિચાર જ શા માટે કરવો? વિચાર કરતાં કરતાં તેવા થઈ જઇએ અથવા મનમાં તે માટેનો ત્રાસ મટી જાય.'

સંત:—'ત્યાં પણ સમજફેર છે. વિચાર કરતાં તેવા થઈ જવાશે–એ કઈ કક્ષાના વિચાર કર્યા છે તે પર આધાર રાખે છે. વેશ્યાને ત્યાં જવાના વિચારથી વેશ્યાને સારી માની વેશ્યાના રૂપ, લાવણ્ય વિલાસ કે મસ્તીનો વિચાર કરીએ તો જ એ વિચાર ઘાતક થાય. એટલે એ અપ્રશસ્ત એકાગ્રતામાં આવે છે. અને તેં ત્રાસની વાત કરી તે વસ્તુને એકાગ્રતાથી વિચારી ઓળખ્યા વગર બને નહિ અને **વિચાર બરાબર કર્યા હોય તો ત્રાસ મટતો નથી, પણ સ્થિર થાય છે, જામી જાય છે, દૃઢ થઈ જાય છે.'**

મુમુક્ષુ:—'પણ "મરી ગયા, મરી ગયા" એવું વિચારવું એ વિચાર જ ઘાતક છે, એમ મારું કહેવું છે. મરણ આવશે ત્યારે મરી જશું, પણ એનો અત્યારથી જ કકળાટ શા માટે કરવો?'

૭

સંતઃ—'મરણ આવશે ત્યારે મરી જશું એમ કહેવું દીર્ઘદર્શીને ઘટે નહિ. એમાં સુકાન વગરના વહાણ જેવી દશા થાય. તૈયારી વગર ગૂંચવણ ઘણી થશે.'

મુમુક્ષુઃ—'પણ સાહેબ! એનો પ્રથમથી વિચાર શા માટે કરવો જોઇએ?'

સંતઃ—'એક સાધારણ મુસાફરી કરવી હોય તો તમે ભાતું તૈયાર કરો છો, બેડીંગ (બીસ્તર) બાંધો છો, પેટીમાં કપડાં નાંખો છો, નાનું સરખું ઘર નાની પેટી (ટ્રંક)માં વસાવી દો છો, તો મહા મુસાફરી માટે તૈયારી ન જોઇએ? અને જોઇએ તો તે વિચાર કર્યા વગર થાય ખરી?'

મુમુક્ષુઃ—'મરણ અને મુસાફરીને સંબંધ શો છે? એ તો જ્યાં જવાનું હશે ત્યાં જશું.'

સંતઃ—'મરણ અને મુસાફરી લગભગ એક જ કક્ષાના છે, એકમાં ક્યાં જવું છે તે ઘણીખરી વાર આપણે જાણતા હોઇએ છીએ, બીજામાં નથી જાણતા. 'પ્રયાણ' એ બંનેમાં સામાન્ય (સાધારણ) ધર્મ છે, અને જવાનું હશે ત્યાં જશું એ બોલવું જેટલું સહેલું છે તેટલું કરવું સહેલું નથી–ખાસ કરીને સંસારરસિકો માટે.'

મુમુક્ષુઃ—'એટલે આપ શો ભેદ પાડો છો?'

સંતઃ—'વાત એમ છે કે તમે સંસારીઓ અનેક કાવાદાવા કરી ધન મેળવો, પરણો, ઘરબાર બાંધો, પ્રજા–સંતતિ વધારો, મૈત્રીઓ કરો, જ્ઞાતિજનનો પ્રેમ મેળવવા અનેક જમણો આપો, વહીવટો ચલાવો, સંસ્થાઓ ખોલો, ટૂંકામાં અનેક પ્રકારના સંબંધો કરો, પોતાપણું માનો, માનકીર્તિ મેળવો –એ સર્વને મૂકીને જવું પડે, એની સાથેનો સંબંધ

સર્વથા સદાને માટે છોડવો પડે-એ કાંઈ જેવી તેવી વાત તમ સંસારીઓ માટે નથી.'

સુમુક્ષુ:—'અમારા માટે અને તમારા માટે જૂદા કાયદા છે?'

સંત:—'ના કાયદા તો એક જ છે, પણ કાયદેસર પરિણામ આણનાર પ્રસંગો જૂદા છે. જે પ્રાણી સંસારથી ઊંચે આવ્યા હોય તેને આ સાંસારિક બંધનો જરા પણ ગૂંચવણ કરતાં નથી. આ વાત માત્ર બાહ્ય વેશને અંગે નથી. સંસારથી અલગ રહેનારને સાંસારિક બંધનો મોહ કરતાં નથી અને મોહ વગરનાને કોઈ પણ વસ્તુ છોડતાં ખેદ થતો નથી.'

સુમુક્ષુ:—'એટલા માટે આપે કહ્યું કે, "જ્યાં જવાનું હશે ત્યાં જશું" એ બોલવા જેટલું વર્તવું સહેલું નથી, હવે સમજાયું. ત્યારે મરણને અંગે અમારું શું કર્તવ્ય?'

સંત:—'કર્તવ્ય એટલું જ કે મરણથી ડર્યા વગર એને માટે સર્વદા તૈયારી રાખવી. આ અત્યારના ચોપડા ક્યારે સંકેલવા પડશે તે ખબર નથી, પણ જેના સરવૈયાં (અપ-ટુ-ડેઇટ) છેલ્લા દિવસ સુધીના તૈયાર હોય, જે જમે ઉધારની સ્થિતિ સમજતો હોય, અને ત્યાં ધાડ ગમે ત્યારે આવે તો તેને ગભરાવાનું કારણ નથી. વ્યવહારમાં તેમ જ આકસ્મિક બાબતમાં દેવાળીઆનો હિસાબ ન રાખવો.'

સુમુક્ષુ:—'એટલે શું? આપ વળી દેવાળાની વાત ક્યાંથી લાવ્યા?'

**સંતઃ**—'વ્યવહારમાં દેવાળીઆ લોકો સરવૈયાં કાઢતા નથી, ચોપડા તૈયાર રાખતા નથી, પોતે પોતાના ઘરની વસ્તુ-સ્થિતિ સમજતા નથી, આંખો મીંચીને વેપાર ખેડે જાય છે અને ધાડ આવે ત્યારે દોડાદોડ કરી મૂકે છે, નાસભાગ કરે છે, ગોટા વાળવા માંડે છે. એ સ્થિતિ આત્મવિકાસના ખરા ઇચ્છકની ન હોય. **જેણે સંસારનો વેપાર માંડયો જ નથી, એને તો અહીં પણ આનંદ છે અને પછી પણ મજા જ છે. એને ત્યાં ધાડ જ પડવાની નથી, એટલે એને ભય જ નથી.**'

**મુમુક્ષુઃ**—'ત્યારે આપે ડરવાની શી વાત કરી?'

**સંતઃ**—'ઘણા માણસો મરણ શબ્દથી ડરે છે. એના વિચારને અપશુકનિયો ગણે છે, એની વાતને તુચ્છકારે છે. આ ઠીક નથી. મરણ માટેનો વિચાર જરૂર કરવો, એથી તૈયારી પાકી રહેશે અને મરણ આવી પડે ત્યારે ગભરાટ નહિ થાય.'

**મુમુક્ષુઃ**—'મરણ વખતે ગભરાટ થતો હશે?'

**સંતઃ**—'ગભરાટની વાત જ જવા દે. લગભગ ૯૫ [પંચાણું] ટકાના મરણ અસાધ્ય અવસ્થામાં થાય છે, સન્નિ-પાતમાં જ થાય છે, તેથી ગભરાટ જણાતો નથી; બાકી પૂરતી સાવધતા હોય, સગાં સંબંધીને એકઠા કરી, સર્વની ક્ષમા ચાહી, યોગ્ય ભલભલામણ કરી, ચાર શરણાં બોલતાં, નવ-કારના પાઠનું હૃદયમાં કે મુખેથી જાપ થતાં, હૃદયમાં સિદ્ધ-ચક્રની સ્થાપના થઈ હોય, બાજુમાં પુન્યપ્રકાશનું સ્તવન ધીમા મધુર પણ હૃદયદ્રાવક સ્વરે બોલાતું હોય અને "જય પરમાત્મા," "એક અરિહંત"ના વિજયઘોષ સાથે નિષ્ક્રમણ થાય એ તો લાખે એકને. એને "**પંડિત મરણ**" કહે છે'

**મુમુક્ષુઃ**—'એવા મરણની ગોઠવણ કેવી રીતે થઇ શકે?'

**સંતઃ**—'ગોઠવણ ન થાય. ઘણુંખરું **મરણ એ આખા જીવનનો ઓડકાર છે.** જીવન સારું, સાદું, સફળ આત્મિક વિકાસવાળું હોય, એ પોતે જે પરિસ્થિતિમાં મૂકાએલ હોય, તેના વિશિષ્ઠ ધોરણ નીતિવ્યવહારને અનુરૂપ હોય તો તે તેની ગોઠવણ જ છે. એની ગોઠવણ પ્રથમથી થતી નથી, પણ સારું સાદું પ્રમાણિક જીવન એ "પંડિત મરણની" વધતી ઓછી ગેરંટી છે. સાધારણ જનતા તો અસાધ્ય અવસ્થામાં મરણ ન આવે અને સાધ્ય હોય તો માથું કૂટે, રડવા બેસે અને એનો આત્મારામ ઊડી જાય નહિ, એ પહેલાં તો એના નામની "પોક" મૂકાય અને મ્હોં વળાય. (રડાકૂટ થાય)*'

મુમુક્ષુઃ—'ત્યારે એવા વ્યવહારરસિકો સાન્નિપાતિક સ્થિતિમાં મરી જાય એ વધારે ઇચ્છવા યોગ્ય છે એમ ખરું કે નહિ?'

સંતઃ—'એમ ન કહેવાય. ક્યા જીવનો અંદરનો આત્મવિકાસ કેટલો છે તે બાહ્ય નજરે ખબર ન પડે, પણ ઘણા વ્યવહારુ જીવો અસાધ્ય સ્થિતિમાં જ જીવનપર પડદો નાખી જાય છે, તે વસ્તુસ્થિતિ છે—એ મેં તને બતાવી. તેઓમાંનો મોટો ભાગ સાધ્યમાં હોય તો શું કરે એ પણ તને જણાવ્યું. ઇચ્છવા યોગ્ય ચીજ શી છે તે આપણે વિચારવાનું નથી, કારણ કે આપણા કબજાનો એ વિષય નથી. વસ્તુ સ્થિતિ જેવી જાણી અનુભવી તેવી તને કહી બતાવી.'

**મુમુક્ષુઃ—'ત્યારે પંડિત મરણનો કાંઈ ઉપાય જ નથી?'**

**સંતઃ**—'જરૂર છે, અને તે આપણા કબજામાં છે.'

**મુમુક્ષુઃ**—'તે કૃપા કરીને જણાવો.'

*પદ્ધતિસર રાગડા તાણીને રડવા માટેનો આ સ્ત્રીઓનો શબ્દ છે. **મનમાં શોક છે કે નાહ તેને મ્હોં વાળવા સાથે કાંઈ સંબંધ નથી.**

સંતઃ—‘ જીવન આખું જેમ બને તેમ સાદું, પ્રમાણિક અને આત્મસન્મુખ રાખવું એ પંડિત મરણનો ઉપાય છે. એ વાત “ઓડકાર”ની જે હકીકત ઉપર કહી તેમાંથી જ નીતરી આવે છે.’

મુમુક્ષુઃ—‘ આત્મસન્મુખ જીવનના મુખ્ય માર્ગો કહો તો આનંદ થાય.’

સંતઃ—‘ એના મુખ્ય માર્ગમાં “આત્મનિરીક્ષણ,” ધ્યાનમાર્ગનો અભ્યાસ અને સક્રિયતા આવે છે. હવે પછી કોઈ વખત આત્મનિરીક્ષણ શા માટે કરવું? કેમ કરવું? એનું પરિણામ શું થાય? એ કોણ કરી શકે? વિગેરે મહત્ત્વના અંગપ્રત્યંગો પર વિચાર કરશું અને ધ્યાનયોગની મહત્તા સર્વ દર્શનોમાં બતાવાઈ છે, અને તેના રસ્તા વિચારાયા છે તે પણ ચર્ચશું. આજે તો ઘણો વખત થયો તેથી જશું.’

મુમુક્ષુઃ—‘ કૃપાળુ! કોઈવાર જરૂર પધારશો. આપના સમાગમથી બહુ આનંદ થયો. આત્મવિચારણા કરવાની બહુ જરૂર છે, તેવા સમયમાં તેનો પરિચય કરાવે એવું કોઇ નથી મળતું. મારે આપની સાથે ‘ અનુભવજ્ઞાન ’ અને ‘સ્વાનુભવ’ ઉપર કેટલીક વિચારણા કરવી છે.’

અહીં સંત સમાગમના પ્રથમ પરિચયનો છેડો આવ્યો. મુદ્દાસર વાત લખી શકાણી નથી. યાદશક્તિ પર આધાર રાખી તે પ્રસંગે થએલ વાતચીતના મુદ્દા રોજનિશિમાં નોંધી રાખ્યા છે. સંતની આંખોનું તેજ, બેસવાની સ્થિરતા, વાત કરવાની સચોટતા અને મુખ પરની નમ્રતાએ મારા મન પર તે વખતે ઘણી અસર કરી, જેનું વર્ણન થઈ શકે તેમ નથી. એમના વિશેષ પરિચયની ઇચ્છા થયા કરે છે. પરમાત્મા આવા સંતસમાગમનો મંગળ પ્રસંગ વારંવાર મેળવી આપે.

જૈ. ધ. પ્ર. પુ. ૪૩. પૃ. ૧૬૩ } સં. ૧૯૮૩

# મસ્ત મુમુક્ષુના વિલક્ષણ અનુભવોદ્‌ગારો*

[ ૧૧ ]

(૧)

હજુ તું ' આદીશ્વર ભગવાનની જે એ........' 'શાંતિનાથ મહારાજકી જે એ......." મહાવીરસ્વામી મહારાજકી જે એ........' બોલ્યા કરે છે, **પણ તારા પોતાની "જે એ......." ક્યારે બોલીશ ?** તું કહે છે કે તું પોતે સત્તાએ આદીશ્વર ભગવાન જેવો છે, ત્યારે તારી પોતાની " જે એ ........" કેમ બોલતો નથી ? શું કહ્યું ? એ હક્ક તો આનંદઘનજીને જ હતો. અરે વાહ ! એમ કેમ ? હા ખરું ! એ બોલી ગયા કે ' **અહો અહો હું મુજને કહું, નમો મુજ નમો મુજ રે** ' એ તો પોતાની જાતને કહેતા હતા કે " મને નમો મને નમો. "[1] ત્યારે એ હક્ક તને ક્યારે પ્રાપ્ત થાય ? કેમ પ્રાપ્ત થાય ? શું કહ્યું ? તું જ્યારે આનં-

---

* એક વિચિત્ર **મુમુક્ષુની રોજનિશી**માંથી તારવી કાઢેલ. આ છૂટાં છૂટાં અવતરણો દરેક સ્વતંત્ર છે. એમાં વિચારની સ્પષ્ટતા કોઇ વાર નહિ હોય, પણ એમાં કોઈ જગ્યાએ બહુ ઊંડાણ જણાય છે. કોઇ વાર ગાંડપણ લાગે તો તેના હાસ્યમાં ઊંડે ઊંડે બહુ ગૂઢાર્થ પણ જડી આવે તેમ છે. આવાં અનેક અવતરણો પ્રાપ્ય છે, પણ આવા મુમુક્ષુઓની રોજનિશિઓની પ્રાપ્તિ દરરોજ થતી નથી. કોઈ વાર મળી આવશે તો આવાં વિલક્ષણ વિચારો તેવા પ્રકારના મનુષ્યોના લાભ માટે રજૂ કરવાની ભાવના રહે છે, પણ પ્રાપ્તિ સુલભ નથી. લેખક

૧. કહે છે કે શ્રી શાંતિનાથજીના સ્તવનમાં શ્રીમદ્ આનંદઘનજી આવું બોલી ગયા છે. તપાસ કરતાં એ વાત સાચી જણાઈ છે. યોગીના માર્ગો અગમ્ય છે.

દઘન જેવી દશા અનુભવે ત્યારે ! ! પરમ યોગીના એ આદર્શ અનુભવ દ્વારા સફળ કરે ત્યારે ! ત્યારે એમ હોય તો તને તારો " જય " બોલાવવાની ઇચ્છા થતી નથી ? ભલે બીજા બોલે તેવી ઇચ્છા તને ન થાય. મહાપુરુષો કદી તેવી ઇચ્છા કરતા નથી. પણ તું પોતે તારી જાતનો તારો પોતાનો જય બોલ–તેમાં તારે કાંઇ વાંધો છે ? કેમ ઉત્તર નથી આપતો ? હા, સમજાયું. તું **હજુ અમિત ફળદાન દેનારની ભેટ થાય ત્યાં સુધી રાહ જોવા માગે છે** ? વારુ, ત્યારે અત્યારે તને ભેટ થઈ છે તે કેવી ? શું કહ્યું ? એ તો મેળાપ માત્ર થયો છે, ભેટ તો જૂદી હોય. ભેટ ક્યારે કરશે ? તૈયારી કરે છે ? વારુ. સોનાનો સમય જાય છે, તેમાં થાય તે કરી લે, પાળ તૂટયા પછી પાણી ચાલવા માંડશે ત્યારે પાળ બંધાશે નહિ. **તારો જય તું જ બોલે એવી સ્થિતિ ઊભી કર.** એ સ્થિતિ અગમ્ય નથી પણ રમત જેવી પણ નથી. ક્યારે તું તારી જાતને કહીશ કે " નમો મુજ નમો મુજ રે. "

* * * *

(૨)

આ તમે શું બોલ્યા ? તમે **ભગવાન સાથે** આજે તો ખરેખર **ચેડાં કાઢયાં** ! શું તમે ભગવાન સાથે અગાઉની બાળપણાની દોસ્તીનો દાવો કરે છો ?* અને પ્રભુ ઠકુરાઇ

* કહે છે કે જનમાં એક મસ્ત કવિ **મોહનવિજય** થઇ ગયા છે. એમણે આદીશ્વર ભગવાનના સ્તવનમાં આવી વાતો કરી છે. તપાસ કરતાં એ વાત સાચી માલુમ પડી છે. "બાળપણે આપણ સસનેહી" એમ કહી એમણે ભગવાનને ઘણાં ઓલંભા–ઠપકા આપ્યા છે. મસ્તને તેમાંથી કાંઇ મસ્તી થઈ આવી જણાય છે.

પામી ગયા અને તમે રહી ગયા તે વાત ઉપર મજાક કરી, અને વળી પાછા સિદ્ધિએ જવાની તજવીજ કરો છો? આ તમારા ઢંગ શા છે? આ તે કંઇ રીત છે? આ તે કંઇ માગવાની પદ્ધતિ છે? કેમ બોલતા નથી?

અંદરથી જવાબ મળ્યો–કેમ? આજ સુધી "તું–તાં"થી વાત કરતા હતા તે આજે માન આપી "તમે" કેમ કહેવા માંડયું? મારી નાનપણુની ગોઠી યાદ ન આવી? અરે! હું તો ભગવાન સાથે હરેલો, ફરેલો, ભટકેલો. અમે એક ભાણામાં જમતાં, સાથે નાસ્તાપાણી લેતા, અને એક વાર તો મોટા યુદ્ધમાં પણ ઊતરેલા, અમને માનસન્માન સાથે મળતા, અમે ભારે તોફાન મચાવતા, પણ એ દરેક વખતે અમારા તોફાનમાં પણ એનો નંબર પહેલો! પછી અમે જરા દૂર થઇ ગયા, છૂટા પડી ગયા. એ તો અર્ધા–પોણા કાળચક્રની જ વાત છે. હું હતો ત્યાં રહી ગયો અને એ તો સાતમા આસમાનથી પણ ઉપર ચાલ્યા ગયા! અરે એને તો અમારી ધમાલો, મશ્કરીઓ અને આરામો યાદ પણ આવતા નથી. ત્યારે પૂર્વ સ્નેહ વિસરી જનારને શું આટલો ઠપકો પણ ન અપાય? એટલી વાતની યાદી ન આપીએ તો પછી એને શું? એ તો વિસરી જશે. અરે! જોજે તો ખરો, એને ધમકાવી, ફોસલાવી, ઠપકો આપી, એની જેવો થઈ જઉં છું કે નહિ? આપણા જૂના દોસ્તને જરા કાનચપટી આપીએ તો એમાં વાંધો નહિ. સમજ્યો! હવે "તમે તમે"ની વાતો મૂકી દેજે. હું જરા મારા જૂના દોસ્તને હોકારો કરી આવું.

   

(૩)

એ શું બોલ્યા? પેલો ગાંડા જેવો માણુસ જાય છે તે ખરો સમજુ છે, મુમુક્ષુ છે, ઊંડો છે. અરે! પણ એ તો કોઇની પરવા કરતો નથી અને દરકાર પણ કરતો નથી. કપડાંની એને દરકાર નથી, ખાવા પીવાની જરૂરીઆત નથી, આંખો આકાશ તરફ રાખી બેસે છે અને ચાલે ત્યારે નીચી નજરે ચાલે છે. અરે! એ વાત પણ ભાગ્યે જ કરે છે અને આખો વખત જાણે કાંઇ સૂરમાં ગાતો હોય અથવા કોઇ નાદ સાંભળતો હોય એવો દેખાય છે, કોઈ એની મશ્કરી કે પ્રશંસા કરે તેની એને દરકાર નથી, કોઇ એને વઢે કે નમે તે તરફ એ અરુચિ કે પ્રેમ બતાવતો નથી. આ તે કાંઈ માણુસ છે કે ગમાર!! આ દશા ખરા યોગીની હોય છે.

**"ચું જાણે જગ બાઉરો, ચું જાણે જગ અંધ."**

આ વિચિત્ર વાક્યમાં* એની જીવનકળાનો સરવાળો થાય છે. દુનિયા એને બાવરો—ગાંડો જાણે અને એ દુનિયાને અંધ જાણે. એના બાહ્ય વર્તન કે દેખાવ પરથી દુન્યવી ખ્યાલ ધરાવનારા લોકો એને ગાંડો જાણે. એને કોઈની તમા નહિ, એ તો પોતાના આત્મિક ખ્યાલોમાં મસ્ત રહે, એને બહારની જંજાળમાં મજા ન આવે, એને સંસારના વ્યવહારોમાં આનંદ ન થાય. એટલે દુનિયા

* કહે છે કે આ વિચિત્ર વાક્યરચના માટે જવાબદાર એક ભંગડભૂત જેવા લાગતા યોગી ચિદાનંદજી છે. એનું નામ કપૂરવિજય હતું અને આવા અપૂર્વ અનુભવનાં વાક્યો લખ્યાં ત્યારે તેમનું વય માત્ર ચોવીશ–પચીશ વર્ષનું હતું. એ માત્ર એક પાત્ર (કચોળું) રાખતા અને બહુ અલ્પ આહાર બે ચાર દિવસે વગર સ્વાદે કરતા. એમની જીવનશ્રેણીની અનેક દંતકથાઓ ભાવનગરમાં ચાલે છે. વિક્રમની વીસમી સદીની શરૂઆતમાં તેમનો જીવનકાળ હતો. તેમની મસ્તીમાં વિલક્ષણતા દેખાય છે તે તેમનો વિલાસ જ હતો.

એને ગાંડા જેવો ગણે. એ વિચાર કરે કે સંસારીઓ બિચારા અસ્થિરને સ્થિર માની તેની પછવાડે દોડે છે, અનિત્યમાં નિત્યત્વનું આરોપણ કરે છે, નાશવંતને શાશ્વત માને છે અને પરવસ્તુ તરફ દોડે છે. વિવેક નજરે એ સર્વ અંધ છે. આ પ્રમાણે ગાંડા જેવો લાગતો યોગી, બાઘડમ્ ભૂત જેવો લાગતો વૈરાગી, ઠેકાણા વગર ફરતો આત્મશોધમાં નીકળેલો મુસાફર સંસારીને હાસ્યનું સ્થાન થઈ પડે છે, ત્યારે એના વિશાળ મનોરાજ્યમાં એ ચારે તરફ આકાશ સાથે બાચકા ભરાતા જુએ છે, પડછાયા પર પ્રાણ પથરાતાં જુએ છે, શૂન્ય ઉપર વગર પાયાનાં મકાનો ઊભા કરાતાં જોઈ હસે છે. **એને કુશળતામાં અધોગમન દેખાય છે, વ્યવહારદક્ષતામાં ભાર જણાય છે, રસકળામાં ઝાંઝવાનાં જળ દેખાય છે અને દોડાદોડીમાં પ્રમાદ દેખાય છે.** દુનિયાની દૃષ્ટિ અને યોગીની દૃષ્ટિની વચ્ચે રહેલા અંતરનું જ્યારે સમન્વય કરતાં આવડે, સમજણપૂર્વક એનો ગ્રાહ્ય ભેદ સક્રિયરૂપે આદરાય ત્યારે બાવરાપણામાં લબ્ધલક્ષતા અને અંધપણામાં નીચગામિત્વ સાંપડે, પણ એ તો **ખોજી હોય સો પાવે,** બાકી તો વાતો છે!

*  *  *  *

( ૪ )

જીવનમાં જ્યારે જ્યારે આવા પરસ્પર **વિરુદ્ધ ધર્મોનું સંઘર્ષણ** થાય છે, ત્યારે ગૂંચવણ તો જરૂર થાય છે, પણ એમાં ગભરાઈ શું ગયા? એવી ગૂંચવણ વખતે મગજને સ્થિર રાખી **વિશેષ ધર્મને આદર આપવો** અને તેથી **જે અલ્પ હોય તેને મૂકી દેવો કે મુલતવી રાખવો.** **એનો નિર્ણય કેમ થાય?** ત્યાં જ આપણી **આંતરવિભૂતિઓની કિંમત છે. સમાચાર આવ્યા કે આયુધશાળામાં ચક્રરત્ન પ્રાપ્ત થયું**

છે. સંપ્રદાય પ્રમાણે **ભરતે** તેની પૂજા કરવી જોઇએ. એના હર્ષનો પાર નથી. ત્યાં બીજી જ ક્ષણે સમાચાર આવ્યા કે પિતાશ્રીને કેવળજ્ઞાન થયું છે અને અયોધ્યાની બહાર સમવસરણમાં બિરાજે છે. પિતાશ્રીની જ્ઞાન લક્ષ્મીનો મહોત્સવ કરવો જોઇએ. ચક્ર પ્રથમ કે પિતાને વંદન પ્રથમ. "**તાત ચક્ર ધૂર પૂજ્ય, ચિંતા એહ હુઇરી**"* પણ એવી ગૂંચવણના નિર્ણયમાં શ્રી ભરતે કલાકો લીધા નહિ. ઐહિક પારલૌકિક સુખનો, સંસાર અને ત્યાગનો, વૈભવ અને વિભૂતિનો, બાહ્ય અને અંતરનો હિસાબ એક ક્ષણમાં એના મનમાં બેસી ગયો. **લોકોત્તર સુખ પાસે એને છ ખંડનું રાજ્ય ઘણું અલ્પ** લાગ્યું અને ચક્રને આયુધશાળાની બહાર રહેવા દઇ વડીલ માતા દાદી મરુદેવાને હાથી પર બેસાડી પિતા તરફ ધર્મબુદ્ધિએ, માતામહી તરફના વાત્સલ્યે અને આત્મસન્મુખતાએ એ પિતાને નમવા નીકળી પડયા. આવા અમોઘ નિર્ણયવાળા લોહીની નદીઓ વહેવડાવે, છતાં એજ ભાવમાં મોક્ષ સાધી શકે ! આવા અસાધારણ મનોબળવાળાને આવેલ ચક્રરત્ન પાછું ન ચાલ્યું જાય, સાંપડેલ ઋદ્ધિ દૂર ખસી ન જાય, ઇષ્ટપ્રાપ્તિ અલોપ ન જ થાય અને થઇ જાય તો એની એને પરવા ન હોય, એમાં અટવાઇ જવાની ચિંતા પણ ન હોય, એમાં ભૂલભૂલામણીની આશંકા ન હોય, દ્રઢ નિર્ણય અને અવિશ્રાન્ત શાંતિ સાથે અંતરની સ્વચ્છતા

* કહે છે કે આ વિચિત્ર વાકયરચનાની જવાબદાર વ્યકિત તે સિદ્ધ લેખક શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય છે. ધૂર એટલે પ્રથમ. એમને શ્રી મલ્લિનાથના સ્તવનમાં લૌકિક રીઝ અને લોકોત્તર રીઝ વચ્ચે ભારે ઝુલામણ કર્યું છે અને એમનો નિર્ણય પણ બહુ વિચારવા જેવો છે. આ વિચાર પર મુમુક્ષુએ કાંઈ નોંધ કરી હોય એમ જણાય છે.

એના અંતઃકરણની પ્રવૃત્તિને પ્રમાણભૂત કરાવવા જેટલું અકલ્પ્ય ચેતન તેને આપે છે. બાહ્ય નજરે એના નિર્ણયમાં વિલક્ષણતા લાગે છે, પણ એ એના રંગમાં જ હોય છે અને એને સમજનાર એને બરાબર સમજે છે. એ માનસિક યૌગિક દશા પ્રાપ્ત કરવા પ્રયત્ન કર.

* * * *

( ૫ )

કેમ આજે આળસ આવે છે? સૂર્યોદય થવા આવ્યો, વાદળાં લાલ થયાં, તો પણ પ્રમાદ કેમ થાય છે? શું કહ્યું? કાલે રાત્રે વધારે જાગ્યા હતા? શું કહ્યું? કેમ? અરે એ તો જરા નાટક જોવા ગયા હતા. ભાઈ! તમારે **હજુ નાટક જોવાં બાકી રહ્યાં છે?** આ તમે સવારથી રાત સુધી જુઓ છો તેમાં નાટક સિવાય બીજું શું જુઓ છો? આ મોહરાજાના વિલાસો અને જીવોનાં ગમનાગમનમાં તમને નાટક સિવાય બીજું શું દેખાય છે? શું કહ્યું? એમાં કલ્પનાના ઉછાળા નથી, દિલ ઉશ્કેરનારા બનાવો નથી, કળાવિધાન કે અભિનય નથી. ભૂલ્યા! નાટકમાં કલ્પના કે ઉશ્કેરણી, અભિનય કે કળા તમારા દરરોજના બનાવોનાં જ આવે છે. એમાં ન બને તેવી વાત આવી શકતી નથી. **ખરી મજા જોવી હોય તો દુનિયામાં જ જુઓ.** તમે આંખો ઊઘાડી રાખી ચાલશો તો **દરેક પગલે** તમે **નાટક** જ જોશો અને એમાં ઊંડા ઊતરશો તો તો તમારી મજાનો પાર નહિ આવે. એમાં અંતરંગ રાજ્યોનાં નાટકો તો ભારે ભવ્ય છે, અજબ છે, કળાવિધાનથી પણ ઉન્નત છે અને એ ઉપરાંત તમે જે દિવ્ય નાટક ( Divina Comedia ) ત્યાં

જોશો. એ કૃત્રિમ નાટયભૂમિ ઉપર કદી નહિ જુઓ. અને તમારા પ્રખર વિચારક દિવ્ય જ્ઞાનીઓ શું કહી ગયા છે? **એક સમય માત્ર પણ પ્રમાદ ન કરવો** અને તમે તો કૃત્રિમ ચાળાચસકા જોવામાં કલાકો ગાળી નાખ્યા! તમને એ પાલવે? ઘણી નાની જિંદગી, તેમાં આકરો જીવનકલહ, તેમાં તમારી હજુ થતી જતી સન્મુખતા, તેવામાં કલાકોના કલાકો આમ ફેંકી દો એ પાલવે? એ તો જેને હિસાબ લંબાવવો હોય તેના ભાગ્યમાં હોય! તમારે તો શીઘ્ર દોડી જઈ આ ભૂલભૂલામણીમાંથી બહાર નીકળી જવું છે, તો સાવધાન! આવો સમયનો ગેરઉપયોગ હવે કરતા નહિ. શું કહ્યું? એનાથી પ્રવૃત્તિનો ફેરફાર ( change ) થાય છે? અરે! ચેઈન્જ તો ધારો તે કાર્યમાં મન પરોવો એટલે થાય જ છે. જરા અનુભવજો. જોશો કે તમારી પ્રત્યેક ક્રિયા એ ચેઈન્જ ( ફેરફાર —અન્યત્ર મનોગમન ) જ છે. અનુભવથી તમારા કે આજુબાજુના કોઈ પણ પ્રસંગમાંથી તમે એ સ્થિતિ અનુભવી શકશો. ખ્યાલમાં રાખજો કે 'એક સમય માત્ર પણ પ્રમાદ કરવો નહિ. **પ્રમાદ શું છે તે સમજજો** અને ન સમજાય તો સમજનાર પાસેથી સમજી લેજો. આવો અવસર ફરીને મળનાર નથી અને ગયેલી તક ફરી સાંપડનાર નથી. સાવધાન!!!

* * * *

[ ૬ ]

આજે એક ભારે દૃશ્ય જોયું. વાત તદ્દન વિલક્ષણ છે, પણ એ ખાસ વિચારવા જેવી છે. આજે **મોક્ષ જવાનાં ગાડાં** બંધાતાં હતાં. એક મોટા શેઠ આવી ચડયા! એમને ખબર પડી કે આજ મોક્ષનાં ગાડાં બંધાય છે. બહુ રાજી થયા.

ગાડાવાળાને કહે—'ભાઈ શું લેશો?' ગાડાવાળો કહે—'રૂ. ૨૨૫).' શેઠ કહે—'અરે! એટલા બધા રૂપિયા તે હોય! જે લેવું હોય તે કહોને!' દશ પંદર મિનિટ રગઝગ ચાલી અને શેઠ ચીડાઈ ગયા. અશક્ય લાગે તેવી વાત છે, પણ એમાં શેઠનો ધનમોહ ખરેખર જોવા જેવો છે. આ જીવને ધન પર મોહ એટલો છે કે **મોક્ષમાં જવાનાં ગાડાં બંધાતાં હોય તો પણ એ ભાડું પરઠે!!**

તમે હસો છો! દરરોજ મોક્ષનાં ગાડાં બંધાય છે, પણ આ પ્રાણી કદી મ્હોંમાગ્યા દામ આપી ગાડાંમાં બેસતો નથી. પરિણામે એનો સોદો સુધરતો નથી અને કદાચ રગઝગમાં સુધરે તો ચાલતે ગાડે ગાડાવાળા સાથે કજીઓ થાય છે, ગાડાવાળાને ઠરાવ પ્રમાણે એ ચારો કે જમણ રસ્તે આપતો નથી, અને અંતે એનો સંઘ સિદ્ધવડ કદી પહોંચતો નથી. કોઈને તમે મોક્ષનાં ગાડાંનાં ભાવ પરઠતા નહિ જોયા હોય, પણ દરરોજ સેંકડો લોકો, તમે પોતે પણ, એમ જ કરો છો! કેમ ચોંક્યા? બરાબર વિચારજો. કોઈ પણ મોક્ષ માટે માની લીધેલી ક્રિયામાં સવાબસો માગે, ત્યાં ૨૫૦) અઢીસો આપ્યા? મારી શક્તિ નથી! અરે! એ શું બોલ્યા? વાવીને ભુંજી નાંખવાના ધંધા કર્યા અને પછી વળી **મોક્ષ લેવું છે.? એ તે શું બચ્ચાંનાં ખેલ છે?** જરા ઉપર નીચે અને આગળ પાછળ જુઓ. ક્યાં સુધી આ આત્મવંચના ચલાવશો? ત્યાં તો સો મણ ઘીના દીવા બળે છે. અંદર અંધારું નથી. આંખ ચોખ્ખો નહિ. હજુ બહુ વિચારવાનું છે. એકડા ક્યાં સુધી ઘુંટયા કરશો? ચાલો! આવો મારી સાથે. અંદર આવો. ત્યાંથી તમને રસ્તો દેખાશે. એ તો વીરના માર્ગો છે. એમાં ભાવ પરઠવાના હોય નહિ. મોક્ષને ઓળખો,

ચાલતી ગાડીએ બેસો, મ્હોં માંગ્યા દામ આપો, વિચારો કે તમે માનો છો તે મોક્ષમાં ગયા તો આ સર્વ તો અહીં રહેવાનું છે. ત્યાં ગાડાંમાં બેસીને જવાય છે કે વિમાનમાં બેસી જવાય છે તે વિચારો. તમારી આ દશા હોય! બની ગયા! સજજડ બની ગયા! હવે તો પોતે થાઓ! પોતાને ઓળખો ને પોતામાં પેસો.

* * * *

( ૭ )

**સમયને માથે જવાબદારી** મૂકવી **એ તો** આપણી **ચોખ્ખી નબળાઇ** છે. જ્યારે આપણું ઉત્થાન થાય ત્યારે સમય કાંઈ નડતો નથી. શું કહે છે? આ પાંચમો **આરો** છે? હુંડાઅવસર્પિણી કાળ છે? અરે ભાઇ! એ શું નમાલી વાત કરે છે? શું બીજા ઉત્તમ કાળમાં બધા મોક્ષે જ ગયા હતા? અરે! તેમાં તો સાતમી નરકે જનારા પણ હતા. આવા શૂન્ય વિચાર ન કર, બહાદુર થા, ઊઠ, કેડ બાંધ અને રણજંગ મચાવ!! તારે તો એટલું વિચારવું કે મારે માટે તો સુસમા કાળ કરતાં પણ **આ પુણ્ય સમય** ખરો હાથ આવ્યો છે. જે કાળે આત્માનું ઉત્થાન થાય તે કાળ તેને માટે સારો છે. તારા હાથમાં આવો અવસર કદી આવ્યો નથી. તું સુસમા કાળમાં પણ જન્મ્યો નહોતો એમ ધારીશ નહિ. ત્યાં પણ તેં જરૂર આ જૈન શાસનપ્રાપ્તિ કરી હશે. તારે માટે આવો ધન્ય સમય બીજો કોઇ નથી. દરવાજા આગળ જઈ ઊભો રહેજે, પછી બારણા ખખડાવજે અને તે ઊઘડે કે તરત જ અંદર દાખલ થઇ જજે. માટે શું? બસ, ઊઠ અને કામે લાગી જા. વિચારજે કે ગયો વખત કદી પાછો આવવાનો નથી જ.

જૈ. ધ. પ્ર. પુ. ૪૭. પૃ. ૩૩૫ } સં. ૧૯૮૪

# વિલક્ષણ અનુભવો*

## [ ૧૨ ]

## સાચા જોશી

એક દિવસ અમારા ગામમાં એક સાચા જોશી આવ્યા. એમણે ભૂતકાળની વાતો એટલી સાચી અને સ્પષ્ટ કરવા માંડી કે કેટલાક લોકોની ગુપ્ત વાત જે તેઓ પોતે જ માત્ર જાણતા હતા તે પણ જોશી મહારાજે કહી દીધી; એટલે લોકોને તેના પર વિશ્વાસ બેઠો. ભવિષ્યની વાતમાં કેટલાકને કહ્યું કે તેનું છ માસમાં જ મરણ થવાનું છે, કોઈને આઠ માસ કહ્યા અને કોઈને એક વર્ષ કહ્યું. એવું જેનું ભવિષ્ય ભાખ્યું તેની ભારે અપદશા થઈ. એમાંના એકે તો દેશ-પરદેશ મેલાં (મરણસમાચારના પત્ર) લખ્યાં અને લોકો મરણ પછી દિલગીરી બતાવવા (કાંણે) આવે તેને બદલે પ્રથમથી જ આવી ખરખરો કરવા લાગ્યા અને એ રીતે કુલ છ માસ રડારોળમાં જ ગયા. બીજાને છોકરીના લગ્ન કરી નાખવા હતા તે કામ એણે ઊંચે મને પતાવી દીધું અને પોતે મરણની રાહ જોઈ બેઠો. ત્રીજાને ઉઘરાણી ઘણી હતી તે વસુલ કરવાની તાલાવેલી લાગી અને ગામોગામ ભટકી એણે

* એક મુમુક્ષુની રોજનિશિમાંથી લખી લીધેલ છે. એમ જણાય છે કે આ પ્રત્યેક અનુભવની પછવાડે કોઇ મહાન સત્ય છે, પણ તે 'મુમુક્ષુ'એ લખ્યું જણાતું નથી. વાંચનારને લાભ થાય તેવું જાણી જેવું મળ્યું તેવું પ્રકટ કરી નાખ્યું છે. એની વિલક્ષણતા વિચારણીય છે, એમ ઉદ્ધૃત કરનારને ઘણું લાગ્યું છે.

નાણું એકઠાં કર્યાં. એકને વ્યાધિ થયો હતો, તેની દવા કોઇ નિષ્ણાત વૈદ્ય મારફત ચાલતી હતી, તે તેણે બંધ કરી દીધી, અને તે તો ચિંતા તેમજ ગમગીનીમાં પડી જઇ કોઇની સાથે વાત પણ કરે નહિ, બોલે પણ નહિ અને સુકાતો જાય. એવી સ્થિતિમાં–મરણની ચિંતામાં રીબાઇ–રીબાઇને એણે પોતાનો છ આઠ માસનો સમય કાઢયો. એકંદરે આખા ગામમાં કોઈ પોતાની, કોઈ પોતાના નજીકના સગાની, કોઇ મિત્રની અને કોઇ સ્નેહીના મરણની ચિંતામાં પડી ગયા. આખા શહેરમાં મરણની જ વાતો ચાલવા લાગી. અમારા ગામની એવી વિચિત્ર દશા થઈ પડી કે એની ગ્લાનિનો ખ્યાલ આપવો મુશ્કેલ છે. કોઇના મુખ પર આનંદ ઉલ્લાસનાં દર્શન જ ન થાય એવી દશા ચારે તરફ મેં નજરે જોઇ હતી. પછી એ **સાચા જોશી** અલોપ થઈ ગયા ત્યારે લોકોના જીવમાં કાંઇ હોશ આવ્યા.[1]

* * * *

( ૨ )

## એક વર્ષનું રાજ્ય[2]

અમારા ગામના રાજાને વિચાર થયો કે–'ગામમાંથી

---

૧ આ સંબંધમાં કવિ દલપતરામે "દૈવજ્ઞ દર્પણ" નામની બુક લખી છે તે ખાસ વાંચવા લાયક છે. તેમાં જૂઠા જોશી ને સાચા જોશીના બે વિભાગ આપી સિદ્ધ કર્યું છે કે; '**આ દુનિયામાં સાચા જોશીની જરૂર નથી, એથી લાભને બદલે હાનિ થવાનો સંભવ છે.**' તંત્રી.

૨ સૂચિત–ઉપમિતિભવ પ્રપંચા કથા, પ્રસ્તાવ છઠ્ઠો, પટ્ટ પુરુષ ચરિત્ર વિભાગ.

કોઇ કોઇ વ્યક્તિને પસંદ કરી એક એક વર્ષ તેને રાજ્ય કરવા દેવું અને પછી તેનું પરિણામ વિચારવું.' એ વખતે લોકનિયુક્ત સંસ્થા હતી નહિ, તેથી એવો વિચાર થયો હશે એમ હું ધારું છું. પછી એક વ્યક્તિને રાજ્ય આપ્યું, એટલે એણે એક વર્ષ સારું સારું **ખાધા કર્યું**. એ ખૂબ અકરાંતીઓ થઇને ખાય અને વમન કરે. બીજે વર્ષે બીજાને રાજ્ય આપ્યું, એટલે એણે આખું વર્ષ **દારૂ પીવામાં** અને નિશામાં ચકચૂર થવામાં ગાળ્યું. ત્રીજાએ ગામમાંથી સારી સારી સ્ત્રીઓને લલચાવી તેની સાથે **વિષયભોગ** કર્યો. ચોથાએ પોતાના **શત્રુઓને** વીણી વીણી કેટલાકને **દેશપાર** કર્યાં અને કેટલાકને ફાંસીએ ચઢાવી દીધા; પણ તેમાં તેનો ગુન્હો શો છે તેની તપાસ કરવાની દરકાર પણ કરી નહિ. એકે ગાયકોની ટોળીઓ એકઠી કરી **ગાન** કરાવ્યા, **નાચો** નચાવ્યા, અને **મુજરા** કરાવ્યા. એકે **શિકાર** કરવામાં મોજ માણી, જંગલમાં જનાવરોની દોડાદોડી કરાવી, ત્રાસ આપ્યા અને કૈકનાં પ્રાણ લીધાં. એકે **જનાવરોનો સંગ્રહ** કરી તેનાં પાંજરાં કરાવ્યાં અને તેમાં તેમને પૂરવામાં મોજ માણી. એકે નગર બહાર **ક્રીડા** કરાવવામાં, ગરબા ગવરાવવામાં અને સ્ત્રીઓ સાથે વાતો કરવામાં અને તેમની વાતો ઝીલવામાં રસ લીધો. એકે પોતાની **બિરૂદાવળી** બોલાવવા માટ ચારણો રોકયા અને તેમની પાસે પોતાની સાચી ખોટી સ્તુતિ ગવરાવવામાં આનંદ માન્યો. એકે **જાતજાતનાં અત્તરો** અને ખુશબો એકઠી કરવામાં અને તેનો **ઘ્રાણાસ્વાદ** કરવામાં વખત ગાળ્યો. આવી રીતે **દશ વ્યક્તિને દશ વર્ષ** રાજ્ય આપ્યું અને પરિણામ જોયું. પ્રત્યેકને વર્ષ આખરે કહ્યું

કે–" વત્સ ! તને રાજ્ય કરતાં આવડયું નહિ. " પરંતુ પ્રત્યેકે આ વાત ગુપ્ત રાખી. કોઈ રાજ્યના અંદરના ખરા કાર્યમાં ઊતર્યા નહિ, કોઈએ રાજ્ય સ્થાન કયું છે ? અને ક્યાં છે ? તેની તપાસ પણ કરી નહિ અને કોઈ પણ રાજાનો આશય સમજ્યા નહિ. એમને ખરી રાજ્ય સત્તાનો ખ્યાલ આવ્યો નહિ. એક વર્ષ જેટલા સમયમાં શું શું થઇ શકે ? તેનો વિચાર શરૂઆતમાં આવ્યો નહિ અને વર્ષનો સમય પૂરો થતાં જ્યારે મહારાજાધિરાજે ઉપર પ્રમાણે ટીકા કરી ત્યારે જ ચોંકયા અને પાછા આવ્યા હતા તેવા પોતાના અસલ સ્થાનમાં અથવા તેથી પણ નીચા સ્થાનમાં ગૂપચૂપ પહોંચી ગયા. ( દુર્ગતિએ ગયા. )

* * * *

( ૩ )

## દેવતાના છેલ્લા છ માસ ×

આજે એક દેવતાની કૃપાથી બીજે દેવલોકે ગયો. ત્યાંની લીલોતરી અને પ્રકાશ જોતાં જોતાં આગળ ચાલ્યો. જમીનનો સ્વયં પ્રકાશ, ચારે તરફ ખીલેલી વનરાજી, વૃક્ષોની ઘટામાંથી આવતો મંદ મંદ અને સુગંધી પવન, કોઇ જગ્યાએ નાટકો ચાલે છે, કોઈ જગ્યાએ ખેલો ચાલે છે, કોઈ જગ્યાએ દેવો પીતાંબર વસ્ત્રો પહેરી નાચી રહ્યા છે, કોઈ અમૃતપાન કરી રહ્યા છે, કોઈ જળક્રીડા કરે છે, કોઇ પતંગ ચગાવે છે, અને કોઇ ન્હાય છે, ગાય છે, નાચે છે, હરેફરે છે, કૂદે છે, દોડે છે, બેસે છે વિગેરે. ત્યાં કોઇના પણ મુખ પર દુઃખ, ગ્લાનિ

× સૂચિત—એક પૂર્વ કથામાંથી. દેવગતિમાં અજ્ઞાનને અંગે આ સ્થિતિ છેલ્લા છ માસમાં વિલાસમાં જીવન ગાળનારની થાય છે, એમ તેમાં જણાવ્યું છે.

કે ચિંતા દેખાતી જ નહોતી. તેવામાં ત્યાં ઝાડને ટેકો આપી બેઠેલ અને મુખ પર શ્યામ ગંભીરતા, ગળામાંથી નિઃશ્વાસના અવાજ અને વાતાવરણમાં દિલગીરી—આવી સ્થિતિમાં આવી પડેલ એક દેવ જોવામાં આવ્યો. એના પીતાંબર વસ્ત્ર ઉપર પહેરેલી માળા કરમાતી જતી હતી, એ માથા પછાડતો હતો, રડતો હતો, એના શરીરમાંથી અતિ દુઃખની જ્વાળા નીકળતી હતી, એ એને ત્રાસ આપી રહી હતી. એની માળા કેમ કરમાવા માંડી અને એને શું દુઃખ હતું તે કાંઈ મને સમજાયું નહિ. ચોતરફના આનંદી વાતાવરણ, નાટક, ધમાલ, ક્રીડા અને નાચો વચ્ચે આ વિરોધીભાવ મારા સમજવામાં ન આવ્યો. એ ઊઠીને બાજુમાં ચાલતું નાટક જોવા પણ જતો ન હતો અને એ તો રડારોળ જ કરતો હતો, તેમજ હીબકા ભરી ભરીને સુખી વાતાવરણને દુઃખી બનાવતો હતો. એની પાસે જરા ઊભા રહી જોયું, પણ એનું દુઃખ અને એનો કકળાટ જોયાં જાય તેવાં નહોતાં. ચારે તરફના સુખની વચ્ચે એ દુઃખી તરફ કરુણા આવી અને સુખનાં સાધનોએ મારા મન પર જે અસર કરી હતી તે કરતાં પણ એનું દુઃખ જોઈ મને વધારે અસર થઈ. એનાં દુઃખનું કારણ કહે તેવો કોઈ ત્યાં ન હતો. સર્વ પોતપોતાના એશઆરામમાં પડયા હતા.

પરિણામે પૂછતાં અને તપાસ કરતાં જણાયું કે—"એ દેવની ત્યાંથી ચ્યવવાની સ્થિતિ નજીક આવી હતી, તેથી એ આ બધું સુખ એકદમ તજવું પડશે તેને માટે દુઃખી થતો હતો અને આખા ભવમા કંઇ સુકૃત કર્યું નહિ, તેને માટે પશ્ચાત્તાપ કરતો હતો."

* * * *

[૪]

## મોહના ઉછાળા*

એક ડોસીને એકની એક દીકરી હતી. એ દીકરીને ક્ષયરોગનો વ્યાધિ લાગુ પડયો હતો. એનું શરીર દરરોજ ઘસાવા લાગ્યું, ધીમે ધીમે એનો ખોરાક ઘટતો ગયો અને શરીરનું વજન પણ ઘટતું ચાલ્યું. ડોસી સૂર્યદેવની ઉપાસના કરતી હતી. સવારે સૂર્યને અર્ઘ્ય આપી, તેની સામે ઊભી રહી, દરરોજ પ્રાર્થના કરે કે—'**દીકરીને** ભગવાન બચાવી લે, અને તેને **બદલે પોતાને** ઉપાડી લે.' પુત્રીપ્રેમને લઇને તેની આ પ્રાર્થના ખરી હતી કે મોહના ચાળા હતા તે સમજાતું નહિ. એમ કરતાં બે માસ ચાલ્યા ગયા. છોકરીનું શરીર વધારે દુર્બળ થતું ચાલ્યું. વૈદ્યોએ તેને માટે આશા મૂકી દીધી. શરીરમાં વ્યાધિ ચોતરફ પ્રસરી જાય અને કલેવર વ્યાધિથી ઘેરાઇ જાય ત્યારે **ગંગાજળ ઔષધ અને નારાયણ જ વૈદ્ય** થાય એ સૂત્ર ત્યાં માન્ય થયું. પણ ડોશી તો દરરોજ સવારે નિયમસર સૂર્યની પ્રાર્થના ઉપર જણાવ્યું તે રીતે કર્યા જ કરતી.

એક દિવસ પ્રભાતમાં તે ડોસીના પાડોસીના ઘરમાં ભેંસ પેસી ગઈ, એણે જઇને ઘઉંના લોટના ગોળામાં માથું માર્યું, માથું પેસી ગયું પણ નીકળી શકયું નહિ એટલે ગોળો હલાવતાં અથડાવતાં ફૂટી ગયો અને ગોળાની **હાંસડી** સમેત ભેંસ ભડકીને દોડી. ભેંસનો દેખાવ બીહામણો હતો. ભેંસ ગળામાં ગોળાની ઉપરની ઠીબ સાથે દોડતી પેલી ડોશી તરફ આવી.

---

* સૂચિત—એક સાંભળેલ લોકકથા

તે વખતે ડોશીની પ્રાર્થના પૂરી થઈ હતી. ડોશીને લાગ્યું કે જમ આવ્યો. ભેંસના જેવા જ દેખાવની "યમ"ની કલ્પના હોય છે, એટલે હાથ લાંબા કરી, આડા ધરી ઊંચેથી બોલી ગઇ: "અરે! મારી દીકરી તો અંદર ખાટલામાં સૂતી છે, અંદર જાઓ, અંદર જાઓ." આડા હાથ દેવાથી ભેંસ તો બીજી બાજુ ચાતરી ગઈ અને પ્રાર્થનાનો ભરમ ફૂટી ગયો.

* * * *

(૫)

## વીર પ્રભુ આવે તો.

આજે સ્વપ્ન આવ્યું કે શ્રી વીર પરમાત્મા પૃથ્વી પર પધાર્યા છે. તેમણે એક દેવદૂષ્ય-સાદું વસ્ત્ર ધારણ કર્યું હતું, તેઓની ઊંચાઇ આપણાથી લગભગ બમણી હતી, તેઓનું તેજ અજબ હતું. શુદ્ધ-સ્પષ્ટ સમજાય તેવી ભાષામાં તેઓ વાત કરતા હતા. એમને પ્રથમ કેટલાંક શ્વેતાંબર ભાઇઓ મળ્યા. તેમણે જોયું કે પ્રભુને માથે મુગટ નથી, આંખો પર કૃત્રિમ આંખો ચઢાવી નથી, અંગે ચાંડલા નથી, કેડમાં કંદોરો નથી, એટલે એમણે તો ભગવાનને નમવાની પણ ના પાડી, સાંભળવાની પણ ના પાડી. દિગમ્બરો પાસે ગયા તો તેમના શરીર પર દેવદૂષ્ય વસ્ત્ર જોઈ તેમણે તેમની સામું જોવાની પણ ના પાડી. સ્થાનકવાસી ભાઇઓ પાસે ગયા તો જીવતી મૂર્તિની આવશ્યકતા વિચારી તેમણે પણ કંઈ કોઠું આપ્યું નહિ. ત્યારપછી ભગવાને અષ્ટ મહાપ્રાતિહાર્ય સહિત સમવસરણની અંદર બેસી દેશના દેવા માંડી. દેવો આવ્યા, મનુષ્યો આવ્યા, પણ એમાં એક પણ

**જૈન** મળે નહિ. એક સંપ્રદાયે વાંધો કાઢ્યો કે સમવસરણમાં ફૂલો પાથર્યા છે તે પર પગ કેમ દેવાય? એક કહે કે ભગવાન ઇરિયાવહિ પડિક્કમતા નથી અને આ બધી ધમાલ શેની કરે છે? એક કહે કે શાસ્ત્રમાં ભગવાનને ચતુર્મુખ કહ્યા છે અને અહીં તો એક જ મુખ દેખાય છે, તેથી આમાં કાંઈ માયાવી-પણું હોવું જોઇએ. ભગવાનને તો આ સર્વ ચર્ચા ઉપર ઉપેક્ષા હતી. તેમણે તો સ્યાદ્વાદનાં સૂત્રો અને વસ્તુસ્વભાવ પર તેમજ નય અને કર્મના સિદ્ધાંત પર ખૂબ વિવેચન કર્યું અને આત્મસન્મુખતામાં ધ્યાનયોગની વિશિષ્ટતા બતાવી. એમને સાંભળનારા છક્ક થઈ ગયા, પણ એમાં એક પણ **જૈન** જોવામાં આવ્યો નહિ. ભગવાનને એનો ખુલાસો પૂછવા જતો હતો તેવામાં તો આંખ ઊઘડી ગઈ.

* * * *

( ૬ )

## વિચાર શું કરું? મારું કપાળ

એક હવેલીમાંથી મથુરાનો ચોબો મિષ્ટાન્ન ખાઈ દરરોજ અગિયાર વાગે સવારે બહાર નીકળે. બહાર એક મસ્ત સફેદ **ગોધો** ફરતો હોય કે બેઠો હોય તેને એ દરરોજ મહાલતો જુએ. એનું સ્વચ્છ હૃષ્ટપુષ્ટ રૂની પુણી જેવું શરીર જોતાં ચોબાજીને દરરોજ એના પર સ્વારી કરવાનું મન થઈ આવે. એમ છ માસ સુધી એ દરરોજ અગિયાર વાગે ખાઈપીને બહાર નીકળે અને એને એકનો એક જ વિચાર આવ્યા કરે અને વળી પાછો નિર્ણય કર્યા વગર એ ચાલ્યો જાય. છ માસ પછી ચોબાજી એક દિવસ ખૂબ ખાઈપીને હવેલીમાંથી

બહાર આવ્યા અને દિવસોના વિચારનો અમલ કર્યો. એણે તો મસ્તાન મહાજનીઆ ગોધા પર સ્વારી કરી. જેવી સ્વારી કરી તેવો જ પેલો મસ્તાન ગોધો ચમકયો, ચોંકયો અને દોડ્યો. બન્ને મસ્તાન હતા, પણ પચાસેક ડગલાં ગોધો દોડ્યો, ત્યાં ચોબાજીએ સમતોલપણું ખોઈ નાખ્યું અને પોતે જાતે જમીન પર ટટકાયા. એની ધોતલી ગોધાના પગમાં ભરાણી અને પોતે પચીસેક ફીટ ખેંચાયા, ખૂબ લોહીલુહાણ થયા, શરીરે ઉઝરડા પણ ખૂબ પડ્યા અને પાડાના બે ત્રણ પાટુ પણ વાંસા પર પડ્યા; પરંતુ નશીબજોગે જીવતા રહ્યા. લોકોએ હાથ આપી ઊઠાડયા અને કહ્યું: "અરે ભાઈ! જરા વિચાર તો કરવો હતો? આવા મસ્તાન પર કયાં બેઠા? એ તો આંકેલ સાંઢ છે, મફતનું ખાય છે અને મ્હાલે છે! તમારે જરા વિચાર તો કરવો હતો!!!" પેલા ચોબાજી જવાબમાં કહે છે: "વિચાર શું કરૂં? મારું કપાળ!! છ છ માસ સુધી વિચાર કર્યા પછી એના પર બેઠો અને તમે વિચાર કરો, વિચાર કરો, એમ કહો છો? આથી તે વધારે વિચાર કેવોક થતો હશે?"

છ–છ માસ સુધી વિચાર કરી, એવી દીર્ઘ વિચારણાને પરિણામે ગોધા પર સ્વારી કરનાર ચોબાજીના જેવા વિશિષ્ટ વિચારકોને આ અનુભવ સપ્રેમ અર્પણ!!

*    *    *    *

(૭)

## સુખનાં ખ્યાલી કોડ

સાચી બનેલી, નજરે જોયેલી અને પોતાને કાને સાં-

ભળેલી વાર્તા છે. એક અતિ ધનાઢ્ય શેઠની પાસે શેરસટ્ટામાં એક કરોડ રૂપિયા થયા હતા. એ બજારમાં ખરીદવા નીકળે તો બજારમાં તે જેની ખરીદી કરે તે જાતના શેરના દરમાં સો સો રૂપિયા વધી જતા, એ વેચવા નીકળે તો તેનો બજાર સારી રીતે બેસી જતો. એ શેર બજારનો રાજા હતો. એણે તદ્દન ગરીબાઇમાંથી સટ્ટો કરીને કરોડ ઉપરાંત રૂપિયા એકઠા કર્યા હતા. એ રોલ્સરોઇસ મોટરમાં ફરતા હતા. એમના વપરાશના બંગલાની માગણી વીશ લાખે થતી હતી. એમણે જાતે કહેલી આ વાર્તા છે અને તદ્દન સાચી છે:—

"ભાઇ! તમે મને **સુખી** કહો છો? મહિને સો રૂપિયા કમાતો હતો અને દશ રૂપિયાની ખોલીમાં રહી સાંજે મારી પત્ની અને બે પુત્રો સાથે ફરવા જતો હતો અને કોઈ વાર નાટકસિનેમા જોવા જતો હતો ત્યારે જે આનંદ અને સુખ હતાં તેમાંનું અત્યારે કંઈ નથી. તે વખતે દરરોજ આઠ કલાક શાંતિથી ઊંઘતો હતો, અત્યારે રાત્રિના ત્રણ વાગ્યા સુધી મોટા છત્રીપલંગમાં પાસાં જમણાંડાબાં બદલું છું, સ્ત્રીને પ્રદરનો વ્યાધિ છે, છોકરાની સાથે વાત કરવાની ફુરસદ નથી, એટલે એક વંઠી ગયો છે, અને બીજો મરવા વાંકે જીવે છે. ઘરે જઉં ત્યારે શેરની વાતો, રાત્રે અગિયાર વાગ્યા સુધી દલાલોનો અવરજવર અને ઉપરાઉપરી ટેલીફોનો અને રાત્રિમાં શેરની ઉથલપાથલ સાથેની તંદ્રા, લડાઇના ભણકારા અને હરીફ વેપારીની રમતો. કોઈ દિવસ સ્ત્રી સાથે જમ્યો નથી કે નિરાંતે વાત પણ કરી નથી. રવિવાર જેવી ચીજ નથી અને સિનેમામાં જવા ફુરસદ નથી. પૂજા કરવા પરાણે ચાર મિનિટ બેસું છું ત્યારે શેરની તેજી મંદીના પાસા મનમાં આવે છે અને માળાનો

પારો પટપટ પડી જાય છે. કળાની કે પ્રેમની દૃષ્ટિએ જીવન શુષ્ક થઇ ગયું છે અને આ ઉપાધિમાંથી નીકળવાના માર્ગ શોધતાં તેમાં વધારે વધારે અટવાતો અને ગુંચવાતો જઉં છું. બંગલાના સુંદર બગીચામાં ફરવાનો વખત નથી અને આરામખુરસી પર પડવાની ફુરસદ નથી. જ્ઞાન વધારવા માટે ઘરમાં સારો પુસ્તકસંગ્રહ કર્યો છે તેની ચાવી બે વર્ષથી ખોવાઈ ગઇ છે. **ડેઈલી** પેપર (દૈનિકપત્ર) થી પ્રાતઃસ્મરણ થાય છે અને સૂતાં સુધી ઘંટડીઓ (ફોનની) વાગ્યા કરે છે. આનું નામ જીવનસુખ કહેવાતું હોય તો તમે જાણો! મારા હૃદયમાં શાંતિ, વિચાર કે સ્થિરતાનું નામ નથી!"

આ કબૂલતો મુગ્ધચિત્તે ધ્યાનપૂર્વક સાંભળ્યા કરી. સુખ ક્યાં છે? કોને મળે? ક્યાંથી મળે? તે ઉપર ત્યારપછી અનેક વિચારો આવ્યા.

* * * *

## ભલો મારો ઠંઠણપાલ

સને ૧૯૧૮ની વાર્તા છે. આજે દશ વર્ષ થયા. એક વખત ઓફિસમાં બેઠો હતો ત્યાં બે મિત્રો આવ્યા. બે વચ્ચે નીચેની વાત થઇ, હૃદયમાં એ નોંધાઇ ગઇ છે. એક મિત્ર પાંચસોનો માસિક પગારદાર હતો, બીજો કાપડ બજારનો મોટો વેપારી હતો.

**વેપારી:**—'ભાઇ હમણાં અમારી બજારમાં તો ભારે મજા છે. દરરોજ બે હજાર કમાઈ સાંજે ઘેર આવીએ છીએ.'

**અમલદાર:**—'તે કેવી રીતે?'

**વેપારી:**—'દલાલ દુકાને આવી પાંચસો ગાંસડી વેચી

જાય અને સાથે બે આને નફે વેચવાના સોદામાં સહી લેતો જાય. માલ લેવો નહિ, દેવો નહિ અને ખાલી સહી કરવાના હજાર પંદરસો દરરોજ મળે છે. આના લીધા અને આને દીધા !'

**અમલદાર**:—'ત્યારે તમને એવો વેપાર કોણ કરાવે છે ?'

**વેપારી**:—'દલાલો ! અરે અત્યારે બજારમાં બે હજાર દલાલો છે. વેપારીઓ કરતાં પણ એની સંખ્યા વધારે મોટી છે. આ તમારો પગાર તો હું બે મિનિટમાં રળાવી શકું. આવો અમારી બજારમાં.'

**અમલદાર**:—'આ મારો ઠંઠણુપાળ સારો છે. અમને લાખ મળવાના નથી અને લખેસરી થવાના નથી. તું પણ વિચારીને કરજે !'

**વેપારી**:—'અરે તમારાથી વેપાર બને જ નહિ ! અને (મને બતાવીને) આ ભાઈ બેઠા બેઠા બે રૂપિયાનો કાગળ લખે છે અને બે રૂપિયાનો વાંચે છે–એમાં તે શું વળે ? બાપદાદાનો વેપાર મૂકીને આ કયા રવાડે ચડી ગયા ?'

**અમલદાર**:—'અમને **અમારી સ્થિતિમાં સુખ છે**, રાત્રે નિરાંતે આઠ કલાક ઊંઘ આવે છે અને ખૂબ કકડીને ભૂખ લાગે છે એટલે આનંદ છે. તું સંભાળજે.'

આનો જવાબ અમલદારને મળ્યો તે લખવા જેવો નથી, એમાં વ્યાપારીનું સાહસ અને અભિમાન, નોકરીઆત વર્ગ પર તુચ્છતા અને વકીલો તરફ ધિક્કાર હતા. પછી તો સપ્ટેમ્બર ૧૯૧૮ માં સરકારે એકસેસ પ્રોફીટ ટેક્ષ નાખ્યો, સુપરટેક્ષ નાખ્યો, દીવાળીએ કાચી સુલેહ (આર્મીસ્ટીસ) જાહેર થઇ અને ચક્કર એવું ફર્યું કે નફાનાં સ્વપ્નાં અલોપ થઇ

ગયાં, નુકસાનીનો ક્ષય લાગ્યો, વ્યાપારીનું મગજ નરમ પડી ગયું, અભિમાન ઓસરી ગયાં અને અસલની પૂંજી હતી તે પણ ખલાસ થઈ ગઈ, તે પેઢી ફનાફાતીઆ થઈ ગઇ, આબરૂ ધૂળધાણી થઈ ગઈ અને આખરે ગાંડો થઈ તે વ્યાપારી પૈસાની હાયમાં ખલાસ થઇ ગયો. પેલા અમલદારનો પગાર હાલ સાતશેં ઉપર છે અને એ રૂપિયાનો કાગળ વાંચનાર–લખનાર હજુ એમ ને એમ કાગળો લખી વાંચી આનંદ કરે છે.

આવા પ્રકારનાં જરા ફેરફાર સાથે છેલ્લા દશ વર્ષમાં એટલાં અનુભવો થયા છે કે એને માટે તો કોઈ પણ વિચારકે પોતાની જાતને કે આજુબાજુના વાતાવરણને જરા જોવા જેવું છે કે યાદ કરવા જેવું જ છે. આખી જિંદગીમાં ન જોવાય તેટલો આવા પ્રકારનો અનુભવ ૧૯૧૪ થી થઈ ગયો છે. જરા સ્મૃતિને તેજ કરવાથી અનેક દાખલાઓ પ્રત્યેક વિચારક યાદ કરી શકે એવું હોવાથી તેવી સંખ્યામાં વધારો કરવાની આવશ્યકતા જણાતી નથી.

જૈ. ધ. પ્ર. પુ. ૪૩. પૃ. ૩૭૬ } સં. ૧૯૮૪

# સંત સમાગમની બીજી ઘડી*

(૧૩)

આજે સંત મારે મંદિરે આવી ચઢયા. અમે હવેલીના ચોથા માળ ઉપર બેઠા. સ્વાગતના પ્રાસ્તાવિક ઉપચારના ચાલુ એક બે પ્રશ્નોત્તરો પછી અમારી વચ્ચે નીચે પ્રમાણે વાર્તાલાપ થયો.

**સંત**:—'આજે કાંઈ આનંદમાં દેખાઓ છો ?'

**મુમુક્ષુ**:—'કાંઇ ખાસ નહિ. સામાન્ય રીતે મજા છે.'

**સંત**:—'આજે સવારે શું વિચાર કર્યો ?'

**મુમુક્ષુ**:—'કાંઈ ખાસ વિચાર કર્યો નથી. સામાન્ય નિત્ય કર્મ કર્યું.'

**સંત**:—'ત્યારે કાલે રાત્રે સૂતી વખત કાંઇ નવો અનુભવ કર્યો ?'

**મુમુક્ષુ**:—'સૂતી વખત સહજ પરમાત્માના નામનું સ્મરણ કર્યું અને ઊંઘ આવી ગઈ.'

**સંત**:—'કાંઇ ભાસ થયો ? કાંઇ ચિંતા થઇ ? કાંઈ કાંઇ વિચારણાઓ ચાલી ?'

**મુમુક્ષુ**:—'કાંઈ ખાસ થયું નથી. સામાન્ય રીતે વિચાર થયા કરે છે તે થયા. કોઇ નવો અનુભવ થયો હોય એવું સ્મરણમાં નથી.'

**સંત**:—'ગઈ કાલે લક્ષ્મી કેટલી પ્રાપ્ત કરી ?'

**મુમુક્ષુ**:—'કાલે વ્યાપારમાં ઠીક પેદા કર્યું. આપને

---

* એક મુમુક્ષુની રોજનિશિમાંથી તારવેલ.

એવો પ્રશ્ન પૂછતાં જોઇ નવાઈ લાગે છે.'

સંતઃ—'નવાઇ તુરતમાં દૂર થશે. સૂતી વખત એ બાબત યાદ આવી હતી?'

મુમુક્ષુઃ—'હા, અને તેથી આનંદ પણ પળમાત્ર થએલો.'

સંતઃ—'બીજી કાંઈ વિચારણા થઈ હતી?'

મુમુક્ષુઃ—'ખાસ કોઇ યાદ નથી. આજે આવા સવાલો કેમ પૂછો છો? કાંઇ તત્ત્વજ્ઞાનની વાતોને બદલે અંગત વાત કેમ?'

સંતઃ—'આજે એમાં જ રસ પડતો દેખાય છે. મારા પ્રશ્નનો તેં જવાબ આપ્યો નથી. મારો પ્રશ્ન હતો કે ગઇ કાલે લક્ષ્મી કેટલી પ્રાપ્ત કરી? એનો જવાબ નથી મળ્યો.'

મુમુક્ષુઃ—'જવાબ તો સાહેબ! અપાઇ ગયો. આપ કેમ આજે અસ્તવ્યસ્ત બોલો છો?'

સંતઃ—'જવાબ નથી મળ્યો. તારા જેવા જિજ્ઞાસુ **લક્ષ્મીને ઓળખી શકયા નથી**–એમાં જ ચમત્કાર લાગે છે. જરા વિચાર કરીને જવાબ આપ.'

મુમુક્ષુઃ—'આપ શું કહો છો? લક્ષ્મીને હું ઓળખી શકયો નથી? અરે! સાહેબ! ત્યારે આપનો પ્રશ્ન આત્મિક લક્ષ્મીને અંગે હતો એમ કહોને!'

સંતઃ—'પરભાવને ભજનારા એવા આખરે અહીં મૂકી જવાની ચીજોના ઢગલાને, તારા જેવો લક્ષ્મી માને અને મનાવે તો તો નવાઈનો પાર રહે નહિ.'

મુમુક્ષુઃ—'પણ સાહેબ અત્યારે તો એના સંડાણ મંડાયા છે, ચારે તરફ એની વાતો થાય છે, એના પર સાહિત્યો રચાયાં

છે, એને મેળવવાના વલખામાં જગત દોડી રહ્યું છે. એના તરફ આંખમીંચામણું કેમ થઇ શકે ?'

**સંતઃ**—સર્વ પ્રપંચોને સમજવાનો યત્ન કરનાર તારા જેવો આ દેહાધ્યાસમાં રાચી રહે અને ચાલુ પ્રવાહમાં અટવાઈ જાય તો પછી આશ્ચર્ય પ્રાપ્ત થાય તેમાં નવાઈ શી ?'

**મુમુક્ષુઃ**—' મને એ નવાઇમાં પણ એક નવાઇ લાગે છે ?'

**સંતઃ**—' એટલે તું શું કહેવા માગે છે ?'

**મુમુક્ષુઃ**—' એટલે એ કે તે વસ્તુને પર, પારકી, અસ્થિર, અલ્પસ્થાયી અને નાશવંત જાણવા છતાં એના પર પ્રેમ થાય છે, એની પ્રાપ્તિમાં આનંદ થાય છે, એના વિચારમાં મોજ આવે છે—એ નવાઈ નહિ ?'

**સંતઃ**—' એમાં નવાઈ જેવું કશું નથી. દીર્ઘકાળના સંબંધથી એવી વાસના બંધાઈ જાય છે કે **પરભાવ એ સ્વભાવ બની જાય છે.** અને પછી તો કોઈ વાર વ્યક્ત રૂપે અને ઘણી વાર ન સમજાય તેવી રીતે એ અસર જમાવે છે. એ સ્થિતિથી ઉપર અવાય ત્યારે જ ખરો માર્ગ સાંપડે.'

**મુમુક્ષુઃ**—' અને તેમ ન થાય ત્યાં સુધી ?'

**સંતઃ**—' બધાં ય ફાંફાં, અંધારામાં ગોથાં ખાવાનાં અને સુકાન વગરના વહાણની દશાએ જીવનકાળ પૂરો કરવાનો.'

**મુમુક્ષુઃ**—' ત્યારે એ દશા પ્રાપ્ત કરવાનો કાંઇ **માર્ગ બતાવશો** ?'

**સંતઃ**—' **માર્ગ** બતાવ્યો સાંપડે નહિ, એ તો **અંદરથી સૂઝી આવે** ત્યારે કારગત નીવડે.'

**મુમુક્ષુઃ**—' પણ ગોથાં ખાનારને અંધારામાં કોઈ **હાથ** પકડી રસ્તે લઇ આવે તો માર્ગની સૂઝ પડે ને ?'

**સંત**:—'અંધારામાંથી પ્રકાશમાં આવવાના અને પ્રકાશ-માંથી દૂર દેખાતાં સાધ્યદીપ નજીક પહોંચવાના અનેક માર્ગો છે.'

**મુમુક્ષુ**:—'પણ તે બતાવ્યા સિવાય કેમ જડે? એમાં કાંઈ ગુપ્ત રાખવા જેવી કુન્ચવી વાત છે કે માર્ગદર્શન કરા-વતાં પણ આટલો સંકોચ થાય છે?'

**સંત**:—'એ તો ઉઘાડી વાત છે. એમાં ગુપ્ત રાખ-વાની વાત હોઇ શકે જ નહિ. માત્ર એ બતાવ્યા આવડે તેવા માર્ગો નથી. અંદરથી વૃત્તિ જાગશે એટલે **સ્વયોગ્ય માર્ગ** જડી આવશે.'

**મુમુક્ષુ**:—'**ઇચ્છા થતાં માર્ગ જડશે જ** એવી આપને ખાત્રી છે?'

**સંત**:—'એ ઇચ્છા કરવા પહેલાં તૈયાર થયેલી **ભૂમિકાશુદ્ધિ** ઉપર તેનો આધાર છે.'

**મુમુક્ષુ**:—'તો આપ થોડા **રાજમાર્ગો**ની તો વાત કરો. એ રીતે જિજ્ઞાસા જાગૃત થશે તો પછી માર્ગની શોધ કરી લેવામાં આવશે. દરમ્યાન એ તરફ પ્રયાણ કેમ કરવું? એ તો કહો.'

**સંત**:—'એનો જવાબ તો મારા શરૂઆતના એક પ્રશ્નમાં જ આવી ગયો. તને જવાબ મળી ચૂકયો છે.'

**મુમુક્ષુ**:—'મારું લક્ષ્ય રહ્યું નથી. આપના કયા પ્રશ્નમાં એ વાત આવી ગઈ!'

**સંત**:—'લક્ષ્મીપ્રાપ્તિવાળા પ્રશ્નમાં.'

**મુમુક્ષુ**:—'એમાં માર્ગની શોધની વાત ક્યાં આવી?

એ તો એક મામુલી પ્રશ્ન હતો. આપ કાંઈક સ્પષ્ટતા કરો.'

સંત:—'જરા વિચાર કરજે, વાર્તામાં જવાબ આવી જશે, તે તું પકડી લેજે. કાલે ક્રોધ કેટલી વાર કર્યો?'

મુમુક્ષુ:—'બરાબર ધ્યાનમાં નથી, પણ અંદરથી ક્રોધ બે–એક વખત થઈ ગયો એમ યાદ આવે છે: એકવખત મારા સિપાઇએ ટેબલ પર કાગળ નહોતા મૂક્યા ત્યારે, અને બીજી વાર સાંજે મોટર વખતસર આવી નહોતી ત્યારે.'

સંત:—'ઠીક યાદ રાખ્યું! માન કેટલા વાર થયું?'

મુમુક્ષુ:—'ગઈ કાલે અભિમાન કર્યું હોય એમ યાદ આવતું નથી.'

સંત:—'બરાબર યાદ કર. કાલે કોઇને પત્રો લખ્યા હતા?'

મુમુક્ષુ:—'હાજી, પત્રો તો કાલે ઘણા લખ્યા હતા, પણ તેમાં માન કર્યું નથી. ઊલટું એક મદદ કરનારે વખાણ લખ્યા તેને જણાવ્યું કે હું એવી પ્રશંસાને પાત્ર નથી.'

સંત:—'એમ લખવાનું કારણ શું?'

મુમુક્ષુ:—'કારણ કાંઈ નહિ. હું એમ માનું છું કે મદદ કરવી એ આપણી ફરજ છે. એમાં પ્રશંસા શેની ઘટે?'

સંત:—'તારા પત્રનો જવાબ આવશે એવી તેમાં અપેક્ષા હતી?'

મુમુક્ષુ:—'હાજી! મેં વળતી ટપાલે કેટલાક સવાલનો જવાબ મંગાવ્યો છે.'

સંત:—'તું પ્રશંસાને યોગ્ય નથી એમ તેં લખ્યું તેનો જવાબ મળશે એમ તેં ધાર્યું હતું?'

મુમુક્ષુ:—'ખાસ નહિ, પણ જવાબ તો આવશે.'

સંત:—'શું આવશે એમ ધારી શકાય?'

મુમુક્ષુ:—'એ વધારે પ્રશંસા લખશે.'

સંત:—'કદાચ એ તને કુબેર ભંડારી કે કર્ણ દાનેશ્વરી સાથે પણ સરખાવે.'

મુમુક્ષુ:—'બનવાજોગ છે. તેથી ઓછું વધતું પણ લખે.

સંત:—'કાંઇ પણ જવાબ આવશે એમ તેં તે મુદ્દાને અંગે પત્ર લખતી વખતે ધારેલું?'

મુમુક્ષુ:—'વ્યવહારમાં આવા જવાબ આવે છે એવો મારો અનુભવ છે.'

સંત:—'ત્યારે સમજ કે તેં લખ્યું કે તું પ્રશંસાને પાત્ર નથી એજ માન છે.'

મુમુક્ષુ:—'અજબ વાત કરો છો! પ્રશંશાની ના પાડવી એ તે માન હોય?'

સંત:—'એમાં ઊંડાણમાં માન છે, માનની લાગણી છે, માનની એષણા છે. માન નથી કરવું એમ કહેવું એના ગર્ભમાં માન છે, લખાણની શૈલી અથવા બોલવાની રીત ઉપરથી માનની હાજરી તુરત જણાઈ આવે છે.'

મુમુક્ષુ:—'આપે તો વકીલની માફક ઊલટ તપાસ કરવા માંડી. મને ઘણી નવાઇ લાગે છે.'

સંત:—'આવી ઊલટ તપાસ તું તારી જાતની કર.'

મુમુક્ષુ:—'એટલે આપ શું કહેવા માગો છો?'

સંત:—'એટલે વાત એટલી જ કે તું તારો ગુરુ અને તારો ચેલો—બન્ને બની જા.'

મુમુક્ષુ:—'વળી ઊલટમાંથી ગુરુચેલામાં ક્યાં ચાલ્યા ગયા? એ તો ન્યાયમંદિરમાંથી ઉપાશ્રયે પહોંચી ગયા!'

સંત:—'તું ભૂલે છે. તારે તારી જાતને ગુરુ ચેલારૂપ માની ઊલટપાલટ તપાસ કરવી પડશે અને તેમ કરીશ ત્યારે પ્રત્યેક મનોવિકાર તારા પર કેટલું સામ્રાજ્ય ભોગવે છે. તેની તને ખબર પડશે. એમાં તો અંતરનાં દ્વાર ખોલવાં પડશે.'

મુમુક્ષુ:—'આપ કયા મનોવિકારની વાત કરી રહ્યા છો ?'

સંત:—'પ્રત્યેક વિકારની. એમાં ક્રોધ, મદ, માયા, અસૂયા, રાગ, દ્વેષ, ક્લેશ, ભય, રતિ, શોક ગમે તે પ્રકારની મનની છાયાને અંગે તારે આંકડા ભરવા પડશે.'

મુમુક્ષુ:—'આંકડા શેમાં ભરવાના ?'

સંત:—'આજે ક્રોધ કેટલી વાર થયો ? અભિમાન કેટલીવાર થયું ? રાગદ્વેષ કેટલી વાર થયા ? પરદ્રોહમાં કેટલા તણાયા ? પરોપકાર કેટલો કર્યો ? ખ્યાતિ માટે કેટલો અને સ્વાત્મસંતોષ માટે કેટલો ? નિષ્કામવૃત્તિએ કેટલો અને સકામવૃત્તિએ કેટલો ? છાપામાં નામ ન વાંચી નારાજ કેમ થયા ? ટીકા વાંચી ભડકી કેમ ઊઠયા ? અંતરાત્મા સાથે કેટલી વાર વાતો કરી ? એમ જ માયા અને લોભ, પરિગ્રહ અને મોહ, અસૂયા ઇર્ષ્યા ઇત્યાદિ સેંકડો બાબતમાં આંકડા માંડવા પડશે.'

મુમુક્ષુ:—'એમાં લાભ શો ?'

સંત:—'ત્યારે સમજાશે કે ધાર્યું હતું કે ક્રોધ બે જ વાર કર્યો તે માન્યતા ખોટી હતી, અભિમાન કર્યું જ નથી એ માન્યતા ખોટી હતી. એવી બીજી અનેક માન્યતાઓ દૂર થઇ જશે, અને અંદર દોડાદોડી ચાલે છે ત્યાં કોઈ અનિર્વચનીય એકતા આવશે.'

મુમુક્ષુ:—'અત્યારે એકતા નથી? આપ શું કહેવા માગો છો તે બરાબર સમજાયું નહિ.'

સંત:—'અત્યારે તો કોઈ વાતમાં એકતા નથી. મનમાં વિચાર જૂદા ચાલે, વચનવ્યાપાર સ્વાર્થની નજરે થાય અને પ્રવૃત્તિ જૂદા લક્ષ્યને ઉદ્દેશીને થાય, ત્યાં એકતાનો સવાલ જ ક્યાં રહે છે? બાહ્ય દેખાવ, ડોળ, ધમાલ, પ્રશંસાની વૃત્તિ અને દુનિયામાં ડહાપણવાળામાં ખપવાની વૃત્તિની જ્યાં તીવ્રતા હોય, ત્યાં મન, વચન અને કાયાના યોગોની એકતાની વાત પણ કરવી ઘટે નહિ.'

મુમુક્ષુ:—'ત્યારે એ એકતા શી રીતે આવે? એનો કોઇ માર્ગ બતાવો.'

સંત:—'**એકતા આવવાના માર્ગનું નામ આત્મ-નિરીક્ષણ** છે. અંતર આત્મવૃત્તિએ મનને જરા પણ છેતર્યા વગર એકાંત સ્થાનમાં શાંતિપૂર્વક આત્મા સાથે વાતો થાય અને પ્રગતિના શુદ્ધ આશયથી જવાબ લેવાય દેવાય તો ચિર અભ્યાસે એકતાના માર્ગે ચઢાય ખરું.'

મુમુક્ષુ:—'આ તો ઘણી લાંબી વાત કરી અને તે પણ માર્ગે ચઢવાના સંભવ પૂરતી જ. ત્યાર પછી માર્ગ આવે, પછી રસ્તો દેખાય, પછી એ રસ્તે ચલાય અને પછી સાધ્યની દૂરથી કંઈક ઝાંખી થાય. એમ જ ને?'

સંત:—'અરે! સાધ્યની ઝાંખીની વાત ઘણી દૂર રહી. એકતાને માર્ગે ચઢાય તો પછી રસ્તા સૂઝી આવશે. પણ તું ધારે છે તેમ લાંબી વાત નથી. તને હજુ દુનિયાનો મોહ ઘણો છે અને તારે માર્ગ શોધવો છે. તારે પ્રથમ તો તારી જાતને પૂછવું જોઇએ કે તારે શું શ્રેય છે અને શું

મૈય છે ? એ એમાં તારી એકતા છે ?'

મુમુક્ષુ:—'હાજી, મારું શ્રેય મને ઘણું પ્રિય છે.'

સંત:—'છતાં તું બરાબર વિચારીશ તો તને જણાશે કે તારું શ્રેય ક્યાં છે ? તે તું હજુ યથાસ્થિતપણે સમજ્યો નથી. એટલે ઓછી સમજણે ફાંફાં મારે છે. બોલ, તારું શ્રેય ક્યાં છે ? શેમાં છે ? કેમ છે ? તે વિચારી તેને પ્રેય કર્યું છે કે ચાલુ દુન્યવી ખ્યાલે લેવાઇ જઈ પરભાવમાં શ્રેય માન્યું છે ?'

મુમુક્ષુ:—'સમજ્યો. શ્રેય અને પ્રેયનો તફાવત આ રીતે કહો છો. શ્રેય પ્રિય છે એ વાત ખરી, પણ **શ્રેયને જ ઓળખીએ નહિ, તો પછી એકતા ન જ રહી શકે.**'

સંત:—'અને એ જ ધોરણે ત્રણ યોગમાં પણ એકતા આવી નથી.'

મુમુક્ષુ:—'એ પણ બેસે છે, સમજાય છે, પણ છતાં જ્યારે દુનિયામાં જઇએ છીએ એટલે પાછા વાયરે ચઢી જઇએ છીએ અને પછી તો ભાષણો અને સ્તુતિઓ, છાપાંઓ અને વાતોમાં ચાલુ કાંટા ઉપર આવી જવાય છે.'

સંત:—'ત્યારે એ સ્થિતિમાંથી જરા પણ ઊંચા આવવું નહિ અને પ્રગતિની વાતો કરવી એમાં **આત્મવંચના** થાય છે. એ સર્વ પરિસ્થિતિમાંથી બચવાનો રાજમાર્ગ '**આત્મ-નિરીક્ષણ**' છે.'

મુમુક્ષુ:—'એમ જોઇએ તો તો અમારું લગભગ સર્વ કાર્ય નિષ્ફળ છે. ત્યારે એમ તો અમારો **આરો કેમ અને ક્યારે આવે ?'**

સંતઃ—'સર્વ કાર્ય નિષ્ફળ તો ન કહેવાય, પણ તારો આદર્શ ઉચ્ચ હોય તો એને લગભગ નિષ્ફળ કહે તો પણ તદ્દન અયોગ્ય નથી. બાકી આરો આવવાના રસ્તા તો હજુ દૂર છે. આરો તો દૂરબીન માંડયે પણ દેખાતો નથી.'

મુમુક્ષુઃ—'આ તો આપત્તિમાં આવી પડયા! એમ થાય તો તો અથડાયા જ કરીએ ને?'

સંતઃ—'તે એમજ થાય છે અને વધારે ખરાબ તો એ છે કે અથડાવાની વાતને હજુ ઓળખતા પણ નથી. સાધારણ નાની બાબતને મોટી માની લઈ, એના ટેકામાં આગળ વધી ગયેલ છીએ એમ પ્રાણી પોતાની જાતને મનાવી લે છે, પણ એમ આરો આવે નહિ.'

મુમુક્ષુઃ—'ત્યારે આમાં તો કાંઇ મુંઝવણ દૂર ન થઈ. આ તો દૂરના દૂર ચાલ્યા ગયા, પણ કાંઈ પત્તો લાગતો નથી.'

સંતઃ—'એ વિચારણાથી જ પત્તો લાગશે, પણ એમાં મંથન ઘણું કરવું પડશે, ચિંતવન ખૂબ કરવું પડશે, પ્રતીક્ષા ઘણીએ કરવી પડશે; અને કાર્યને છેડે "આરો" આવી જશે. આવશે ત્યારે તો આ રહ્યો એમ હાથમાં આવી જશે અને કૂદકો મારી અંદર ચાલ્યા જવાશે. પણ પ્રથમ મંથન કરવું પડશે, ખૂબ કરવું પડશે, ફરી ફરીને કરવું પડશે.'

મુમુક્ષુઃ—'તો એ **મંથન ક્યાં? કોનું?** અને કેમ કરવું?'

સંતઃ—'એ મંથન તારે, તારામાં, તારું પોતાનું અને તને રુચે તેવી રીતે પણ ચાલુ કર્યા કરવાનું. એમાંથી તને માર્ગ જડી આવશે.'

મુમુક્ષુ:—'કાંઇક વધારે સ્પષ્ટતા કરો. આ વાત હજી બરાબર જચી નથી, જામી નથી, સમજાણી નથી.'

સંત:—'સાંભળ, પ્રથમ તો શરૂઆતમાં આખા દિવસનાં કાર્યો જોઇ જવાં એટલે સિનેમાની ફ્રીમ (ફ્રીલ્મ) ની પેઠે સવારથી સાંજ સુધી શું શું કર્યું તે વિચારી જવું—દષ્ટિપથની આગળ જોઈ જવું.'

મુમુક્ષુ:—'એ ચાવેલું ચાવવામાં માલ શો? એને બદલે કાંઇ નવું વાંચીએ, લખીએ તો લાભ નહિ?'

સંત:—'ના, કેટલીક બાબતમાં ચાવેલું ચાવવાથી જ પાચન થાય છે, નહિ તો આફરો ચઢે છે. આખો વખત નવું નવું ખાવામાં પાચન કરવાનો વખત રહેતો નથી અને આધ્યાત્મિક બાબતમાં તો અપચો બહુ નુકસાન કરે છે. એ હેતુએ જ પ્રતિક્રમણને બે વખતનું આવશ્યક કાર્ય ગણવામાં આવ્યું છે.'

મુમુક્ષુ:—'પણ એવી સિનેમાની ફ્રીમ ફરી વાર ચલાવવી એને બદલે નવા અનુભવો કરવા એ સારું નહિ? એટલો વખત એના એ વિચારો કરીએ તેને બદલે કાંઇ નવું વંચાય લખાય તો પ્રગતિ થાય કે નહિ?'

સંત:—'વાત એમ છે કે આખા દિવસનો કાર્યક્રમ વિચારતાં કયાં ભૂલ થઇ? કયાં ઠોકર ખાધી? કેમ પાછા પડયા? એવા વિચારો પ્રથમ આવે. પછી સ્થૂળ ઉપરથી માનસિક સ્ખલનાઓ તરફ લક્ષ્ય જાય. દંભ, દેખાવ, માયા, આત્મવિગોપન કેટલાં થયાં? કેમ થયાં? શા માટે થયાં? પોતે કોણ? પોતાનું સ્થાન શું? અને આ બધું શા માટે? કોને માટે? કયાં સુધી? એ વિચારો જરૂર

આવવાના અને એમ થતાં થતાં અંતર મંથન થશે, એથી એક અપૂર્વ બળ પ્રાપ્ત થશે.'

મુમુક્ષુ:—'કાંઇક વાતની ઝાંખી થાય છે ખરી. આપે 'અપૂર્વ બળ'ની વાત કરી ત્યારે હવે કાંઈક નૂતનતા ભાસે છે. આપશ્રી વિગતથી કહેશો ત્યારે સમજાશે.'

સંત:—એ વાત કહેવા સાંભળવામાં બહુ રસ નથી. એનો અનુભવ થશે ત્યારે જ તને ખરો રસ આવશે. અત્યારે તને હજુ ઝાંખી થાય છે તે માત્ર નવીન વિચાર છે અને તેમાં "અપૂર્વ બળ" શબ્દના ઉપયોગથી તને મજા પડી છે, પણ એની ખરી મજા તો અનુભવે જ થશે. હું તને "આત્મનિરીક્ષણ" કરવાનું કહી રહ્યો છું એમાં મજા જૂદા પ્રકારની છે, તદ્દન અનેરી છે, અત્યારની સ્થિતિએ અકલ્પ્ય છે. તારે સ્થૂળથી શરૂઆત કરવી: વસ્તુઓ કેટલી ખાધી ? કેટલી વાપરી ? ક્યાં ગયો ? કોની સાથે બોલ્યો ? વિગેરે વિચારતાં તારા અંતરના આશય ઉપર જઇશ, પછી મનોવિકારને ઓળખતો થઇશ, રાગદ્વેષથી કેટલો કેટલો લેવાયો ? અભિમાનમાં કેટલો તણાયો ? ઉપર ઉપરના દેખાવ કરવામાં કેટલો લલચાયો ? બાહ્ય સ્તુતિ સાંભળી કેટલો રાજી થયો ? માનભંગ થતાં કેટલો દૂહવાણો ? સગવડ મળતાં કેટલો ફૂસાયો ? અગવડ થતાં કેટલો હતાશ થયો ? આશાએ કેટલો દોરવાણો ? કોને પર માન્યા ? કોને પોતાના માન્યા ? પોતાના કેવા ફેરવાઈ ગયા ? શોકને પ્રસંગે કેટલો મુંઝાયો ? હાસ્ય પ્રસંગે કેટલો પરાધીન બન્યો ? વિગેરે વિગેરે તને સૂઝતું જશે અને આવી રીતે તું સ્થૂળમાંથી અંતરમાં જઇશ.'

મુમુક્ષુ:—'મજાની વાત કરી. પછી ?'

**સંતઃ**—'માનસમાંથી તું અંતરાત્મા સન્મુખ જઈશ. ત્યાં તને તારું અને પારકું શું? તેની ઓળખાણ થશે, તેમાં ક્યાશ લાગશે, પછી તારામાં વિવેક જાગશે, તને અતૃપ્ત બોધની પિપાસા જાગશે, પછી તું અંતરાત્માની વધારે સન્મુખ થઈશ, પછી તને બહારમાં બધું તોફાન લાગશે, ખોટી ધમાલ લાગશે, ખરી વસ્તુ જૂદી જ છે, ઓર જ છે અને તે પ્રયાસથી પ્રાપ્તવ્ય છે એમ જણાશે, પછી સાચા માર્ગના રસ્તા શોધવા મન લાગશે અને અભ્યાસ તેમજ ચિંતવનથી સાચી વસ્તુ પ્રાપ્તકરવા મન દોડશે એટલે માર્ગનિરીક્ષણ થશે.'

**મુમુક્ષુઃ**—'આપે રાજમાર્ગોની વાત કરી હતી તે તો ત્યારે હજુ ઘણાં દૂર છે! પછી—?'

**સંતઃ**—'દૂર કાંઇ નથી, તારી પાસે જ છે. માત્ર બાહ્ય ભાવ છોડવા માટે તારે આત્મનિરીક્ષણ કરવાનું છે, અને તે માટે આત્મમંથન એ પ્રથમ કર્તવ્ય પ્રાપ્ત થાય છે. એક વાર એ માર્ગે ચઢીશ એટલે પછી તને અત્યારની તારી ધમાલમાંથી શ્રદ્ધા ઊડી જશે, એ વસ્તુ તારી નથી કે તું એનો નથી, એ સમજતાં તું તારી પોતાની લક્ષ્મી શોધીશ અને તને તદ્દન નવીન માર્ગો જ જણાશે. પછી તો તને અપૂર્વ દર્શન થશે અને માર્ગો આપમેળે સૂઝી આવશે. તેમાંથી તારો પોતાનો માર્ગ તું નક્કી કરી શકીશ, કારણ કે અમુક આત્મમંથન પછી તને **દિવ્ય દર્શન** થશે, સાધ્ય દૂરથી દેખાશે અને ત્યાં જવાની ખરી પિપાસા જાગૃત થશે. પછી તો દરરોજ એ આત્મલક્ષ્મી કેટલી મેળવી? અને કેટલું આગળ વધાયું? એ જ ચિંતા રહેશે. એ ચિંતા, એ વિચારપ્રવાહ, એ અપૂર્વ બળ, એ જ **અંતરાત્મભાવ**

છે અને એની પ્રાપ્તિ થવાના સાચા માર્ગો સાંપડે ત્યારે જ એવો વેગ અંદરથી ઉદ્દ્ભવે છે કે એ વખતે થતાં તેજની પાસે સામાન્ય પ્રકાશ ( સૂર્યનો કે વીજળીનો ) હિસાબમાં નથી. એ વેગ અને બળ ક્રમે ક્રમે વધતાં જ જાય છે, માત્ર એને આત્મમંથનથી નિરંતર જાગૃત રાખવા જોઇએ, **એમાં આળસ ચાલે નહિ કે પ્રમાદ પાલવે નહિ.** બાકી એની ખરી વાનકી તો અનુભવ કર્યે જ પ્રાપ્ત થાય તેમ છે.'

**મુમુક્ષુ**:—'આપે બહુ સુંદર વાત કરી અને આપના પ્રથમ અપ્રસ્તુત લાગતા "લક્ષ્મી પેદાશ"ના પ્રશ્નનો હેતુ હવે સમજાયો. હવે કૃપા કરીને એ "આત્મનિરીક્ષણ" નો સાદો રસ્તો સમજાવો.'

**સંત**:—'મને લાગે છે કે હજુ તારું લક્ષ મારી વાત પર જરા પણ નથી. શરૂઆતથી કેમ કામ લેવું તે મેં તને બતાવ્યું. મને લાગે છે કે તારાથી હાલમાં આગળ નહિ વધાય. હાલ તું આટલું જ કર. રાત્રે સૂતી વખત આખા દિવસનો ચિતાર કરી લઈ, ચાર શરણુ કરી સૂઇ જજે અને પ્રભાતે ઊઠી હું કોણ છું અને ક્યાંથી આવ્યો? અહીં કેમ છું? મારો ધર્મ શો છે? મારી ફરજો શી છે? મારી કેટલી ફરજ અણબજાવેલી પડી રહી છે? પરોપકારને અંગે મારે શું શું કરવું જોઇએ? મારી અનુકૂળતા પ્રમાણે મારા સ્વજન, દેશ, કોમ, ધર્મ કે જનસમાજ માટે હું શું કરી શક્યો છું? કેટલું કરી શકું? મારી ધર્મજાગૃતિ કેટલી છે? કેમ વધે? બાહ્ય ક્રિયાઓનો વ્યવહાર મારો હજુ પૂરતો કેમ થતો નથી? વિગેરે. આટલા વિચાર હાલ કરજે અને ફરીને પછી આગળ કેમ વધવું? તે માટે વળી કોઈ વાર પૂછજે.

દરમ્યાન સ્થૂળ ભોગઉપભોગનાં સાધનો વિષે ગણતરી કર્યા કરજે. એ રીતે ધીમે પગલે પ્રગતિ થતાં વખત તો લાગશે, પણ કષ્ટસાધ્ય દશાના આત્માઓને એ જ માર્ગ સુવિહિત છે. પછી તને માર્ગોનું વિશિષ્ટ જ્ઞાન આગળ કરાવીશ.'

મુમુક્ષુ:—'મારી જેવા પ્રાથમિક સ્થિતિમાં રહેલાને હાલ આટલું પણ બસ છે. આજે આપે મારા ઉપર ઘણી કૃપા કરી. આપ જરૂર અવારનવાર આવી કૃપા કરતા રહેશો.'

સંત:—'કૃપાનો સવાલ છે જ નહિ. ઉપચાર તરીકે એ વાત હોય તો તેમાં મને મોજ નથી, અને તું લાભ લે તો એવી વાત કરવી એ તો મારા **જીવનસંદેશ**નો વિભાગ છે. બાકી તેં કહ્યું કે "આટલું બસ છે" એ વાત મને ન ગમી, મહત્ત્વાકાંક્ષીને એટલામાં સંતોષ ન હોય.'

મુમુક્ષુ:—'એ તો અત્યાર પૂરતી જ વાત છે. બાકી તો જ્યાં શરૂઆતના વાંધા લાગે ત્યાં અમ જેવા પામરની સાધનતાના ખ્યાલો પણ પામર જ હોય.'

પછી કેટલીક પ્રાસંગિક વાતો થઈ. સંતની આંખોનું તેજ અને અંતરવૃત્તિની ધગશ, એમની મુખમુદ્રાની ભવ્યતા અને ચ્હેરા પર છવાઇ રહેલી નિર્વિકારતા, એમની વાણીમાં આકર્ષક શક્તિ અને ભાષાનું લાલિત્ય—એ સર્વ એવાં સુંદર હતાં કે એની છાયા એમના પ્રસંગમાં એકાદ વખત આવનારને પણ ભાગ્યે જ પડ્યા વગર રહે. મુમુક્ષુને આજે તો અંતરથી ભાવ થયો કે જ્યારે જ્યારે બની શકે ત્યારે ત્યારે આવા સંત પુરુષોનો સમાગમ થાય તો સારું અને એ વાત તેણે છેલ્લે સંતને કહી પણ દીધી. જવાબમાં મૌનભાવે સંત માર્મિક રીતે ગાલમાં હસ્યા.

જૈ. ધ. પ્ર. પુ. ૪૪. અં. ૧ પૃ. ૧૩ } સં. ૧૯૮૪

# તપ્ત વાતાવરણમાં અપૂર્વ શાંતિ*

[ ૧૪ ]

**ગિરનારના મધ્ય શિખર પર** આજે હૃદયતાન જાગ્યું હતું. જેઠ માસનો પ્રભાતનો સૂર્ય વાદળાંમાંથી બહાર નીકળવાના પ્રયાસમાં નિષ્ફળ થયો અને આખું **શિખર સખ્ત ધુમસથી વ્યાપી ગયું.** ધુમસ વધારે વધારે ગાઢ થતી ગઈ, લગભગ નિર્ભેદ્ય બની ગઈ અને છેવટે તે એવી આકરી બની ગઈ કે ચારપાંચ વાર છેટે મનુષ્ય હોય તેને પણ દેખી શકાય નહિ.

ગઈ કાલનો ગ્રીષ્મ ઋતુનો પ્રચંડ સૂર્ય અને આજની મીઠી ઠંડી વચ્ચે સહજ સરખામણી થઈ જાય. બાજુના પર્વતના ઢોળાવમાં ધુમસનાં પડ બાઝયાં હતાં અને લીલોતરી કે પથ્થર, ચઢાવ કે ઉતાર, ખેતર કે નદી સર્વનું દર્શન અત્યારે અવરાઈ ગયું હતું, આખા જગતમાં સફેદ અંધકાર વ્યાપી ગયો લાગતો હતો અને અખંડ શાંતિના સામ્રાજ્યમાં નજીકનાં મંદિરમાં વાગતા ઘંટના નાદથી જ જગતમાં અન્યત્ર પણ જીવન છે એમ જણાતું હતું. ઉપર નજર જાય તો સખ્ત સફેદ અંધકાર જ દેખાય, કોઈ મંદિર કે શિખર કે ગિરિનો કોઈ પણ ભાગ નજરે પડે નહિ.

પણ આને તો એ કોઇ બાબતનું લક્ષ્ય નહોતું. એ તો માત્ર **અંતરની ધૂનમાં મસ્તી** ચલાવી રહ્યો હતો. જગતનો એ કીડો ગ્રીષ્મકાળની લાંબી રજા ભોગવવા ગિરનારને ચરણે આવ્યો હતો, અને ગિરિરાજે એને પોતાના

* એક મુમુક્ષુએ મનોમંદિરમાં નોંધી રાખેલો એક અપૂર્વ અનુભવ.

હૃદય પર સ્થાપ્યો હતો. સૌરાષ્ટ્રની સખ્ત ગરમીને અંતે ગિરનારના મીઠા સુસવાતા વાયરાએ એને મુગ્ધ બનાવી દીધો હતો, અને અત્યારે ચારે તરફની ધુમસની વચ્ચે ઊભો રહીને અગાશીમાં એ વિશાળ પૃથ્વી તરફ આંખો ઊઘાડી જોઈ રહ્યો હતો; પણ એની **આંખમાં** શૂન્યતા દેખાતી હતી, એની નજરમાં કાંઈ હતું જ નહિ અને એ ધારે તો ધુમસને ભેદીને કાંઈ જોઈ શકાય તેમ પણ નહોતું.

ધીમે પગલે ધુમસને ચીરતો, વગર અવાજે એ આગળ વધ્યો. ઉપર નીચે અને બન્ને બાજુએ ધુમસ હતી એટલે આવા આવરિત વાતાવરણમાં એણે ફરવા જવાનો વિચાર માંડી વાળ્યો અને મંદિર તરફ ચાલ્યો. રૈવતાચળના મધ્ય શિખર પરના મુખ્ય મંદિરમાં **શ્રી નેમિનાથજી** મહારાજની મૂર્તિનું દર્શન કરતાં એને એ રાજયોગીનો બાલ્યકાળ, કૌમાર અને કામદેવવિજયની અત્યંત આકર્ષક કથા યાદ આવી. આખા મંદિરમાં પોતે એકલો હતો, પૂજારી પણ જરૂરી જળ આદિ સામગ્રી લેવા બહાર ગયો હતો અને મંદિરના શાંત દીપકોથી ચારે તરફ જરૂરી પ્રકાશ પડતો હતો. અત્યારે કોઈ જાતનાં આભરણ કે માલ્યાદિ પ્રભુશરીર પર નહોતાં અને પ્રભુની ભવ્ય મૂર્તિ ઓજસ્વિતાને પૂરી રહી હતી.

લગભગ પચીશ ફીટ દૂર બરાબર મૂર્તિની સામે એ બેઠો. બે મિનિટમાં એના મન પર **સિનેમાની ફિલ્મની** પેઠે દ્વારિકા નગરીનો શસ્ત્રાગાર, નેમિકુમારે વગાડેલ શંખ, કૃષ્ણરાજનો અજંપો, જળક્રીડાની યોજના, વસંતોત્સવ, રૂક્મિણી, જાંબૂવતી, સત્યભામા આદિનાં મૃદુ કટાક્ષો, નેમિનાથનું નિરુત્તર રહેવું, ન નિષેધ

ફરાયેલું હોય તે સંમત ગણાય એવા અર્ધસત્યનું લાગું પાડવું, રાજીમતી સાથે વેવિશાળ, સકારણ તત્કાળ લગ્નનિર્ણય, નેમિનાથની નીકળેલી જાન, ગોખમાં ઊભેલી રાજીમતી, એ સહચરી સખીઓની કટાક્ષમય વાર્તા, રાજીમતીના સલક્ષ્ય ઉત્તર, મૃગનાં રૂદન, મહોત્સવમાં વિઘ્ન, રથનું પાછું ફરવું, નેમિનાથની હૃદયવત્સલતા—આવાં અનેક ચિત્રો માત્ર બે મિનિટમાં તેનાં હૃદયચક્ષુ સન્મુખ આવી ગયાં *સહસાવ્રવનમાં એણે રાજુલને દીક્ષા લેતી જોઇ, રહનેમિની અધમ કામદશા પર એ મનમાં હસ્યો, રાજીમતીની દૃઢ મક્કમતાએ એને સ્રીજીવનનું ઉચ્ચ સ્થાન દાખવ્યું અને આખરે સર્વનો સંતોષ અને મોક્ષ એ જોઇ રહ્યો. એમાં એને રાજીમતીનો આગ્રહ ઘણો સુંદર ભાસ્યો. "**મનસ્વી નેમિકુમારે લગ્ન અવસરે આ હાથ ઉપર હાથ ન મૂક્યો, તો દીક્ષા અવસરે માથા પર હાથ મૂકાવું તો જ હું ખરી.**" આ નિર્ણયમાં મક્કમતા અને નિર્દોષ મોહ હતા, એનું એ રહસ્ય વિચારી ગયો. "**પોતાની ખાતર આટલાં બધાં જીવોનો વિનાશ થાય એને બદલે પોતે ખસી જાય**" એ નિર્ણયમાં નેમિનાથનાં આત્મસંતર્પણ અને ઉત્કૃષ્ટ ત્યાગપૂર્વકની વિવેકમય દયા એને બહુ ઊંચી કક્ષાના લાગ્યાં. રહનેમિની નબળાઈમાં એને તદ્દન વ્યવહારની સાધારણ વાત લાગી, એવા તુચ્છ વૃત્તિવાળા પ્રાણીઓ એ જ ભવમાં મોક્ષે જઇ શકે છે એથી એને મોક્ષપ્રાપ્તિ કાંઈક સુસાધ્ય લાગી, રાજુલની મક્કમતાએ એના શિરને ડોલાવ્યું-

*"સહેસાવન" કહેવાય છે તે હજાર આંબા—સહસ્ર આમ્રનું વન હતું તેનો અપભ્રંશ શબ્દ છે.

ઝુકાવ્યું અને એ બાળબ્રહ્મચારિણી સતીને નમી ગયો. આ વિચારણા લગભગ પાંચેક મિનિટ ચાલી હશે ત્યાં એનાં મનમાં ગાન ચાલ્યું અને તેણે નીચે પ્રમાણે સ્તવના શરૂ કરી:—

**પરમાતમ પૂરણ કળા,**
**પૂરણ ગુણ હો રે પૂરણ જન આશ;**
**પૂરણ દૃષ્ટિ નીહાળીએ,**
**ચિત્ત ધરીએ હો હમચી અરદાસ.**

ધુરંધર યોગી ( કપૂરચંદજી [ ચિદાનંદજી )એ એજ સ્થાનમાં ગાયેલા આ મસ્ત હૃદયનાં કવનો એ બોલતો જ ગયો, અને બોલતો ગયો તેમ તેમ ઊંડો ઊતરતો ગયો. "**પરમાતમ પૂરણ કળા**" એ શબ્દોમાં કાંઇ અજબ ચમત્કાર લાગ્યો, એટલે વારંવાર એ શબ્દો બોલતો જાય તેમ અંદર વધારે ને વધારે ઊતરતો જાય. પરમાત્મા કોણ? ક્યારે થયા? કેમ થયા? એ તેને વિચારવું પડે તેમ નહોતું. **બહિરાત્મ દશા, અંતરાત્મ દશા** અને છેવટ પ્રાપ્ત થતી **પરમાત્મદશા** સંબંધી શાસ્ત્રમાં એ ઘણું વાંચી ગયો હતો. બાહ્યભાવ પરભાવમાં રમણતા એ બહિરાત્મભાવ હતો, એમ પણ એણે વાંચ્યું હતું. એ બન્ને દશાથી અતીત પરમાત્મદશાનો અંદરથી અનુભવ થયેલો નહિ, માત્ર પુસ્તક-જ્ઞાન હતું, છતાં એને એ વાત ગમતી હતી. અત્યારે તો એને **પરમાતમ** અને **પૂરણકળા** એ શબ્દો પર જ રઢ લાગી હતી અને એ દશામાં થતી સ્થિતિનો વિચાર કરવાને બદલે એ એ શબ્દ પર જ મોહી ગયો, તેના પર વારી ગયો, તેમાં લીન થઈ ગયો.

ગાનની લયમાં એ **પરમાતમ પૂરણકળા** એ શબ્દો પચીશ પચાસ વાર બોલ્યો હશે, ત્યાં એને અંતરમાં રઢ લાગી, અંતરમાંથી કાંઇ ધ્વનિ થતો હોય એવી એને કલ્પના થઇ અને સંસારના સર્વ ભાવો તરફ જાણે પોતાને કાંઈક ઉદાસવૃત્તિ હોય અને પોતે જાણે તેનો નિરપેક્ષ કે સાપેક્ષ જોનારો હોય અને **પોતે ઊંચે રહીને એને માત્ર જોઇ રહેતો જ હોય એમ તે થોડો વખત અનુભવવા લાગ્યો.** એ ભ્રમ હતો કે સત્ય અનુભવ હતો તે વિચારવાનો તેને અવકાશ પણ નહોતો અને તે વખતે એવો પ્રસંગ પણ નહોતો. એને તો દુનિયાની જંજાળ, એની ધમાલ, એનું આકર્ષકપણું, એનું પરિણામે નિ:રસપણું, એની શુષ્કતા અને તેની સાથે જ એનાં દુ:ખો, દર્દો, હાનીઓ, ધમાલો અને અર્થ વગરની દોડાદોડી, આનંદ વગરની રસગૃદ્ધિ, દમ વગરના ઓડકારો, પરિણામ વગરના રસસ્રાવો અને અંતર વગરની ઊર્મિઓમાં કાંઈક વિચિત્રતા, કાઇક નવીનતા, કાંઇક ધૃષ્ટતા, કંઇક મંદતા અને કાંઇક દરિદ્રતા દેખાવા લાગ્યા; પણ એને હજુ એકે વાતની સ્પષ્ટતા થતી નહોતી, એકે બાબતનો સ્પષ્ટ વિચાર આવતો નહોતો; માત્ર એને અંદરથી કાંઇ પ્રેરણા થતી હતી, પણ તે શું હતું તે કાંઇ તે સમજી શકતો નહોતો.

બહાર સફેદ અંધકાર વધતો જતો હતો, ઠંડક વધતી જતી હતી અને મંદિરની નિરવ શાંતિ અભંગ ચાલી જતી હતી, એટલે એનો અંતરનાદ વધ્યો, એને કાંઇક આત્મસાક્ષાત્કાર થતો હોય એમ તેને લાગ્યું, એને અંતરાત્મદશામાં અવ્યાબાધ સુખ, અને પરમાત્મદશામાં કદી નહીં અનુભવેલી

અકલ્પ્ય શાંતિ અને સ્થિરતા જણાયાં; પરંતુ એનો અંતર જાપ ચાલુ જ રહ્યો. એને **પરમાતમ પૂરણકળા** શબ્દમાં જ સવિશેષ ચમત્કાર લાગ્યો, એમાં પદલાલિત્ય ભાસ્યું અને એ શબ્દો બોલતાં જ જાણે કાંઇ અજબ સ્થિતિ અને શાંતિ અંદરથી થતી હોય તેમ તેને જણાયું. એણે તો **પરમાતમ પૂરણ કળાનો** જાપ જ આદર્યો. ફરી બે વાર, દશ વાર, પચીસ વાર અનેક વાર એ શબ્દો અંતરના આદેશથી કે પ્રેરણાથી એ બોલી ગયો અને બોલતાં બોલતાં એ જાણે શબ્દમાં જ લયલીન થઇ જતો હોય, એને મન આખી દુનિયા એ શબ્દમાં જ આવી જતી હોય એમ એ ક્ષણભર અનુભવવા લાગ્યો. પણ એ યોગની કઈ સ્થિતિ હતી, એના મનના ભ્રમ હતા કે વ્યાધિ-ગ્રસ્ત સંસારીજીવનના વમનદશા વખતના સામા ઘસારા હતા એની કાંઇ પણ ચોખવટ એના માનસમાં થઇ નહિ.

એ સમજ્યો કે **પૂરણ કળા** એ શબ્દો અહીં કળા-વિધાન—આર્ટ ( Art ) શબ્દના પર્યાયવાચી નહોતા, પણ ચંદ્રની જ્યોત્સ્નાના અર્થમાં તેનો ઉપયોગ થાય છે તે દર્શાવનાર હતા. જ્યારે ચંદ્ર પૂર્ણિમાને દિવસે આખો ઊગે છે ત્યારે એ **સોળ કળા પૂર્ણ ચંદ્ર** કહેવાય છે. ચંદ્રના સોળમા ભાગને એક કળા કહેવામાં આવે છે. સંપૂર્ણ કળા સાથે શરદપૂનમનો ચંદ્ર ઊગ્યો હોય ત્યારે તે જે શાન્તિ આપે છે, જે આનંદ ફેલાવે છે, તેનો એણે ગત શરદપૂનમે અનુભવ કર્યો હતો. એવા પૂર્ણ કળાવાળા ચંદ્રની શાન્તિ વખતે જગતમાં જે આનંદ અનુભવાય છે તેની સરખામણી એણે સૌરાષ્ટ્રના ઉનાળાના સૂર્યના તાપ સાથે બે દિવસ પહેલાં જ કરી હતી. અત્યારે ચોતરફ ઘેરાયલી ઠંડી શાન્તિ અને સફેદ અંધકાર

વચ્ચે એના મનમાં પરમાત્મા રૂપી ચંદ્ર સોળ કળા યુક્ત ઊગી એના આંતર જગતને શાન્તિ આપી રહ્યો હતો. પરમાત્મ દશાના ઉચ્ચ ગ્રાહોની એની ભવ્ય કલ્પના અત્યારે એને શાંતિ આપી રહી હતી અને એનાં હૃદયમંદિરમાં **પરમાત્મ પૂરણુ કળાનો** એક જાતનો **અજપાજાપ** આલ્યો હતો.

સંસારના અનેક રસોનો એણે આસ્વાદ કર્યો હતો. એનો ધંધો એવા પ્રકારનો હતો કે એ નિર્લેપ રહી અનેક પ્રકારના સંયોગોમાં માનસિક પરિવર્તનો કેવાં થાય છે એનો એ અનુભવ કરી રહ્યો હતો. દુનિયાના અનેક દગા, ફટકા, અસત્ય, અપ્રમાણિકતા, દંભ, આત્મશ્લાઘા, આત્મવંચના અને ધમાધમો કેવાં હોય છે, બહારથી ગૃહસ્થ દેખાતાં મનુષ્યોનાં હૃદયો કેવાં હોય છે, ઉચ્ચ પ્રમાણિકપણાના આદર્શ નમૂના કેવા હોય છે–વિગેરે બાહ્ય અને અંતરંગનાં વર્તનોનો અભ્યાસ કરવાના એને ઠીકઠીક પ્રસંગો પ્રાપ્ત થયા હતા અને દુનિયામાં એ પાઠો ભજવ્યા વગર સર્વ ભાવો વિભાવો અને ફેરફારો એ જોઇ શકયો હતો; પણ આજે જે અનુભવ થયો તે કોઇ તદ્દન નવા પ્રકારનો હતો, નવી જાતિનો હતો અને અનેક ઉચ્ચ ગ્રાહોથી ભરપૂર હતો.

એને પરમાત્મદશા દૂર લાગી, એ દશા અત્યારે તો એને સેંકડો માઇલ છેટી જણાઈ, પણ ત્યાં જવાના માર્ગો હોઈ શકે છે એમ તેને લાગ્યું. એ પોતે એ માર્ગ તરફ નહોતો એમ એને પાછા ફરતાં જણાયું, પણ એ માર્ગનો મીઠો ખ્યાલ એના અંતર પર જરૂર રહી જશે એમ તેને રસાસ્વાદની નજરે કાંઈક લાગ્યું ખરૂં; પરંતુ **પરમાત્મદશાએ**

**પહોંચાડવા માટે અંતરદશામાંથી જ** એને **રસ્તા** દેખાયા. એને દેખાયું કે પ્રથમ **બહારથી અંદર જવાય ત્યારે જ રસ્તા જડે તેમ છે.** બહાર ગમે તેટલી દોડાદોડી કરવામાં આવે એમાં કાંઇ પણ વળે તેમ નથી, એ એ સ્પષ્ટ જોઈ શક્યો. એણે જોયું કે બહાર તો અહીંથી દોડી ત્યાં જઈએ, તો પાછા ત્યાંથી બીજે ધક્કા ખાઇએ છીએ; કોઈ ઠેકાણું ઉપર ઉપરથી સારાં અને કોઇ ખરાબ, પણ બધી ઉપર ઉપરની જ દોડાદોડ તેને લાગી. પણ અંતરમાં ઊતરી જવાય તો પછી જ પરમાત્મદશાના રસ્તા જડે તેમ છે એ એને બરાબર દેખાયું. દૂરનું સાધ્ય છેટે દેખાયું, પણ એના રસ્તા ઉપરઉપરના માર્ગોમાં તો એક પણ નથી એ પણ સાથે જ દેખાયું.

વળી એણે જોયું કે **બાહ્ય** દષ્ટિએ ગમે તેટલો ધનનો વ્યય કરવામાં આવે કે તપ તપવામાં આવે, આંખો મીંચી પડી રહેવામાં આવે કે માનેલ ધર્મની ક્રિયાઓ કરવામાં આવે, એ સર્વમાં સારાં કે ખરાબ ઠેકાણું મળે છે પણ **એમાં અંદર જવાનો માર્ગ નથી** અને તે ન હોઇ પરમાત્મદશાની વાત તો તેને માટે છે જ નહિ. અંદર ઊતરવા માટે એણે ત્યાં લીફ્ટો જોઈ, એસ્કેલેટર[1] જોયાં, ઢાળાવો જોયા અને રસ્તા પણ જોયા, પણ એણે સાથે જોઇ લીધું કે દોડાદોડ કરતી દુનિયા એ માર્ગ પાસે આવતી જ નથી અને આવે તો એને વટાવી દૂર ચાલી જાય છે. એને ઉપરઉપરના રસ્તા પર કરોડો પ્રાણીઓ જતા લાગ્યા ત્યારે નીચેના સ્વયં પ્રકાશવાળા માર્ગે જવાના રસ્તા મેળવનાર પ્રમાણમાં બહુ થોડા પ્રાણીઓ

૧ વીજળીથી સતત ચાલુ રહેતા દાદરા.

દેખાયા. આ **અનુભવ** સાચો હતો કે એને **ભ્રમ** હતો તે એ સમજી શક્યો નહિ.

પણ "**પરમાતમ પૂરણકળા**" એ લય વધ્યો, વાધ્યો, જામ્યો. એને પૂરણ ગુણમાં ચમત્કાર દેખાયો, જગતની આશાપૂર્ણતામાં એને ખાલી વચનાડંબર લાગ્યો. એને લાગ્યું કે અંતરવાટિકામાં ઊતરીને રસ્તા પોતે જ શોધી લેવાના છે. એ **આશા** કોઇ પૂરે તેમ નથી એ એને જણાઇ ગયું. એને વળી એક એના મનથી તદ્દન નવીન અને એણે ન જાણેલી વાત દેખાઈ: **દૂરના સાધ્યે પહોંચવા માટે અંતરવાટિકામાંથી એક બે નહિ પણ પાર વગરના રસ્તા દેખાયા. અંતરવાટિકામાં** ઉપરના લોકમાંથી **ઊતરવાના રસ્તા પણ અનેક** લાગ્યા અને અંદર ગયા પછી તો રસ્તાનો પાર નહિ. કોઇ આડાઅવળા, કોઈ લાંબા, કોઇ સીધા, કોઇ આગળ ઉપર મળી જતા, કોઇ શાખાપ્રશાખાવાળા પણ **બધા રસ્તાની આખરે એક અખંડ જ્યોતિવાળો ધૂમ વગરનો દીપક આવે.** એને અંતરવાટિકામાં કેટલાયે પ્રાણીઓ દેખાયા; આગળ વધતાં જતાં છતાં કોઈ ગોળ ચક્કરમાં પણ પડી ગયેલાં હોય; પણ અંદર ઊતર્યા પછી સર્વનું સાધ્ય તો એ અખંડ જ્યોતિ તરફ જ રહે. આ એણે અનુભવ્યું. જોયું; એણે જોયું એમ એમ એણે માન્યું. એ રસ્તે કોઈ દોરનારા જણાતા હતા, પણ **રસ્તો કાપવાનું કામ તો ચાલનારાઓને જ કરવાનું** હતું એમ એ જોઇ શક્યો.

પણ પૂરણ દૃષ્ટિ, **નીહાળીએ** એ શબ્દો આવતાં તો એ થંભી ગયો. એ પૂરણ પૂર્ણ દૃષ્ટિ કોની ? ક્યારે હોય? એ બોલતાં એને **अपूर्णः पूर्णतामेति, पूर्यमाणस्तु हीयते ।**

એ પૂર્ણાનંદનો સ્વભાવ યાદ આવ્યો. અપૂર્ણ હોય તો પૂર્ણપણાને પામે છે, અને પૂરવા માંડવામાં આવે તો ઘટતું જાય છે, આ વાતથી એને બહુ જોસ આવી ગયું. પોતાની અપૂર્ણતાનો એને સંપૂર્ણ ખ્યાલ હતો, પણ એ તત્ત્વજિજ્ઞાસુ હતો, એ અંતઃમુમુક્ષુ હતો, એને અપૂર્ણ પ્રયત્ન કરે તો પૂર્ણતાને પામે છે એ પૂર્ણાનંદનો સ્વભાવ યાદ આવતાં એને ઘણી શાંતિ થઇ ગઈ, ઘણી ધીરજ આવી ગઈ અને રસ્તાની મુશ્કેલી અને અંદર ઊતરવાની અનેક અગવડો એ વિસરી ગયો. એની આંખો નેમિનાથની મૂર્તિ ઉપર સ્થિર થઈ ગઈ અને–

**"ચિત્ત ધરીએ હો હમચી અરદાસ"**

એ પદ માત્ર એ એક જ વાર બોલ્યો અને બોલતાંની સાથે જ એની આંખો પાછી બંધ થઈ ગઈ. એ રૂપસ્થમાંથી રૂપાતીતની ભાવનામાં પડી ગયો, એ મૂર્તમાંથી અમૂર્તમાં લીન થઇ ગયો અને થોડીક ક્ષણ એ અતઃપર્યંત અનનુભૂત સ્થિતિ અનુભવી રહ્યો.

પછી તો બંધ આંખો સાથે એ નેમિનાથમાં લીન થઇ ગયો અને અંદરથી **પરમાતમ પૂરણ કળા**નો જાપ ફરી વાર શરૂ થયો. કેટલોક વખત એ એ સ્થિતિમાં રહ્યો તેનું એને ભાન ન રહ્યું. અંદરથી એ તો પરમાત્મદશાના સ્પષ્ટ અને અસ્પષ્ટ ખ્યાલ કરવા લાગ્યો. એટલો વખત એના મનમંદિરમાંથી એના વ્યવહારની ધમાલો તથા એની માનસિક પ્રવૃત્તિઓ વિગેરે સર્વ ખસી ગયું, એને નવો અનુભવ થયો. પવિત્ર સ્થાન, દુનિયાના ચાલુ પ્રવાહથી ઊંચાઈવાળી જગ્યા, ત્યાંનું પવિત્ર વાતાવરણ, ત્યાં સાધારણ રીતે ન મળતી અજબ

શાંતિ અને એવા સંયોગોમાં એણે જે દશા અનુભવી તે કોઈ અસાધારણ હતી, અપૂર્વ હતી. એ પરમાત્મદશાના માર્ગોનો અનુભવ તો એને થયો નહિ, પણ માર્ગો છે અને અંતરવાટિકામાંથી મળે તેમ છે એટલું તે જોઇ રહ્યો.

પરમાત્મા આવો સુંદર માર્ગ પામી ગયા અને પોતે તો હજુ સંસારદશામાં રઝળતો હતો એ વાતનું એને ભાન હતું, પણ અત્યારે તો જાણે પોતે પણ **અંતરવાટિકા**માં ઊતરી ગયો હોય એમ એણે ધાર્યું. ત્યાં એને અનેક યોગીઓ અને સત્પુરુષોની હાજરીનો ભાસ થયો. ઘણા દુનિયાદારીના માણસો હતા, પણ જેને એ સતપુરુષ માનતો હતો તેમાંના એક બે સિવાય કોઇ તેના જોવામાં ત્યાં આવ્યા નહિ. એને વળી વધારે નવાઇ જેવી વાત તો એ લાગી કે ત્યાં એણે બે ચાર **તદ્દન સાદા માણસો**ને જોયા. એ કોઈ ભણેલા નહિ, સાદું જીવન જીવનારા, બહુ ઓછું બોલનારા એવા હતા તે ત્યાં અંતરવાટિકામાં દેખાયા. એ કોઇની સાથે વાત કરવા ઈચ્છતો હતો, પણ સર્વ પોતપોતાના કાર્યમાં લાગેલા હતા એટલે કોઈની સાથે એને વાત થઈ નહિ. એને અંતરવાટિકામાં સ્વયં પ્રકાશ ઘણો ઝળહળતો છતાં આંખોને મૂંઝવી નાખે તેવો પ્રચંડ નહિ પણ શાંત દેખાયો. દૂરના ભવ્ય દીપકની સ્થિરતા, જ્યોતિ અને શાંત તેજ તો એને અજબ લાગ્યા.

**અંદરના પ્રાણીઓનાં** રૂપ તો એની દેવના રૂપની કલ્પનાને વિસરાવે તેવાં હતાં અને દરેક વધારે રૂપવાન થતા જતા હોય એમ એને લાગતું હતું. **અંતરવાટિકામાં** પણ પાણીનાં સરોવરો, નદીઓ, ફુવારાનો પાર ન હતો. ફુવારાનું જળ અત્યંત સુગંધયુક્ત હતું. નદીનાં જળ ધીમી પણ મક્કમ શાંતિથી વહી રહ્યાં હતાં. વચ્ચે નાના ને મોટા પર્વતો આવતા

હતા, તેમાં વળી કેટલીક કેડીઓ દેખાતી હતી. એકાદ પર્વ-તની ઊંચાઇ જોઇ એને ગભરામણ છૂટી, પણ એના શિખરને ઓળંગી જનાર તેજસ્વી પુરુષો પણ તે જ રસ્તાઓ ઉપર દેખાયા. અનેક માર્ગો શેરીઓ અને વળણો પર સંખ્યાબંધ કાંતિમાન પ્રાણીઓની હારની હાર જોઇ એને બહુ આનંદ થયો. ત્યાં એણે કોઈ બગાસાં ખાનાર કે ઊંઘનારને જોયો જ નહિ, કોઇ પ્રમાદી કે પરાધીન દેખાયો નહિ, કોઇ લાલચુ કે દંભી જણાયો નહિ. એને મનુષ્યસ્વભાવનો એવો સારો અભ્યાસ થઇ ગયો હતો કે એ મુખ પરથી દંભી કે દગાવાળાને લાલચુ કે લોભીને પારખી શકતો હતો. એ તો જેમ જેમ જોતો જાય તેમ તેમ એને વધારે શાંતિ થતી જાય.

આંખ ઊઘાડી સામે શિવાદેવીના પુત્રને જોયા, એની કાયામાં રહેલ આત્માને એણે અનુભવ્યો, એને મહા પ્રયાસથી થયેલ એનો આત્મવિકાસ દેખાયો અને એને એ માર્ગે આગળ વધવાની હોંશ થઇ આવી. આ કોઇ **અપૂર્વ અનુભવ** છે એમ એને લાગ્યું, પણ ખરેખરી રીતે એ શું છે એ તેના લક્ષ્યમાં આવ્યું નહિ.

આવી શાન્તિમાં એણે લગભગ અરધો કલાક પસાર કર્યો હશે એટલામાં એની શાન્તિ પૂરી થઈ ગઇ. મંદિરમાં કેટલાક યાત્રાળુ આવી પહોંચ્યા અને પૂજારી પણ આવી ચાલુ ધોરણે ઘીની ઊછામણી બોલવા લાગ્યો. એ ત્યાંથી ઊઠીને બાજુની ભમતીમાં અમીઝરા પાર્શ્વનાથની મૂર્તિ સામે બેઠો, ત્યાં વળી વિશિષ્ટ અનુભવ થયો, તે તેણે નોંધી રાખ્યો હશે તો કોઇ વાર તેની નોંધપોથીમાંથી તારવી રજૂ કરવાની તક લેવામાં આવશે.

જૈ. ધ. પ્ર. પુ. ૪૪ અંક. ૨ પૃ. ૪૪ } સં. ૧૯૮૪

---

# ઘાંચીના બળદ

[ ૧૫ ]

**ગમે તે પ્રકારની પ્રવૃત્તિ કરવામાં આવે તે સર્વ પ્રગતિસાધક જ છે એમ માની લેવાની ભૂલ કરવા જેવું નથી.** ઘણી વાર એવું ધારી લેવામાં આવે છે કે બાહ્ય દૃષ્ટિએ પ્રશસ્ત પ્રવૃત્તિ કરવામાં આવે એટલે સાધ્યપ્રાપ્તિ તરફ જરૂર વધારો થયો. આ **ભૂલ** શા **કારણોથી** થાય છે તેના તત્ત્વજ્ઞાનમાં ઊતરવા જેવું છે. એક સૂત્ર એવું છે કેઃ—

**या या क्रिया सा सा फलवती ।**

**જે જે ક્રિયા કરવામાં આવે તે તે ફળવાળી હોય છે.** કોઈ પણ ક્રિયા વંધ્ય નથી. ક્રિયાનું ફળ જરૂર મળે છે. આ વાત તદ્દન સાચી છે. ક્રિયાનું ફળ જરૂર મળે છે, પણ **ફળ મળે છે એટલે પ્રગતિ થાય છે એમ ધારી લેવામાં આવે છે ત્યાં ભૂલ થઈ જાય છે.**

સર્વ પ્રકારની હીલચાલ પ્રગતિસાધક નથી હોતી. **કેટલીક ક્રિયામાં** ઉપર ઉપરની નજરે ગતિ દેખાય છે, છતાં તેમાં સાધ્ય (ધ્રુવ) તરફ લક્ષ્ય ન હોય તો આગળ ગતિ થવાને બદલે **પાછળ ગતિ પણ થાય** છે. આપણે મુંબઇથી અમદાવાદ જવા નીકળ્યા અને જી. આઇ. પી. રેલ્વેમાં ભુસાવળને રસ્તે આગળ વધીએ તો આપણી પ્રત્યેક ગતિમાં આપણને પ્રગતિ લાગે, આપણે એમ માની લઇએ કે આપણે અમદાવાદની નજીક નજીક પહોંચતા જઇએ છીએ; છતાં પ્રત્યેક ગતિના વધારામાં વસ્તુતઃ આપણે અમદાવાદથી દૂર ને દૂર જતાં હોઇએ. આ પ્રકારની

ગફલતી થાય તેમાં આપણું સાધ્યપ્રાપ્તિના માર્ગનું અજ્ઞાન અને એ અજ્ઞાનને સુધારી લેવાની આપણી બેદરકારી કારણભૂત છે.

એ ઉપરાંત **કેટલીક વાર આપણે વર્તુળમાં ફરતાં હોઇએ છીએ** અને માનીએ છીએ કે આપણે આગળ વધીએ છીએ. આંખે પાટા ચઢાવેલ "**ઘાંચીનો બળદ**" આખો દિવસ—સવારથી સાંજ સુધી ચાલ્યા કરે છે, છતાં સાંજે એ ઘેરનો ઘેર જ હોય છે. દશબાર માઇલની સફર કરવા છતાં એ એક ડગલું પણ આગળ વધતો નથી. આ ગોળ ચક્કર ગતિ વર્તુળાકારે થયા કરે છે, તેના **કારણમાં માર્ગદર્શનનો અભાવ** અને **આંખ ઉપર ચઢાવેલ અંધી** છે.

ત્યારે સર્વ ક્રિયાને ફળવાળી કહેવામાં આવી, છતાં સર્વ ગતિ કાંઈ પ્રગતિનું માપ કરાવનારી હોઈ શકતી નથી અને કેટલીક વાર તો પ્રગતિને બદલે પશ્ચાદ્‌ગતિ કરાવનાર હોય છે, અને કેટલીક વાર હોય ત્યાં ને ત્યાં રાખનાર હોય છે, એ બે વાતો વચ્ચે તો દેખાતો વિરોધ લાગે છે. એ પર બહુ વિચારણા કરતાં નીચે પ્રમાણે ઘાટ બેસે છે.

**સર્વ ક્રિયાનું ફળ બેસે છે** એનો અર્થ એમ સમજવો યુક્ત જણાય છે એ **કાંઇક ફળ** તો જરૂર બેસે છે, પણ ધારેલ ફળ મળે છે એમ ધારવાનું નથી. પ્રીન્સેસ સ્ટ્રીટથી એક મણનો બોજો ઊપાડી જનાર મજૂરને ગ્રાંટરોડ પહોંચતાં કદાચ એક પાઈ મજૂરીની આપવામાં આવે તો તેને ફળ તો મળ્યું કહેવાય પણ મજૂરીના પ્રમાણમાં કાંઈ મળ્યું નહિ, એટલે સર્વ ક્રિયા ફળવતી છે એ સૂત્ર વાંચતા-

પડતું લાગતું નથી, પણ જો એ ઉપરથી એમ ધારવામાં આવે કે સર્વ ક્રિયા ઇષ્ટ ફળ જરૂર જ આપે છે તો તે નિદાન સર્વથા પ્રાસવ્ય નથી. ક્રિયાનું ફળ જરૂર મળે છે, પણ તે **સર્વદા ધારેલ ફળ આપે છે એમ ધારવાનું નથી.**

એ જ નિયમ ગતિને પણ લાગુ પડે છે. **ગતિ સર્વ** પ્રકારની **સાધ્ય તરફ લઈ જનાર જ હોય છે એમ ધારવાનું નથી.** કેટલીક વાર ગતિ પાછી હઠાડનારી પણ હોય છે અને કોઇ વાર તે વર્તુળાકારે હોઇ, ચક્રભ્રમણમાં નાખનારી હોઈ, જરાપણ આગળ વધારનારી હોતી નથી.

આ પ્રમાણે હોય તો આપણે પણ ગૂંચવણ ભરેલી સ્થિતિમાં આવી જઇએ એમ કેટલીક વાર લાગી આવે છે. કેટલાક જીવો **ક્રિયા અનુષ્ઠાનમાં સર્વસ્વ** માની લઈ આખો વખત પોતાને રુચે તેવી ક્રિયા કરે છે, કોઇ દ્રવ્ય-પૂજામાં તો કોઇ પડિલેહણમાં, કોઇ પૌષધમાં તો કોઈ મહોત્સવમાં, કોઇ યાત્રાપ્રસંગોમાં તો કોઈ સ્વામીવાત્સલ્યમાં ઇતિકર્તવ્યતા માની બેસે છે. આ **સર્વ ક્રિયાઓ યોગ્ય છે,** યોગ્ય માર્ગે લઇ જનારી છે અને પુષ્ટ સાધનથી ભરેલી છે; પણ તે સાધ્યપ્રાપ્તિરૂપ ફળ જરૂર જ આપનારી છે એમ જો સર્વ ક્રિયા કરનાર ધારી લે તો કેટલીક વાર એ છેતરાઇ જાય છે, આવું સાધારણ રીતે ન ધારેલું પરિણામ શા માટે આવે છે તેના ઊંડા રહસ્યમાં ઊતરવાની ખાસ જરૂર છે.

આપણે કેટલાએ ક્રિયારૂચિ પ્રાણીઓ જોઇએ છીએ, જેઓ પૂર્ણ શ્રદ્ધાથી એકસરખી ક્રિયા આજન્મભર કરતા

દેખાય છે. તમે એવા પ્રાણીઓને પંદર વર્ષની વયના જોય હોય, તે વખતે જે પ્રેમથી તેઓ દેરાસરમાં જઇ ધૂપ કરતા હતા અને જે દુહા કે પૂજા બોલતા હતા, તેજ દુહા કે તે જ પૂજા તે જ ધાટીમાં પીસ્તાલીશ વર્ષની વયે પણ બોલતા અને તે જ પ્રકારે–આકારે ધૂપ કરતા જોશો. આ તેમની શ્રદ્ધા ખરેખર પશંસાપાત્ર છે અને તેઓ તેમ કરે તેમાં કાંઈ ખોટું નથી. ઘણાએ જીવોનો **વિકાસક્રમ** એટલો **ધીમો** હોય છે કે એવા પ્રાણીઓ પાંચ પચીશ ભવ સુધી વિકાસક્રમના **એક જ પગથિયા પર** ટકી રહે છે. એમને એક પગલું આગળ ભરવા પહેલાં ઘણા મંથનમાંથી પસાર થવું પડે છે અને તેઓ વધે છે પણ ઘણે ધીમે પગલે, ધીમી ગતિએ. અહીં જે સ્ખલના થાય છે તે **સાધનધર્મમાં સાધ્યના આરોપણથી** થાય છે. એવા પ્રાણીના વિકાસ માટે, એના વિકાસમાં બની શકતી શીઘ્રતા લાવવા માટે, એને સમજાવવું ઘટે કે, "ભાઇ, તમે જે કરી રહ્યા છો તે તો માત્ર સાધનરૂપ જ છે, એ સાધનને સાધ્ય માની, એના આચરણમાં તમે ઇતિકર્તવ્યતા ન માનો. એ દ્રવ્યક્રિયા તો નિમિત્ત માત્ર જ છે, એના ઉપર પ્રેમ રાખવો એમાં વાંધો નથી, પણ એમ **એકડા ક્યાં સુધી ઘુંટ્યા કરશો ?** જ્યારે તમને લાગે કે એકડા આવડ્યા, એટલે તમે આંક શીખવા લાગો છો, કક્કો બારાક્ષરી શીખી પુસ્તકો વાંચવા લાગો છો, તે તમારી વ્યવહારપદ્ધતિ અહીં પણ લગાવો અને આખી જિંદગી એકડા ઘુંટવામાં કાઢો નહિ.

ઉપરની હકીકત સ્પષ્ટ કરતાં એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. જે મધ્યમ પ્રવાહના કષ્ટસાધ્ય વર્ગના પ્રાણીને

ઉદ્દેશીને ઉપરની વાત કરવામાં આવે તેને સદર હકીકત એવા સારા આકારમાં સુરૂચિ ઉત્પન્ન કરે તેવી રીતે કરવી જોઇએ કે એને પરિણામે એ જે કાંઇ સહજ પ્રગતિ કરી રહ્યા હોય, કેટલોક વખત બાહ્ય ક્રિયામાં કાઢી કાંઈ નહિ તો તેટલો વખત વચન કાયાના યોગોને યોગ્ય રીતે પ્રવર્તાવી રહ્યા હોય અથવા છેવટે પાપક્રિયાથી દૂર રહેવા જેટલો અભાવવાચી લાભ (Negative advantage) મેળવી રહ્યા હોય, તેમાંથી પણ એ વંચિત થઈ ન જાય; કારણ એક વાત લક્ષ્યમાં રાખવા જેવી છે કે **એટલી માર્ગપ્રાપ્તિ પણ ઘણા પ્રાણીને મુશ્કેલ** છે. એ સંબંધમાં વિશિષ્ટ શાસ્ત્રદષ્ટાઓ શું કહે છે? તેનું સ્વરૂપ પ્રથમ વિચારીએ અને પછી આ મુદ્દાને તત્ત્વદષ્ટિએ સમજીએ.

પ્રથમ તો પ્રાણીને **ધર્મનો યોગ** થવો જ મુશ્કેલ છે. એ યોગ થાય એટલે એનામાં **ધર્મસન્મુખ વૃત્તિ** થાય છે. એને **યોગાવંચકપણું** કહેવામાં આવે છે અને એ પણ પ્રાણી ઓઘદશામાંથી યોગદશામાં આવે ત્યારે મળે છે. યોગ થયા પછી **એની પ્રક્રિયા** થવી મુશ્કેલ છે, યોગ થયો એટલે કાંઈ રાચી જવાનું નથી. આ પ્રક્રિયા થાય તેને **ક્રિયાઅવંચકપણું** કહેવામાં આવે છે. અનુષ્ઠાનોને અંગે આ બન્ને પ્રકારના અવંચક યોગ પ્રાપ્ત થાય તે તેટલા પૂરતી પ્રગતિ બતાવે છે, તેટલે અંશે પ્રાણીની પ્રગતિ થઈ ગણાય. પણ એ બન્ને અવંચક યોગો એકડા માત્ર છે. એ એકડા ઘુંટાયા કરે એમાં કાંઈ ફળપ્રાપ્તિ–ઇષ્ટસિદ્ધિ થતી નથી. એને માટે વિશેષ અભ્યાસ, અવલોકન અને સમજણની જરૂર પડે છે. એ **ફલાવંચક યોગ**ની જ્યારે બરાબ

બર વિચારણા થાય ત્યારે જ અનુષ્ઠાનોનું મહત્ત્વ, એનો સાધન–ધર્મભાવ અને એનું યોગ પ્રગતિમાં સ્થાન સમજાય છે. પ્રથમના બન્ને અવંચક યોગો ( યોગ તેમજ ક્રિયા ) સહજ પ્રગતિ બતાવે છે, છતાં ખરી રીતે જોતાં એ તો માત્ર સાધન છે અને જ્યાં સાધનધર્મમાં પર્યાપ્તિ માનવામાં આવે ત્યાં મોટી ગેરસમજ ઉત્પન્ન થવાનો ભય રહે છે.

એ ગેરસમજ એવા પ્રકારની છે કે ઘણા પ્રાણીઓ એ અનુષ્ઠાનોમાં જ સંપૂર્ણતા માની બેસે છે. એ પછી તો એવી મનોદશા તે વહોરી લે છે કે એને એ ક્રિયા સિવાય વધારે આગળ વધવાનું બનતું જ નથી અને એ ક્રિયામાં ને ક્રિયામાં આખું જીવન વ્યતીત કરે છે. એને દ્રવ્યક્રિયા ગમે તેટલી સારી લાગે, પણ જો તે તેના રહસ્યમાં ન ઊતરે અને માત્ર આચારરૂપે કે કુળધર્મ પ્રમાણે એ દરરોજ નિયમસર ક્રિયા કરી આવે તો એની દશા યંત્ર જેવી થઈ જાય છે અને અતિ વિશિષ્ટ ફળાપેક્ષયા એ તદ્દન પ્રગતિશોધકની કક્ષામાં આવી જાય છે. આવી દશા મુમુક્ષુની નજરે લાભદાયક ન હોઇ ખાસ વિચારવા યોગ્ય સ્થિતિ પૂરી પાડે છે.

એના સંબંધમાં એક પૂજા પ્રસંગમાં શ્રીમદ્ વીરવિજયજી મહારાજ હકીકત લાવ્યા છે કે:–

**તેલી બળદ પરે કષ્ટ કરે,**
**જીવ વિણશ્રુત લહેર;**
**નિશદિન નયણ મીંચાણે**
**ફરતો ઘેરનો ઘેર.**

એવા પ્રકારનો પ્રાણી ઘાંચીના બળદની પેઠે આંખો મીંચીને સવારથી સાંજ સુધી ( જીવન પર્યન્ત ) ફર્યા કરે છે,

અને આખા દિવસમાં દશ–બાર માઇલનો પંથ કરે છે, છતાં દિવસની આખરે (જીવનની આખરે) એને માલૂમ પડે છે કે એ તો ઘેરનો ઘેર જ છે, એ હતો ત્યાંનો ત્યાં જ છે, એ લાંબી મુસાફરીનું કષ્ટ કરવા છતાં એક વેંત જેટલી જમીન પણ આગળ વધ્યો નથી, અને એમ થવાનું કારણ એટલું જ કે એની આંખ ઉપર પડદા ચઢેલા હોય છે, તેથી એને વિવેકજ્ઞાનનું લહેરખું આવતું નથી અને પરિણામે એ આખો દિવસ ફરે છે, છતાં આગળ વધતો નથી.

ઘાંચીના બળદને આપણે એટલી વાર ફરતો જોયો હોય છે કે એ આગળ ન વધે એમાં આપણને બહુ આશ્ચર્ય થતું નથી, પણ એ જ વાતનો આપણે યોગ (પ્રગતિ) માર્ગે વિચાર કરીએ ત્યારે બહુ ગંભીર વિચારણામાં પડી જઈએ છીએ. સવારે મંદિરમાં જઈ ધૂપ દીપાદિ કરી આવીએ કે સમજ્યા વગર પ્રતિક્રમણ દરરોજ કરીએ, કે કંદમૂળાદિનો ત્યાગ કરીએ અને તેટલી ક્રિયાથી સંતોષ માની, પોતાની જાતને ધર્મિષ્ટ માનવાની ગફલતી કરી બેસીએ અને કાંઇ વિચાર ન કરીએ તો એ ઘાંચીના બળદ જેવી જ દશા આપણી થાય છે તે વિચારીએ. જ્યાં સુધી વિવેકજ્ઞાન પ્રાણીને થતું નથી ત્યાં સુધી એ **થોડી ધર્મક્રિયામાં પરિપૂર્ણતા માની** બેસે છે અને પરિણામે એની દશા ઘાંચીના બળદ જેવી જ થાય છે.

એનો એક ઘણો જાણવા લાયક દાખલો થોડા સમય પહેલાં બન્યો હતો. જળપ્રલય પછી ખેડા અને નડિયાદના પ્રદેશમાં વાણીઆ વ્યાપારીઓએ માલની આવકજાવક બંધ થઈ જતાં જરૂરી ચીજોના ભાવો ચાર ચાર–છ છગણા વધારી

દીધા. પરિણામે મુંબઈ તથા ગુજરાતના કાર્યકર્તાઓને સસ્તા ભાવે અનાજની દુકાનો ઠામ ઠામ ખોલવી પડી. સસ્તા ભાવે એટલે માત્ર પડતર ભાવે. આવા વ્યાપારીઓ કોઇ ફંડ થાય તો તેમાં બશેં ત્રણશેં રૂપિયા ભરી સસ્તા ભાવે અનાજની દુકાન ઊઘાડવાનાં કાર્યને મદદ કરે છે અને તે જ દુકાનની પડખે પોતાની દુકાન રાખી ત્યાં પંચોતેર ટકા વ્યાજે ગરીબ વર્ગને નાણું ધીરી તે જ પૈસાથી અનાજ ખરીદવામાં મદદ કરે છે. 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા'ના ખબરપત્રી એવા અનેક પ્રકારનાં બનાવો પર ટકોર કરતાં કહે છે કે "આવા મીશ્કીન માણસો ફંડમાં બશેં ત્રણશેં રૂપિયા ભરી પોતાના પ્રભુ પ્રત્યેની ફરજ પૂરી થયેલી માને છે. એ એમ ગણે છે કે જ્યારે **જવાબ** દેવાનો વખત આવશે ત્યારે આ બશેં ત્રણશેં-ની રકમ પોતાનો બચાવ કરી લેશે, બાકી જળપીડિત લોકો તરફ એનું વર્તન જુઓ તો એ પ્રચલિત ભયંકર પરિસ્થિતિનો જેટલો લાભ લેવાય તેટલો લેશે, એને દશગણા દામ લેવામાં સંકોચ થશે નહિ, એને એકના ચાર લખાવતાં જરા પણ ખોટું લાગશે નહિ, એને રીબાતા લોકોનાં ઢોરઢાંખર બસોના હોય તેને પચીશ રૂપિયામાં પડાવી લેવામાં કાંઇ અન્યાય જણાશે નહિ."

આ વાત તો એના શબ્દોમાં એણે લખી છે અને તે જૈન ધર્મ પાળનાર માટે લખી છે; પણ આપણે એને આપણા ભાઇઓના સંબંધમાં બરાબર સમજી શકીએ. આપણી મનોદશા એવી થઇ ગઇ છે કે આપણે આખો દિવસ ગમે તે પ્રકારના વ્યવસાય કરીએ, સાચાં ખોટાં કરીએ અને પછી સાંજે આલોચના કરીએ તો બસ થઇ જશે એમ

કેટલાક માની લે છે. **આ વ્યાપાર ઘાંચીના બળદનો** છે, આ ધંધો પ્રગતિરોધક છે, આ માર્ગ આગળ વધવામાં અડચણ કરનાર છે. આ મનોદશા જેને વિવેક હોય તેની ન હોય, જેને શ્રુતની લહેર આવતી હોય તેને અકલ્પ્ય હોય અને જે પોતાને માટે સ્વતંત્ર વિચાર કરી શકતો હોય તેને અશક્ય હોય. હાલ તો આપણે માટે આપણે વિચાર જ કરતા નથી, કરતા શીખ્યા નથી, એટલે ઉપરઉપરની થોડી શિષ્ટ **ક્રિયાઓના સંવ્યવહારમાં કૃતકૃત્યતા** માની બેઠા છીએ અને એને અને આપણા બીજા વ્યવહારોને જાણે સંબંધ જ ન હોય, તેમ તેમને સ્પર્શ પણ થવા દેતા નથી. એ ધંધો સુજ્ઞને ન પાલવે.

એમ માનવાનું કારણ એ છે કે અત્યારના ક્રિયારુચિ જીવો એકલી **ક્રિયામાં** જ **સંપૂર્ણતા** માની બેઠા છે, એ અન્યના ધર્મીષ્ઠપણાની તુલના પણ એ જ દૃષ્ટિએ અને એ જ તુલાએ કરે છે. અમુક પ્રકારની ક્રિયા કે જેમાં તેઓ રસ લેતા હોય તેવી થોડી બાહ્ય ક્રિયા કરનાર અને સહજ ત્યાગ કરનાર કે રાત્રે ન ખાનારને જ તેઓ ધર્મસન્મુખ માને છે. જેઓ **જેટલે અંશે ત્યાગ** કરે છે **તેટલે અંશે** તેઓ **ધન્ય** છે, પણ **એમાં ભૂલ સંપૂર્ણતા** માનવામાં **થાય છે. એમને પ્રિય હોય તેવી ક્રિયા કે એવા પ્રકારનો ત્યાગ ન દેખાય ત્યાં ધર્મનો અભાવ માનવો એ જેટલું ભૂલભરેલું છે તેટલું જ બાહ્ય વર્તન કે ક્રિયા ઉપર પૂર્ણ ધર્મનો આરોપ માનવો તે પણ ભૂલભરેલું છે.** એ દશા જૈન ધર્મની નહોતી અને ન

હોવી જોઇએ. અને તેટલા ત્યાગની સૂચના કરવી, પણ **યોગના અસંખ્ય માર્ગો** હોઇ, કોઇ અન્ય રીતે પોતાની પ્રગતિ સાધતો હોય તો તેને માટે તે માર્ગ પણ ઇષ્ટ હોઈ શકે, એટલી વિચારની વિશાળતા રાખવાની જરૂર છે.

સર્વથી વધારે અગત્યની વાત **આંખો બંધ** રાખવાની છે. જ્યાં સુધી પ્રાણીના વિવેકચક્ષુ ખૂલે નહિ, એ સ્વ અને પરનું વિવેચન કરી શકે નહિ, એ બાહ્ય આડંબર અને ધમાલમાં ધર્મ માનતો અટકે નહિ, એની અંતરદશા જાગૃત થાય નહિ, એની પરિણતિમાં વિવેકપૂર્વક નિર્મળતા થાય નહિ, ત્યાં સુધી એ આખો દિવસ દોડે, હરે ફરે કે ક્રિયાની ધમાલ કરે, એ સર્વમાં એણે ખ્યાલમાં રાખવાની જરૂર છે કે દિવસને અંતે એ માઇલો સુધી ચાલે તો પણ ઘેરનો ઘેર છે.

આ ચક્રભ્રમણ ગતિ માટે અનેક જગ્યાએ શાસ્ત્રકારે બહુ વાતો કરી છે. એ બધી વાતનો સાર "**વિવેકજ્ઞાન**" શબ્દમાં આવી જાય છે. જ્યારે પ્રત્યેક કાર્યની પોતાની ઉપર ખરી અસર શી થાય છે ? પોતાની પ્રગતિને અંગે એ કાર્ય શો ભાગ ભજવે છે ? અને એ કાર્ય સમાન કક્ષાએ અંગત કેટલો લાભ કરે છે ? એ પ્રાણી પોતે સમજે, ત્યારે તેની ચક્રભ્રમણ ગતિ અટકે. ખોટી ધમાલ કરતાં આ વિવેકજ્ઞાન પ્રાપ્ત કરવાની વધારે આવશ્યકતા છે, વિવેક વગરની દોડાદોડ નકામી છે અને ઘણી વાર પાછી હઠાવનારી પણ થઇ જાય છે, તે વાત તે બરાબર સમજે.

એનો એક દાખલો વિચારવા જેવો છે. એક શેઠ હતા. એમણે શ્રી સિદ્ધાચળનો સંઘ કાઢયો હતો. ખર્ચ પણ સારો

કર્યો હતો. એમની સાથે વાત કરતાં એ સંઘની વાત કરે ત્યારે એવા શબ્દોમાં વાત કરતા કે–'ભરત ચક્રવર્તી પછી જો કોઇએ ખરો સંઘ કાઢ્યો હોય તો તે તેમણે જ.' બીજા આવા શબ્દોમાં પ્રશંસા કરે તો વાંધો નહિ, તેમને અનુમોદનાનો લાભ પણ થાય; પણ એ શેઠશ્રીને તો મિથ્યાભિમાન સિવાય કાંઈ પ્રાપ્ત થાય તેમ નહોતું. આવી રીતે વિવેક વગર મોટો ખર્ચ થાય તેમાં "ઘેરના ઘેર" ની દશા થાય છે અને પોતાના આત્માને પૂછવામાં આવે તો આવી દશા કોની નહિ થઇ જતી હોય તે વિચારવા યોગ્ય છે.

વાત એ છે કે બરાબર **વિવેકપૂર્વક વિચારણા** કરવાની શક્તિ આવે તો આ તેલી બળદની દશા થતી અટકે; પછી એને અપૂર્વ લાભ મળ્યાનો આહ્‌લાદ જરૂર થાય અને એની વાતમાં વિવેક અને અંતરમાં નમ્રતા જરૂર આવી જાય; એ ખોટી સભ્યતા બતાવી પોતાની પ્રતિષ્ઠા વધારવાનો પ્રયત્ન પણ ન કરે; એ સમજે કે એવી રીતે રીતે નામ રહેતાં નથી અને નામ કોઈનાં રહ્યાં નથી: ચક્રવર્તી છખંડ સાધી ઋષભકૂટ ઉપર કાકિણી રત્નથી નામ લખે છે ત્યારે તેને પણ એક નામ ભુંસાડી પોતાનું લખવું પડે છે. આ વિચારણા કોને આવે ? ક્યારે આવે ?

આપણે ચારે તરફ શું જોઇએ છીએ ? પાંચસો રૂપિયા આપવા હોય તો આરસની તખ્તી અને બોર્ડ પર નામ જોઇએ અને પચાસ રૂપિયા પુસ્તકપ્રકાશન માટે આપ્યા હોય તો મુખપૃષ્ઠ પર મોટા અક્ષરે નામ જોઇએ. આ સર્વ **તેલી** બળદનો જ વ્યાપાર છે, અધૂરા શિક્ષણનું

અને વસ્તુસ્થિતિના અજ્ઞાનનું પરિણામ છે. એક ઉપવાસ કર્યો હોય તો દશ જણાને કહેવાય કે આજે તો મારે ઉપ-વાસ છે, ત્યારે અંદર શાન્તિ થાય અને એક મેળાવડામાં સહજ ભાષણ કર્યું હોય, કે હાજરી આપી હોય, તો બીજે દિવસે પ્રભાતમાં દૈનિક પત્રમાં પોતાનું નામ આવ્યું છે કે નહિ એ જોવા જીવ તલપાપડ થઇ રહે તો ત્યાં આત્મિક પ્રગતિ કેવી રીતે થાય ? એ દશા જૈન હૃદયની હોય નહિ ! એ દશા પ્રગતિમાન આત્માની સંભવે નહિ ! એ દશા ખરા મુમુક્ષુને ઘટે નહિ !

વિશિષ્ટ પદ આરોહણની ભાવના થઈ હોય, એને માટે અંદરથી તાલાવેલી લાગેલી હોય, તો આ બાહ્ય ભાવ તજવો ઘટે છે, એને દૂર કરવો ઘટે છે, એની ઉપેક્ષા કરવી ઘટે છે. આટઆટલા પ્રયત્નો થાય, ત્યાગ થાય, ધમાલ થાય, દોડાદોડી થાય, વખતનો વ્યય થાય અને પૈસાનો ઉપયોગ થાય છતાં "**ક્યાં ગયા'તા કે ક્યાંઈ નહિ, ( ત્યાંના ત્યાં)**" એવી દશા થાય એ તે ડહાપણનો માર્ગ હોય ? એ તે શ્રેયસ્‌ની ઇચ્છાવાળાની વર્તના હોય, એ તે ચક્રભ્રમણનો છેડો લાવવાના સાચા પ્રયત્નશીલની અંતરદશા હોય ? એનાં તો મનોરાજ્યો જ જુદાં હોય, એની અંતરની અભિલા-ષા જ અનેરી હોય, એની ચારુતા અને ધન્યમન્યતા જ અલગ હોય, એને સંતોષ પરપ્રશંસામાં ન હોય, સ્વાત્મ-સંતોષમાં જ એનો નિર્મળ આનંદ હોય, એની રટના લોકે-ષણામાં ન હોય, એને અંદરથી બહુ સારું કર્યું એવો ધ્વનિ ઊઠે એના શ્રવણમાં જ દૃઢ પ્રેમ પ્રીતિ હોય. એ દશા માત્ર વિવેકજ્ઞાનથી પ્રાપ્તવ્ય છે, અંતરસન્મુખવૃત્તિને આધીન

છે અને બાહ્ય ભાવના વિસ્મરણ અથવા અનાપેક્ષણુમાં છે. એ ન થાય ત્યાં સુધી સર્વ ગતિ એ પ્રગતિસૂચક ન સમજવી. કેટલીક વાર એમાં પશ્ચાત્ ગતિ હોય છે, કેટલીક વાર ગતિનો ભ્રમ માત્ર જ હોય છે. વિવેકજ્ઞાનની પ્રાપ્તિમાં ક્રિયાયોગનું સાફલ્ય છે અને એ સમજવાના પ્રયત્નમાં સાધનધર્મનું સ્થાન સમજવાનું બનવા યોગ્ય છે.

આ હકીકત જ્યારે સમજાય ત્યારે **ફલાવંચકપણું** પ્રાપ્ત થાય છે. ત્યાં સુધી સર્વ પ્રયત્ન માત્ર છે અને કેટલીક વાર ખાલી અડવડીઆં અથવા ફાંફાં છે. એ જેમ જલ્દી સમજાય તેમ આનંદ છે, રસ્તાસરની પ્રગતિ અને જીવનયાત્રાની સફળતા છે. ગમે તેમ કરીને સમજી, વિચારી આ ઘાંચીના બેલની સ્થિતિમાંથી દૂર નીકળી જવા જેવું છે અને તેમ થતાં અર્ધદગ્ધ વર્તમાન સમાજની ટીકા શ્રવણ કરવાની અગવડ થાય તો તે સહન કરવાની શક્તિ પણ સાથે જ કેળવવાની જરૂર છે. નિરંતર એકડા ઘુંટવાની દશામાં રહેવા જેવું નથી, પણ વર્ગમૂળ અને ઘનમૂળના ઊંચા અંકગણિત કે બીજગણિતના દાખલા આવડે નહિ અને ત્યાં સુધીનો કૂદકો મારતાં એકડા ઘુંટતા પણ અટકી જવાય નહિ—આ બન્ને **સ્થિતિ** વિચારી સમજણ પ્રાપ્ત કરી **રસ્તો કરવા** યોગ્ય છે, પણ ઘાંચીના બળદની સ્થિતિમાં રાચી જવા જેવું તો જરા પણ નથી. આ ભાવમાં કાંઇ ન સમજાય તેવું લાગે તો આંતર આત્મદશા સમજનાર પાસે આ સ્થિતિનો ખ્યાલ કરવા માટે જવા જેવું છે. અહીં સર્વ મળી શકે તેમ છે, માત્ર “ખોજી હોય સો પાવે.” આ વિચારણા પ્રાપ્ત થવી એ પણ દુષ્કર છે અને ચક્રભ્રમણમાંથી નીકળી સાધ્ય તરફ અ-

બાધિત પ્રયાણ કરવું એ પણ મુશ્કેલ છે, છતાં એ જે છે તે છે, અને છે તે સમજવા જેવું છે. આવો અવસર વારંવાર મળવાનો નથી, એ નિરંતર ધ્યાનમાં રાખવું અને રાખીને આગળ વધવું. ઘાંચીનાં બળદને લક્ષ્યમાં રાખવો અને નિરંતર જે અશ્વની સીધી ગતિ સાધ્ય તરફ થતી હોય તેને પણ લક્ષ્યમાં રાખવો; તેમજ આવડત, અનુકૂળતા અને મુમુક્ષુતાને અનુસારે બેમાંથી એક ગતિ પકડી લેવી.

જૈ. ધ. પ્ર. પુ. ૪૪ પૃ. ૭૯ } સં. ૧૯૮૪



# પાણી વલોવ્યું.

[ ૧૯ ]

આવું શિર્ષક (મથાળું) વાંચી આશ્ચર્ય થશે. દુનિયામાં છાશ વલોવાતી જાણી છે, છાશ વલોવનારને જોયા છે અને છાશમાંથી માખણ તરી આવતું એને પરિણામે જોયું છે; પરન્તુ કાંઈ **પાણી** તે **વલોવાતું હશે** ? કોઇ પાણી વલોવતું હશે ? અને કલાકો સુધી પાણી વલોવે તો તેથી વળે પણ શું ?

અહીં જરા ચોખવટ કરીએ. **વલોવવું** એ ગુજરાતી ભાષાનો શુદ્ધ પ્રયોગ છે. એનો અર્થ તેમાં કોઇ ચીજ નાખી હલાવવું એમ થાય છે. દહીંની છાસ કરી, એક મોટી દેઘડી કે ગોળીમાં ભરી, ઉપરથી તેનું મોઢું બંધ કરી, અંદર લાકડાનો દંડ નાખી, તેને દોરડાથી ખૂબ હલાવવો અને એ રીતે છાશમાંથી માંખણ કાઢવું એ ક્રિયાને છાશનું **વલોવણું** કહે છે. **વલોણાની છાશ** પ્રસિદ્ધ શબ્દ છે. લોકો હવે ઘેર ગાય, ભેંસ રાખતા ઓછા થઇ ગયા છે, તેને આ શબ્દપ્રયોગ કદાચ અપરિચિત લાગે એ વાત બનવા જોગ છે. એ ગ્રામ્ય પ્રયોગ નથી. અત્ર ભાષા શાસ્ત્રની ચર્ચા નથી, પણ વલોવવું શબ્દ કોઇને જાણવામાં ન હોય તો ગેરસમજુતી ટાળવા માટે જરા બાજુની અને સહજ અપ્રસ્તુત વાત અત્ર કરી છે.

ત્યારે આવું મથાળું શું કર્યું ? અને ક્યાંથી સૂઝયું ? આ વાત પણ કહી દેવા જેવી છે. આજે બેસતો મહિનો હોવાથી ચાલુ નિયમ પ્રમાણે સ્નાત્રપૂજા કરતાં ચોસઠ પ્રકારી પૂજામાંથી છઠ્ઠી પૂજા ભણાવી. તેમાં સમર્થ કવિ એક જગ્યાએ ગાઇ ગયા છે:—

**આવી રૂડી ભગતિ મેં પહેલાં ન જાણી;**
**સંસારની માયામાં મેં તો, વલોવ્યું પાણી.**
**આવી રૂડી૦ વિગેરે**

આ વાંચીને કાંઇ વિચાર થયો અને તેના પરિણામે ઉપરનું મથાળું બંધાયું. આટલો ઉપોદ્ઘાત કરી આપણે મૂળ મુદ્દા પર આવી જઇએ.

મુદ્દા પર આવતાં એકદમ ગંભીર વાત કરી દઇએ. **જન ધર્મમાં ભક્તિયોગ** જેવું કાંઇ છે ખરું? હોય તો તેનું સ્થાન શું? આ અતિ મહત્ત્વનો પ્રશ્ન છે અને ખાસ પૃથક્કરણ કરી ચર્ચવા યોગ્ય છે. એ પ્રશ્નને બીજે છેડે **આનંદઘનજી** મહારાજ બેઠા છે, તેઓ કવન કરી ગયા છે:—

**ચિત્ત પ્રસન્ને રે પૂજન ફળ કહ્યું રે,**
**પૂજા અખંડિત એહ;**
**કપટ રહિત થઇ આતમ અરપણા રે,**
**આનંદઘન પદ રેહ.**
**ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે.**

આ તો ઉત્કૃષ્ટ વાત કરી નાખી. હવે વચ્ચેના માર્ગો જોઈ લઇએ, એટલે પછી બધા રસ્તા, તેનાં મૂળો અને તેનાં સાધ્યો સ્વતઃ જણાઇ આવશે.

આર્યાવર્તના સર્વ ધર્મો **ધ્યાનયોગને** પ્રાધાન્ય આપે છે. ધ્યાનના ભેદો અને ધ્યેયના વિભાગો જુદાં જુદાં પ્રત્યેક દર્શન બતાવશે. ધ્યાનયોગ વગર કોઇને ચાલ્યું નથી. **મનની એકાગ્રતા કરી સ્થિર ચિત્તે એક વસ્તુમાં મનને પરોવવું અને તે દ્વારા ચિત્તસ્વાસ્થ્યથી સત્ ચિત્ અને આનંદની લહરી અનુભવવી** અને તેની જૂદી

જૂદી પરિસ્થતિમાંથી પસાર થઈ છેવટે મન પર વિજય મેળવવો અને તેને પણ સાધનધર્મોમાંના ઘણાખરાની માફક પાછળ મૂકી તેનાથી પર થવું, તેના પર સામ્રાજ્ય મેળવવાના વિજય મુહૂર્ત્તે તેનાથી પણ પર થવું એ સર્વ પરભવ માનનાર દર્શનનો સામાન્ય વિષય છે અને અપવાદ વગરનો છે. એ ધ્યાનયોગની સિદ્ધિ કે પ્રાપ્તિ માટે અનેક ઘટનાઓ સંભવિત છે અને સ્વીકારાયલી છે. **તેમાં ભક્તિયોગ** મુખ્ય સ્થાને છે.

આ **ભક્તિયોગ** એ **ધ્યાન યોગનો** હેતુ હોઈ અને મુખ્ય સ્થાને હોઈ ખાસ વિચારવા યોગ્ય છે. તે સાધ્યનો સાક્ષાત્કાર કરાવનાર હોવાથી તેના કારણરૂપ છે. જે આદર્શે પહોંચવું હોય તેનું ધ્યાન કરતાં એ સ્થાને પહોંચાય છે અને તેટલા માટે એ ધ્યેયને નિત્ય લક્ષ્યમાં રાખવાની વ્યવસ્થા કર્તવ્યસ્થાન લે છે. સાધારણ વ્યવહારુ માણસોને ચાલુ ધ્યાન કરતાં આવડે નહિ અને કરવા જાય તો કદાચ રખડી પણ પડે, તેટલા સારુ **ભક્તિ દ્વારા ધ્યાનયોગ સાધવાનો** રસ્તો બહુ આનંદમય, સિદ્ધ અને અવિચળ માર્ગ તરીકે સ્વીકારાયલો છે. આ આદર્શની અવિચળ ભક્તિ કરતાં આદર્શ ધ્યેયસ્થાને આવી જાય અને પછી તેમાં એકતા થાય તો ભક્તિ ધ્યાનયોગમાં ફેરવાઈ પણ જાય, તેથી **ભક્તિને ધ્યાન યોગમાં** બહુ **અગત્યનું સ્થાન** મળે છે.

ભક્તિમાં એક ખાસ વિશિષ્ટતા એ છે કે ધ્યાનયોગ તો વિકાસ પામેલા આત્માઓ જ આદરી શકે છે અને તેમાં પણ આત્મવંચના કોઈ વાર ઇરાદાપૂર્વક અને ઘણી વાર અણજાણ્યે પણ થઈ જાય છે, ત્યારે **ભક્તિયોગ વિકાસક્રમના ગમે**

**તે પગથિઆ પર રહેલ પ્રાણી આદરી શકે છે અને** તેમાં ધીમે ધીમે પ્રગતિ કરે છે એટલે **ભક્તિયોગ સર્વસામાન્ય** છે અને આવડત અને અનુકૂળતા પ્રમાણે શ્રેયઃસાધક નીવડી શકે તેવો છે. આથી ભક્તિયોગની સર્વગ્રાહીતાની નજરે **આદરણીયતા વધારે** છે, તેથી આપણે **ભક્તિયોગના પ્રકારો** તપાસીએ.

**દ્રવ્યપૂજન અને ભાવપૂજન:** ભક્તિયોગના એ બે પ્રકાર ખાસ નજર પર આવે છે. પૂજન કરવાની વસ્તુઓથી પ્રભુપૂજન કરવું એ દ્રવ્યપૂજન. પ્રભુબિંબ (પ્રતિમા)ને સ્નાન કરાવવું, તે પર ચંદન પુષ્પથી પૂજા કરવી એ **અંગપૂજા** અને તેમની સન્મુખ સુગંધી ધૂપ કરવો, દીપક કરવો, સામે અક્ષત ચઢાવવા, ફળનૈવેદ્ય ધરવાં એ **અગ્રપૂજા.** પોતાની શક્તિ, સ્થિતિ અને વસ્તુની ઉપલબ્ધતા પ્રમાણે અનેક વસ્તુઓથી પ્રભુનું દ્રવ્યપૂજન થાય છે અને કર્તવ્ય ગણાય છે. એમાં પાંચ કોડિ—એક પાઈથી પણ ઓછી કિમતની વસ્તુથી ફૂલ ચઢાવનારને અઢાર દેશનું રાજ્ય મળે છે અને બીજી રીતે જોઇએ તો દરરોજ પૂજન કરવા છતાં મનોવૃત્તિનું ઐક્ય ન કરનારને માત્ર જવા આવવાની ક્રિયા થાય છે કે નામનું જ ફળ મળે છે. પાંચ કોડિવાળાને તો એ આખી પુંજી હતી અને તેનો ઉલ્લાસ અને તેના ભાવ અતિ ઉચ્ચ પ્રકારના હતા એ વિચારણીય વાત છે. એ માર્ગે અનેક ગયા છે અને માર્ગ આદરણીય છે, પ્રવેશક તરીકે અગત્યનો ભાગ ભજવનાર છે અને પર્યન્તે પ્રગતિ કરાવી ઈષ્ટ સ્થાનકે પહોંચાડનાર છે.

પણ એક વાત વિચારી જવા જેવી છે. આ **દ્રવ્યપૂજન**

**ભાવનું નિમિત્ત** છે. દ્રવ્યપૂજનમાં ઇતિકર્તવ્યતા આવી જતી નથી, પણ એ જેટલા પૂરતું ભાવપૂજનનું નિમિત્ત બને તેટલા પૂરતી એની ઉપયોગિતા છે. ભગવાન પાસે ફૂલ ફળાદિના ઢગલા કરવામાં આવે, પણ ચિત્તમાં વીર્યોલ્લાસ ન થાય તો તેમાં એનું જેવું જોઇએ તેવું ફળ બેસતું નથી. ભાવપૂજનમાં અંદરનો વીર્યોલ્લાસ, પ્રભુમાં એકતાન, આત્મ-નિમજ્જન અને સ્વભાવમાં રમણતા આવે છે. જે વખતે અંદર જાગૃતિ થઇ જાય તે વખતે દ્રવ્યપૂજાનાં સાધનો સુંદર ફળ આપે છે, કોઈ અનિર્વચનીય આનંદ અનુભવાવે છે અને અપરિચિત અને અનનુભૂત નૂતન પરિસ્થિતિનો પરિપાક જમાવે છે.

ભક્તિયોગની આ વિશિષ્ટતા છે. અત્યારના સમયમાં આપણે નાની મોટી એટલી ઉપાધિમાં રહીએ છીએ કે આ-પણને પરમાત્માના નામનું સ્મરણ થવું પણ કેટલીક વાર દુર્લભ થઈ પડે છે. આ **પ્રાણી નિમિત્તવાસી** છે. એને સારાં નિમિત્તો મળ્યાં હોય તો તે યોગ્ય માર્ગે આવી જાય અને કુસંગત તથા અનિષ્ટ પ્રસંગો મળ્યાં હોય તો તે નીચે ઊતરી જાય. સંયોગ ઉપર અસાધારણ કાબૂ ધરાવનાર અને તુચ્છ પ્રસંગોમાંથી પણ ઊંચા આવનાર તથા સંયોગથી પર રહે-નાર વિશિષ્ટ આત્માઓની આ વાત નથી. આ તો અમારા તમારા જેવા સામાન્ય જનપ્રવાહ પર રહેનાર સાદાં જીવનોની વાર્તા છે. એવા પ્રાણીને નિમિત્ત મળે તો તે સારે માર્ગે આવી જાય છે અને ત્યાં સ્થિત થાય છે. એને રખડવાની ટેવ પડે તો એ પોતાનાં શક્તિ દ્રવ્ય અને મનનો દુરુપયોગ કરી બેસે છે. એને નાટક જોવાં મળે તો એ તેમાં રસ લે

છે અને સારું ખાવાનું મળે તો તેમાં રસપૂર્વક ઊતરી જાય છે. એવા ચાલુ સંયોગોને તાબે થનારે શુભ સંયોગો પ્રાપ્ત કરવા–સારાં નિમિત્તો ઉભાં કરાવવાં અને જમાવવાં એ એની પ્રગતિ માટે અનિવાર્ય છે અને તે દૃષ્ટિએ બહોળતાએ વિના સંકોચે એમ કહી શકાય કે **દ્રવ્યપૂજન સામાન્ય અધિકારી માટે બહુ લાભ કરનાર** અને શુભ પર્યવસાનમાં લઇ આવનાર ભક્તિમાર્ગનો પ્રાથમિક પ્રસંગ છે અને તેટલા પૂરતું તે અવશ્ય સાર્વત્રિક આદરને યોગ્ય છે.

એવાં નિમિત્તો મેળવીને પછી એ કાંઈ ત્યાં બેસી રહે નહિ. એ તો પછી ભાવપૂજનમાં ઊતરે અને ત્યાં તો એની દૃષ્ટિમર્યાદા એટલી વિશાળ થઇ જાય છે કે એનો પાર નથી: સ્વપરનું વિવેચન કરે, પોતાને ઓળખે, પ્રભુની સાથે પોતાની સરખામણી કરે, પ્રભુતા કેમ પ્રાપ્ત થાય એ સમજે, જુએ અને છેવટે પ્રભુમય જીવન કરવાને માર્ગે આવે.

એ ધીમી ધીમી પ્રગતિ પણ કરે અને શીઘ્રતાથી પણ આગળ વધે, પરન્તુ એ પ્રાપ્ત થયેલા નિમિત્તોનો સાચો અને સારો ઉપયોગ જરૂર કરે. એને પછી વિચાર થવા માંડે કે પોતે કોણ? અને આ પ્રભુ કેમ થયા? એ મારે પૂજ્ય છે તો હું એના જેવો કેમ અને કયારે થઉં? એટલી વિચારણા એનામાં ધીમે ધીમે આવે. એ **ભક્તિમાંથી ધ્યાનમાં** ઊતરી જાય અને ધ્યાનમાં તો પછી એ એવી વસ્તુઓના ભાવોનો અનુભવ કરે કે એનું વર્ણન કરવું મુશ્કેલ પડે. આ દ્રવ્યપૂજનનો દીર્ઘ વિચાર કરનાર મહાત્મા પુરુષોએ કહ્યું છે કે ગીત, વાજિત્ર કે નૃત્યનાં સાધનોથી **અનંતગણું** પુણ્ય પ્રાણી ઉપાર્જન કરે છે. એનો હેતુ પણ એ જ છે કે

**ગીતગાન** વખતે પ્રાણીને **એકતાન** થાય છે. એ વખતે જીવનમાં સુખદુ:ખાદિ દ્વંદ્વો પ્રાણી ભૂલી જાય છે, એ પ્રભુ-ગુણરસમાં લીન થઈ જાય છે અને જ્યાં એકતાન થયું ત્યાં કર્મબંધ બંધ થઇ જાય છે અથવા થાય તો શુભ અને તે પણ ઘણો પાતળો હોય છે. આથી ધ્યાનને અભ્યંતર તપ ગણવામાં આવે છે અને જેની સરખામણી બીજા સાથે કરી શકાય તેમ નથી તેવા પ્રકારની તેમાં રસલીનતા પ્રાપ્તવ્ય છે. આ હેતુથી દ્રવ્યપૂજનનું કારણત્વ અને ભાવપૂજનનું કાર્યત્વ ખાસ લક્ષ્યમાં રાખવા યોગ્ય છે. **ભાવપૂજનની વિશિષ્ટતા ધ્યાન યોગને અંગે** જ છે અને ધ્યાન-યોગને દર્શનકારો સ્વીકારતાં હોવાથી એની વિશિષ્ટતાના સંબંધમાં વિવેચન કરવું પડે તેમ નથી.

આપણે હવે **ભક્તિયોગની** વાત કરીએ. ભક્તિ એ એવી સુંદર વસ્તુ છે કે એને જેમ વધારે વિચારીએ તેમ વધારે રસ આપે તેવી તેમાં લહેજત છે. વળી સામાન્ય વિકાસવાળા આત્માઓ પણ તેનો યથારુચિ લાભ લઈ શકે છે તેથી તેનું સામ્રાજ્ય સાર્વત્રિક છે.

ભક્તિમાં **મસ્તતા** રહેલી છે. એક ખરો ભક્ત હોય તે જે વખતે ભક્તિમાં ઊતરે છે તે વખતે તે તેના રસમાં રંગાઇ જાય છે. પછી એ સાધારણ હોય તો તે પ્રભુની નાની મોટી સેવા કરવામાં રસ લેશે: એને ન્હવરાવવામાં, એની વિવિધ પ્રકારની આંગી તૈયાર કરવામાં, એનાં પુષ્પઘર કર-વામાં અને એવી બાહ્ય સેવામાં મ્હાલશે; વધારે રસ હશે તો એ ગાનતાનમાં રસ લેશે, માળા ફેરવશે, એકતાન થવા પ્રયત્ન કરશે વિગેરે; પણ એની મસ્તી ઓર પ્રકારની હશે,

એનો રસ અપૂર્વ હશે, એની લીનતા ચોક્કસ હશે. ભક્તિ-પ્રધાન મતોના બારિક અવલોકને આ વાત ચોક્કસ જણાય છે કે **ભક્તિનો રસ જબ્બર** છે અને **અનુભવવા યોગ્ય** છે. ભગવાનની–ભાવના મૂર્તિની નાની મોટી સેવા કરવામાં એના ભક્તને ભારે રસ છે અને તેમાં તે એકતાન થઇ અંતરનો રસ રેડે છે.

એમાં એક વાત યાદ રાખવાની છે: એ રસમાં **દંભને** સ્થાન નથી, એ રસમાં **ઢોળ** નથી, એ રસમાં **દેખાવ** નથી. એ ત્રણમાંનું એક પણ હોય તો તે રસ જ નથી, ધાંધલ છે અને આત્મિક વિકાસમાં ધાંધલ કે દેખાવને સ્થાન નથી.

ભક્ત પૂજન કરતો હોય, પછી તેનું પૂજન દ્રવ્યથી હોય કે ભાવથી હોય, પણ તેની રસવૃત્તિની પોષણા અજબ પ્રકારની હોય છે અને જ્યાં રસક્ષેપ હોય ત્યાં પછી બાહ્યાચાર કે ઉપર ઉપરના ઉપચારને સ્થાન નથી. ત્યાં તો હૃદયનાં મિલનસ્થાન હોય છે, ત્યાં તો અંતરના ઉમળકા હોય છે, ત્યાં તો શાન્ત રસના ઝરમર ઝરમર વરસાદ હોય છે. એ ભક્તિ જ્યારે **પરાભક્તિનું** રૂપ લે છે ત્યારે તો એ લગભગ ધ્યાનની કોટિમાં આવી જાય છે, પણ એની પ્રાથમિક સ્થિતિમાં પણ એનો રસ અનુપમ હોય છે, જાજરમાન હોય છે, અંદર જતો હોય છે અને સામા આદર્શને અપેક્ષિત હોય છે.

ભક્તની નજરે વિચાર કરીએ ત્યારે એકનિષ્ઠાના સંબંધમાં ખરું ભાન થાય તેમ છે. એને મન મૂર્તિ એ પથ્થર નથી, એ ધાતુ નથી, એ સજીવન છે અને એની

સચેતનતા ભક્ત જોઈ શકે છે. તમે એને ઘેલો કહો કે મૂર્ખ કહો, એની એને દરકાર નથી. એને ભક્તિ કર્યા વગર ભોજન ભાવે નહિ, એને જરા ઊઠતાં મોડું થયું હોય તો મોટો ક્ષોભ લાગે અને જરા અન્ય ચીજ કે જીવનો સ્પર્શ થઈ ગયો હોય તો અભડામણ લાગે. એ હૃદયના રાજને મૂર્ત સ્વરૂપે જીવતાં જોઈ શકે છે, એ એની સાથે વાત કરી શકે છે, એ એની સાથે એકતા સાધી શકે છે અને એના સહયોગનું સુખ અને વિયોગનું દુઃખ અનુભવી શકે છે.

એ પ્રકારની ભક્તિનો આદર્શ સ્થાને સ્થાને ગવાયો છે. એમાં આત્મનિમજ્જન જે વિશિષ્ટતા અનુભવે છે તે ખરેખર વાચાને અગોચર છે. **આવો ભાવ આખા જીવનમાં એક પણ વખત આવે તો અનેક વખતના કરેલા દ્રવ્યપૂજનનું સાર્થક્ય છે.**

ત્યારે **અત્યાર સુધી સંસારમાં શું કર્યું** ? ઘણું કર્યું, ખાધું, પીધું, ધન પાછળ દોડ્યા, ઉજાગરા કર્યા, ખુશામતો કરી, આંટા ખાધા, ધક્કેલા ખાધા, મહેલાતો બાંધી, નામાં માંડ્યાં, સરવૈયાં કાઢ્યાં, વરઘોડામાં મહાલ્યા, પોક મૂકીને રડ્યા, મજૂરી કરી, ભુખ્યા રહ્યા, અનેક વાતો કરી, પણ પાછા આગળ પાછળ ગણત્રી કરી સરવાળા કરીએ ત્યાં વાતમાં કંઈ સાર નહિ. બાદબાકી કરીએ ત્યાં મુંઝાઈ જઈએ અને લાગે કે **ક્યાં તો હતા ત્યાં ને ત્યાં, અને કાં તો પાછળ હઠ્યા.** પોતાનું જીવન આખું જોઈ જઈએ ત્યાં ખરેખર લાગી આવે કે આ તો **વર્ષો ગુમાવ્યાં**, અવસર જવા દીધો, સમય એળે ગુમાવ્યો અને કાંઇ વળ્યું નહિ. મોટે ભાગે જીવનપથ પર પાછી નજર કરતાં લાગે કે “**આ તો ન મળ્યા**

**રામ કે ન મળી માયા.**" ભર્તૃહરિ એક સુભાષિતમાં મજાની વાત કરે છે, તેની મતલબ એ છે કે આગળ છડીઓ પોકારાતી હોય, પડખે બિરુદાવલિઓ બોલાતી હોય, પછવાડે ચામર વીંઝાતા હોય, અને બડેજાઓ થઈ રહ્યા હોય, એવું એવું હોય તો તો સંસારમાં કાંઈ રસ લો—તો પણ જાણે સમજ્યા, પરન્તુ આ તો ભીખનું અન્ન ઠીકરીમાં રાખેલું છે! એમાં તે માલ શો છે? શેના ઉપર રાચી રહ્યા છો? અને કોને માટે? કેટલા ભવ માટે? કેટલા સમય માટે? જરા વિચારી જુઓ, જુઓ, સંભારો, યાદ કરો, સ્મરણ કરો, તમારું આખું જીવન જોઈ જાઓ, તમે કેટલા વધ્યા, તેના આંકડા મૂકો અને જોશો તો જણાશે કે ખરેખર

"વલોવ્યું પાણી!"

આ દશા તમારી હોય? આ દશા તમારા જેવા સમજુની હોય? આ દશા તમારા જેવા અનુકૂળતાવાળાઓની હોય? આ સંસારના ક્ષણિક વિલાસોમાં મ્હાલીને, આ થોડા ધાતુના ઢગલા એકઠા કરીને, આ મેળાવડામાં પ્રથમ પંક્તિએ ખુરશીઓ પ્રાપ્ત કરીને, આ નાત કે સંઘની પટેલાઈઓ કરીને, પાણી વલોવ્યું છે. એમાં કાંઇ સાર જોશો નહિ, એમાં કાંઇ માલ જોશો નહિ, એમાં કોઇ પરિણામ જોશો નહિ.

મૂંઝાણા! ખરેખર મૂંઝાણા!! ત્યારે હવે કરવું શું? ન્હાઈ ધોઇને **આરિસો જોવો.** આરિસામાં—કાચમાં—ચાટલામાં શું દેખાશે? તમારું પોતાનું પ્રતિબિંબ. તમે જેવા હશો તેવા તેમાં લાગશો. જરા શાંતિથી જોશો એટલે સર્વ દેખાઈ આવશે અને બરાબર જોશો તો અદ્દભુત તાંડવ, ભયંકર

નૃત્ય, તુચ્છ અટ્ટહાસ્ય, અને બીજા અનેક અવનવા બનાવો જોશો; પરન્તુ મૂંઝાવાની જરૂર નથી, ગભરાવાની જરૂર નથી. એ **ગૂંચવણમાંથી નીકળવાનો** માર્ગ છે, શોધી શકાય તો શોધજો; તમને જડી શકે તો ભલે; ન જડે તો એક **ધોરી માર્ગ** છે અને તે **ભક્તિનો.**

ભક્તિની એકાગ્રતા આ સર્વ મૂંઝવણ દૂર કરશે, અત્યારસુધી ભૂલ્યા હશો તેને ખરો માર્ગ બતાવશે, ઠેકાણે લઇ આવશે, આશ્રવના દ્વારનું મજબૂત રુંધન કરશે અને તાંડવ નૃત્ય અને હાસ્ય દૂર કરી મનોવિકારો પર વિજય મેળવી તમને તમારી વસ્તુ બતાવી આપશે, અત્યાર સુધી પડછાયાના પછવાડે દોડયા છો તેને બરાબર ઓળખાવશે અને તમારી વસ્તુને જોઈ, જાણી, પીછાણી નથી તેને ઓળખાવી તમારી કરી આપશે. પછી કયાં જશો અને કોને વ્હોરશો તે કહેવાની જરૂર નથી, તમને સ્વયંપ્રકાશ થઈ જશે. એ માટે **થોડા નિયમો** ધ્યાનમાં રાખશો:–

**(૧) ભક્તિ એકાગ્રતાનું કારણ છે, તેથી તેને નિત્ય સ્વીકારવી.**

**(૨) એની નિયમિતતામાં ભંગ થવા દેવો નહિ.**

**(૩) એનો અભ્યાસ અવિશ્રાન્ત ચાલુ રાખવો.**

**(૪) એમાં કદી પણ કંટાળો આવવા દેવો નહિ.**

(૫) એનું ખરું **જોડાણ મન સાથે** કરવાનું છે તે લક્ષ્યમાં રાખવું.

(૬) **ચિત્તપ્રસન્નતામાં** એનું ખરું ફળ છે એ વિચારવું.

(૭) એ **મનડાંને મનાવવું મુશ્કેલ છે પણ** અશક્ય નથી.

**(૮) ધ્યાનવગર મુક્તિ નથી અને ભક્તિ વગર ધ્યાન નથી, એ ક્રમ ભૂલવો નહિ.**

આ તો સાદી પણ માર્મિક વાતો છે. પાણી વલોવવું ન હોય અને માખણ કાઢવું હોય તો આ રાજમાર્ગ છે. એમાં કેટલાક નકામા આંટા પણ મારવા પડશે, પણ એમ તો આપણે સંસારમાં ક્યાં ઓછા ધકેલા ખાઇએ છીએ! પણ એમ આંટા મારતાં એક વખત એવો આવી જશે કે તે દિવસે તે વખતે **સર્વ આંટા સફળ** થઇ જશે અને અંદરનો રાજા કયે દિવસે પ્રસન્ન થશે અને રસનાં ઝરણાં વરસાવશે તેની કાંઈ ગેરંટી હોય છે? પણ એ રસરાજ છે અને અનંત બળનો ધણી છે, માટે એને રીઝવી એક વાર તો એને ગુંજવી દો અને પછી એની મજા તો જોજો. પછી તો સાત માળની હવેલીઓ કે અઢારશેં પાદરનાં રાજ્ય તમને વિસાત વગરનાં લાગશે. અરે! થશે કે આ તો આપણે પોતેજ રાજા હતા, પણ જાણતા નહોતા. અંદર તો એવાં એવાં અમૂલ્ય રત્નો ભરેલાં છે કે એનો મહિમા સંપૂર્ણ રીતે તો ભગવાન પોતે પણ કહી શક્યા નથી. આવા માલના ધણી પારકી ખુશામત કરે નહીં અને ધકેલા ખાય નહીં!! અરે! એને તો કોડ પણ ઊંચા પ્રકારના થાય અને એના માર્ગો પણ અનેરા જ થઇ જાય! એનાં ઉડ્ડયન ઉચ્ચ અને એના માર્ગો પણ ઉચ્ચ જ હોય.

માત્ર એક જ વાત કહેવાની છે; **ન્હાઇ ધોઈ નિરમળ થઇને, આરિસો જોવો"** એ વાત ધ્યાનમાં રાખજો.

ન્હાઇ ધોઇ આગળ પાછળ ઊંચે નીચે કે આજુએ બાજુએ ન જોતાં કાચમાં જોજો, કાચની અંદર જોજો અને ત્યાં કોને જુઓ છો ? કેવો જુઓ છો ? તેનો નિર્ણય કરજો. તેમાં મજા ન આવે તો વળી તેની અંદર જોજો. ત્યાંના વિશાળ સિંહાસન ઉપર એક અપ્રતિમ તેજવાળી સુંદર પ્રતિબિંબ યુક્ત છબી દેખાશે. એ કોણ છે એ વિચારશો એટલે ચક્ષુ બંધ થઇ જશે, કાચ નિરપેક્ષ થઈ જશે; છતાં ત્યાં અખંડ-અવિભાજ્ય શાંત તેજઃપુંજના રશ્મિઓ તમને શાન્ત આવકાર આપશે.

આ સર્વ ભક્તિયોગના પ્રતાપ છે, આ સર્વ ચિત્ત પ્રસન્નતાનાં ફળ છે, આ આજીવન કર્તવ્યના રસલ્હાવ છે, આ આ ભાવના ફેરાનું સાફલ્ય છે. જરા પણ શરમાયા વગર–ગભરાયા વગર આ ભક્તિમાર્ગનો આશ્રય લેવાથી "પાણી વલોવવા"ની સ્થિતિ જરૂર દૂર થવાની છે એમાં કોઈ પણ પ્રકારનો વાંધો નથી. હૃદયના પ્રેમથી, અંતરના ઉમળકાથી, ભક્તિ કરનારને આત્મસાક્ષાત્કાર થાય છે, એના સેંકડો દાખલા છે. ત્યારે પછી આવો ચોખ્ખો ધંધો કોણ ન કરે ?

વચ્ચેના માર્ગોમાં મૂંઝવણ રાખવા જેવું નથી. સાધ્ય સ્પષ્ટ હોય તો સાધનમાર્ગોમાં જે રીતે ચિત્તની પ્રસન્નતા વધે તેવો માર્ગ લેવો, તેવાં સાધનો આદરવાં અને તેનો વિકાસ કરવો. પ્રત્યેક વ્યક્તિના માર્ગ જુદા હોય તો તેમાં કોઈને વિરોધ કે તકરાર હોઇ શકે નહિ, પણ સાધ્યની સ્પષ્ટતા જોઇએ અને તે પ્રાપ્ત કરવા ચીવટ, પ્રેમ અને પ્રયત્ન જોઇએ. પણ રખડી રખડીને

જ્યારે હાથ લાંબા પડે ત્યારે “ વલોવ્યું પાણી ” એમ કહેવાનો અવસર ન આવે એ ધ્યાનમાં રાખજો. ગમે તે કરો પણ **ઓળા પાછળ પડી પાણી વલોવવાનો ધંધો ન** **કરતા** અને છેવટે છાશ વલોવીને કુલ માખણ કાઢવાની તાકાત ન આવે તો, **બને તેટલું માખણ લેવાય તેમ પ્રયત્ન કરજો અને લેજો.** એ માર્મિક વાતમાં ઘણું રહસ્ય છે અને એને સમજી અમલમાં મૂકવામાં “સહજાનંદ ધરે રમણ” છે.

બાકી ભક્તિમાં મર્યાદાને સ્થાન નથી, માત્ર છે તે બાહ્ય છે અને તે એટલું જ કે ભક્તિના વિષયની “આશાતના” ન કરવી, એનો યોગ્ય વિવેક જાળવવો અને તે સંબંધમાં વિચાર કરી જે નિયમ ઘડયા છે તે જાળવવા. ભક્તિના વિષયવાળી ચીજ કે મૂર્તિ જીવંત છે એવો વિચાર કરીએ એટલે એ નિયમો તો ઘણાખરા સમીચિન જણાય છે. એને જાળવીને પછી ભક્ત એના પ્રભુ સાથે વાતો કરે, એને ઓલંભા આપે, એની આગળ બાળક બની જાય, એની પાસે લાડ કરે, એની સાથે રૂસણાં કરે, ધમકી આપે, જેમ મનમાં આવે તેમ એને ઉદ્દેશે, પણ એનું સાન્નિધ્ય વિસ્મરે નહિ, એનો એકયભાવ વિસ્મરે નહિ, એના તરફના પૂજ્યભાવમાં ન્યૂનતા આણે નહિ.

એવા જુદા જુદા ભાવના દાખલાઓ બહુ છે અને સર્વ સાર્થક છે.

દાખલા તરીકેઃ—

(૧) બાળપણે આપણ સસનેહી,
રમતાં નવ નવ વેશે;

આજ તમે પામ્યા પ્રભુતાઈ,
અમે સંસાર નીવેશે હો પ્રભુજી.

(ઠપકો)

(૨) સોળમા શ્રી જિનરાજ ઓળગ
સુણો અમતણી લલના,
ભગતથી આવડા કેમ કરે છો
ભોળામણી લલના.

(યાચના)

(૩) ઋષભજિનેશ્વર પ્રીતમ માહરો

(દાંપત્યભાવ)

(૪) નહીં માનું રે અવરની આણ

(આજ્ઞાંકિત સેવક ભાવે)

(૫) શાંતિજિન એક મુજ વિનતિ

(વિજ્ઞપ્તિ—આંતર)

(૬) પ્રથમ જિનેશ્વર પ્રણમીએ

(ગુણગાન)

(૭) અંતરજામી સુણ અલવેસર
મહિમા ત્રિજગ તુમારો

(યાચના—બાહ્ય)

(૮) જગજીવન જગવાલહો

(ગુણસ્તુતિ—આંતર)

(૯) તારહો તાર પ્રભુ ! મુજ સેવક ભણી

(આક્ષેપક યાચના)

(૧૦) સુણો ચંદાજી! સીમંધર પરમાતમ પાસે જાજો.

(કલ્પના—યાચના)

(૧૧) અવધુ કર્યું માગું ગુણહીના
(અવગણુના—સ્વીય)

(૧૨) નિશદિન જોઉં તોરી વાટડી,
ઘરે આવો ઢોલા
(વિરહી સ્ત્રીભાવ)

(૧૩) પરમાતમ પૂરણ કળા
(અનુભવ)

એના તો અનેક દાખલા અપાય. કોઇ પણ સ્તવન લેતાં કોઈ પણ ભાવ આવશે જ. **ભક્તિમાં આવી બહુ છૂટ છે.** ધ્યાનમાં તો આંખો મીચી પડયા રહેવાનું અને અહીં તો દોડાદોડી થાય, બખબખિયા વગાડાય, નોબતના ગડગડાટ થાય, કાંસીઓની ઝુક લાગે, નરઘાંના ભણુકાર થાય, અને ભક્ત નાચે, કૂદે, લાડ કરે અને ગમે તે રીતે વિનવણી કરે. **ભક્તિમાં** આ મજા છે. એમાં **સ્વતંત્ર રીતે વર્તવાની** ઘણી છૂટ છે અને એ છૂટનો પૂરતો ઉપયોગ થાય છે. છેવટે એ ભક્તિનું પર્યવસાન ધ્યાનમાં પણ આવે, પરતુ એ તો વિકાસની વાત છે. આટલી છૂટ અને આવા વિવિધ ભાવોના લ્હાવા લેવાનું વીસારી ખાલી સમજ્યા વગર સંસારમાં અથડાયા, કુટાણા, મરાયા અને હેરાન થયા. એમ કર્યું એટલે "**પાણી વલોવ્યું.**" હવે ? હવે તો ભક્તિ શું ચીજ છે તે ઓળખાણી, એના લ્હાવા સમજાયા. પછી શું કરવું ? અને કોને આદરવું ? એ કાંઈ કહેવાનું હોય ? હવે તો એમાં પડી લ્હાણુ લેવાની અને અન્તે ભક્તિના વિષયમય (તન્મય) થઇ તેની સાથે સ્વરૂપાનુસંધાન કરવું એજ કર્તવ્ય રહે. જેને પાણી વલોવવું હોય તે ભલે વલોવે, આપણે તો

છાશ વલોવવાનો વ્યાપાર કરીએ. એમાં ચિત્તપ્રસન્નતા થશે, લ્હેર આવશે, અખંડ પૂજા થશે, આત્મસમર્પણ થશે અને છેવટે એ આનંદઘનપદે લઈ જશે. એની શોધ કરવામાં મજા છે, એના કોડમાં લ્હાવા છે, એના વિચારમાં મસ્તી છે, એની સક્રિયતામાં સફળતા છે.

જૈ. ધ. પ્ર. પુ. ૪૪ પૃ. ૧૯૫ }                    સં. ૧૯૮૪

# જીતની બાજી હાર મા !

[૧૭]

આજે સાકેતપુરના રાજમહેલમાં મોટો જલસો થઈ રહ્યો હતો. રંભા કે ઉર્વશીને રૂપ અને રાગમાં મહાત કરે તેવી મેનકા નાયીકા આજે એના પૂર બહારમાં આવી ગઈ હતી. પરિપૂર્ણ યૌવનના વસંતમાં ડોલતી એની આંખમાં મસ્તી હતી, એના રાગમાં મૃદુતા હતી, એના અંગમરોડમાં ભાવવાહિતા હતી, એના કંઠમાં મધુરતા હતી, એના સ્વાંગમાં શોભા હતી, એના નાચમાં રસીકતા હતી, એના પ્રત્યેક તાલના ધબકારામાં હૃદયના ધબકારાની ઘોષણા હતી. એ આજે અતિ ઝીણા પોષાક પહેરીને આવી હતી. એના હાથમાં વીણા હતી, બાજુમાં બે સુંદરીઓ સારંગી અને નરઘાં વગાડી રહી હતી અને પછવાડે થોડે દૂર એની વૃદ્ધ માતા એને સૂચના આપ્યા કરતી હતી. વૃદ્ધ રાજવી પાસેથી આજે સારું ઇનામ મળશે એવી આશા વડે ગાન અને નૃત્ય બન્ને કાર્ય મેનકા પૂર્ણ રસની જમાવટ સાથે કરી રહી હતી. એ કોઇ વાર વીણા હાથમાં લઇ ગાન એકલું ચલાવતી તો કોઈ વાર અદ્‌ભુત નૃત્ય કરી રસરંગ રેલતી હતી.

શ્રોતાવર્ગ પણ આજે રસને હીલોળે ચઢયો હતો. રાતના બાર વાગ્યા, એક વાગ્યો, બે વાગ્યા, રાત વધતી ગઇ અને મંડળી વધારે વધારે જામતી ગઈ. નગરના આગેવાનો, અમલદારો, રાજગૃહનો સ્ત્રીવર્ગ, નગરવાસીઓનો સ્ત્રીવર્ગ અને સામાન્ય આમંત્રિત વર્ગથી હજારો લોકોની મેદની રસમાં પડી ગઇ હતી. વૃદ્ધ રાજા પુંડરીક પણ ઘરડે ઘડપણે આજ

સામાં પડી ગયો હતો અને ઇનામ આપી જલસો પૂરો કરવાને બદલે "ચલાવો" વિગેરે ઉદ્દગારો કાઢી એકીટસે મેનકા સામું જોઈ રહ્યો હતો. રાજાની પટ્ટરાણી, રાજપુત્ર, મંત્રી, નગરવાસી સ્ત્રીઓ અને નગરજનો સર્વ આજે આનંદકલ્લોલે ચઢ્યા હતા અને ગાન તથા નૃત્યના રસમાં તરબોળ થઈ ગયા હતા. સારી રીતે ગવાતાં ગીત ગાન અને યુવતીની લીલાથી જેનું મન આકર્ષાય નહીં તે કાં તો યોગી હોવો જોઇએ અથવા પશુ (જનાવર) હોવો જોઈએ–એ મતલબના સુભાષિતનો અત્ર સાક્ષાત્કાર થતો હતો.

એ સાંભળનારા વર્ગમાં એક બહુ રૂપાળો યુવક તાજેતર બહારગામથી આવેલો દેખાતો હતો. તેની દાઢી ઘણી વધી ગયેલી હતી, બાલ સફેદ થઈ ગયા હતા, છતાં એની આંખમાં તેજ અનેરું હતું, એના શરીરની ઘાટી આકર્ષક હતી, એના મુખ પર અતિવિશિષ્ટ આર્દ્રતા હતી; એની આંખમાં ગંભીરતા હતી, એના ચહેરા પર બેદરકારી છતાં સામ્રાજ્યના ભાવ સ્પષ્ટ આવિર્ભાવ પામતા હતા. સાકેતપુરમાં એને કોઇએ અગાઉ જોયેલો નહોતો, અને અત્યારે આબાલવૃદ્ધ સર્વ ગીતનૃત્યના શ્રવણ અને મેનકાના દર્શનમાં એટલા લીન થઇ ગયા હતા કે એના તરફ જોવાની અથવા એ કોણ છે એ પૂછવાની કે વિચારવાની કોઈને ફુરસદ નહોતી, દરકાર નહોતી. રંગ વધતો ચાલ્યો, નવાં નવાં અંગમરોડથી નૃત્ય પણ જામતું ચાલ્યું, પણ રાજાએ ઇનામનો હુકમ ન કર્યો. ઘરડે ઘડપણે એની ડાગળી ચસકી. પુંડરીક રાજા અત્યારે ખરો નવજવાન બની ગયો, એનો એક પણ બાલ

કાળો નહોતો, છતાં એણે નિદ્રાનું વલણ બતાવ્યું નહિ, આંખનું મટકું પણ માર્યું નહિ. બે વાગ્યા, ત્રણ વાગ્યા, ચાર વાગ્યા; પણ રાજાએ ગીત અને નૃત્ય આગળ ચલાવવાની સંજ્ઞા ચાલુ રાખી. આખી મંડળીને પણ જોવાનો અને સાંભળવાનો રસ હતો. કોઈને એ વાતમાં શંકા કે ગૂંચવણ જણાયાં નહિ. સર્વેએ મેનકાના હાવભાવનાં વખાણ કર્યાં, એના કંઠની–ગળાની મીઠાશની પ્રશંસા કરી અને કેટલાક તો એના તાલ સાથે તાલ દેવા લાગ્યા, ડોકાં હલાવવા લાગ્યા અને પોતાના પગના ધબકારા દેવા લાગ્યા.

સાડાચાર થયા, પાંચ થયા, પણ રાજાએ ઇનામ માટે હાથ લંબાવ્યો નહિ. આખરે મેનકા થાકી. મનુષ્યને ઉત્સાહ ગમે તેટલો હોય, તો પણ એનો શારીરિક જવાબ તો મર્યાદિત જ હોય છે. અંતે એને બગાસાં આવવા માંડયાં, એના શરીરમાં શિથિલતા આવવા લાગી, એના પગની ઠોકરોમાં મંદતા આવતી જણાઈ, એના ગળાનો સુર જરા ઘટ્ટ થતો લાગ્યો, અને વધારે ખેંચવાનું કામ કાંઈક કઠિન થતું હોય એમ જરા જરા અસર થતી જણાઇ.

એ મંદતા અન્યને સ્પષ્ટ વ્યક્ત થાય તે પહેલાં મેનકાની વૃદ્ધ માતા ચમકી ગઇ અને ચમકીને તરત જ ચેતી ગઈ. એ અનુભવી ડોશી પામી ગઈ કે હવે વધારે ખેંચતાં બાજી બગડી જશે અને ઈનામને બદલે અપમાન થશે. એ ડોશીએ આજના જલસા ઉપર ઘણી આશા બાંધી હતી. એની પુત્રીને જે ઈનામ મળે તે પર એના ભવિષ્યનો મોટો આધાર હતો. ડોશીએ જોયું કે જરા પ્રેરણા કરવાથી દીકરી મેનકા થોડું વધારે ખેંચી કાઢે તો રંગ રહી જાય અને

ઊજળે મુખે ઘેર જવાય. ડોશી દુનિયાની ખાધેલી હતી, અનેકના પરિચયમાં આવેલ હતી, ઘડાઇને પાકી થએલ હતી. એણે દૂરથી બધા સાંભળે તેમ દીકરીને હાક મારી, સાન કરી અને મુખથી કહી દીધું કે: "**મજાનું ગાયું, મજાનું વગાડયું, મજાનું નાચી, અહો શ્યામ સુંદરિ આખી રાત બરાબર કામ બજાવ્યું; હવે છેક છેલ્લી ઘડીએ પ્રમાદ ન કર! આળસ ન કર!!***" આ પદ્ય આખી મંડળીએ સાંભળ્યું. પ્રત્યેક સાંભળનાર ચમકી ગયો. તે પદ્ય સાંભળતાં જ પેલા અપરિચિત વૃદ્ધ યુવકે પોતાની પાસેથી મૂલ્યવાન નવકંબળ કાઢી મેનકાને ભેટમાં આપી દીધી. યુવકનાં તેજથી બધાં અંજાઇ ગયાં! પુંડરીક રાજાના પાટવી યશોભદ્રે મૂલ્યવાન કુંડળ મેનકાને સાદર કર્યાં. સર્વ છક્ક થઈ ગયા!! સાર્થવાહ નગરશેઠની પુત્રવધૂ શ્રીકાન્તા ભરયૌવનમાં માતી બનેલી તમાસો જોઈ રહી હતી તેણે તેજસ્વી હાર કાઢીને મેનકાને આપ્યો. સર્વ ચકિત્ત થઇ ગયા!!! જયસંધિ સેનાપતિએ સુવર્ણનું કડું મેનકાને આપ્યું. સર્વને એ વાત અર્થસૂચક લાગી. હાથીના મહાવતે સુંદર રત્નજડિત અંકુશ મેનકાને આપ્યું. સર્વ તેની સામું જોઈ રહ્યા!!!

---

* सुट्ठु गाइयं सुट्ठु वाइयं, सुट्ठु नच्चियं सामसुंदरि ॥
अणुपालिय दीह राइओ, सुमिणंते मा पमायए ॥

સારું ગાયું મજાનું વગાડયુ, દીકરી તું ખૂબ નાચી રે,
લાંબી રાત્રિ દીર્ઘ હતી તે, મસ્તાનંદે પ્રસારી રે;
અવસર હવે ખરો જામ્યો છે, ટાણે ન ઘટે પ્રમાદ રે,
નહીં તો જીતી બાજી હારી, ખાલી હાથે જાશે રે.

અજબ વાત બની ગઇ! બગાસાં ખાતી મેનકા જાગૃત થઇ ગઈ, સભામાં ખળભળાટ થઈ ગયો, ચોતરફ જાગૃતિ આવી ગઇ અને પ્રથમ તો સર્વ એકીટસે પેલા નવયુવક સામું જોઈ રહ્યા. અત્યાર સુધી ' એ કોણ છે ?' એમ પૂછવાની પણ કોઈએ દરકાર કરી નહોતી, તે અત્યારે મોટા દાનને પરિણામે સર્વના આશ્ચર્યનું ધામ થઈ પડયો. સર્વ એના સામું જુએ. પણ એને "કોણ છે ?" એમ પૂછવાની કોઈની હિંમત ચાલે નહિ. એની આંખમાં અપૂર્વ તેજ હતું, ચાલમાં ગૌરવ હતું, આપવામાં બેદરકારી હતી, અને પદ્ધતિમાં નુતનતા હતી; છતાં એના સ્વાંગમાં કૃત્રિમતા દેખાઈ આવતી હતી.

આવા પ્રસંગે રાજા પ્રથમ દાન આપે એ નિયમનો સર્વેએ ભંગ કર્યો અને દાન પણ આખા જીવનમાં નૃત્ય કરનારીને ન મળે એટલાં લાખો રૂપિયાનાં મૂલ્યનાં ભેગાં સાથે થઈ ગયાં, એટલે સર્વના આશ્ચર્ય વચ્ચે રાજાએ નવા આવનાર મનુષ્ય તરફ જોયું. એના સફેદ બાલ, વિશાળ કપાળ અને સુંદર ચહેરો જોઇ રાજાને આનંદ થયો, પણ એની ધૃષ્ટતા માટે ખેદ થયો. એની ઉદારતા વખાણવી કે વખોડવી તે રાજા સમજ્યો નહિ, પણ એકદમ એણે વૃદ્ધ યુવકને પૂછી નાખ્યું કે—" તું કોણ છે ? "

પ્રશ્નના જવાબમાં પોતાની આંગળી પરથી રાજમુદ્રિકા કાઢી વૃદ્ધ યુવકે રાજા તરફ નાખી અને એની અસર શી થાય છે તે તપાસતો તદ્દન શાંતિપૂર્વક એ પોતાના સ્થાને મેદનીની પછવાડે ઊભો રહ્યો. પોતાની રાજમુદ્રિકા અને રાજદંડનું ચિહ્ન જોઈ પુંડરિક રાજા વધારે મૂંઝાયો, ધારી

ધારીને તીક્ષ્ણ આંખે જોવા લાગ્યો અને આખો સમાજ કાંઇ અચિંત્ય હકીકત જાહેર થવાની આશામાં ચિત્રવત્ બની નિઃશબ્દ થઇ ગયો. રાજાએ ખુલાસો પૂછ્યો. એના પ્રશ્નની સાથે વૃદ્ધ યુવકે જણાવ્યું કે—"તે અર્ધ રાજ્યનો હક્કદાર હતો, તે તે લેવા આવ્યો હતો, પણ વૃદ્ધાનાં વચને રાજ્ય લીધા વગર પાછો જનાર છે."

"આ શું કૌતુક! રાજ્ય શું અને હક્ક શાં! આ રાજમુદ્રા કયાંથી અને આ ડોસલા જેવા તેજસ્વી પાસે કયાંથી આવી? મેનકાને આટલી બધી ભેટ શી અને એનો ભેદ શો? રાજ્ય લેવા આવનાર લશ્કર વગર કેમ આવે અને આવીને ચાલ્યો જવાની વાત પણ કેમ કરે? આની અંદર કાં તો ગાંડપણ કે કાં તો ગોટાળો જણાય છે." રાજાના હૃદયમાં આવા વિચારો ચાલતા હતા ત્યારે લોકો તો અનેક તર્કવિતર્કો કરી રહ્યાં હતાં, તેમની ગૂંચવણનો તો પાર જ નહોતો.

વૃદ્ધ રાજા મુદ્રિકા ઊંચી નીચી કરી જોયા કરે છે, પણ તેનો ભેદ કોઇ ન સમજ્યું. લોકોની આંખો કિમતી રત્નકંબલ પરથી ખસી નહિ. મેનકાની અહોભાગ્ય માનતી આંખો જ્યારે તે વૃદ્ધ યુવક પર ઠરી, ત્યારે યુવક ચાલી જવાની તૈયારી કરી રહ્યો હોય એમ લાગ્યું. તેના મુખ પર દીનતા નહોતી, પરન્તુ સ્વયં ત્યાગનું દેદીપ્યમાન તેજ અને ગૌરવ હતાં. રાજાએ ખુલાસો પૂછતાં તેણે નીચેની વાર્તા શરૂ કરીઃ—

"આજથી બહોંતેર વર્ષ પર મારી માતાને આ નગર છોડવું પડ્યું. શા માટે છોડવું પડ્યું એ હું નહિ કહું. હું આપના નાના ભાઈ [1]કંડરીકનો પુત્ર થાઉં. મારી માતા

---

[1] આ પુંડરીક અને કંડરીક તે ગૌતમ સ્વામીએ અષ્ટાપદ પર બોધેલ પુંડરીક કંડરીકથી જૂદા છે.

નાસી છૂટી તે વખતે તેને ગર્ભ હતો. મારી માતા **શ્રાવસ્તી** નગરીએ એક સાર્થવાહની સહાયથી પહોંચી. **અજિતસેન મુનિની કીર્તિમતી** નામની મહત્તરિકા પાસે એણે દીક્ષા લીધો. દીક્ષા લેતી વખતે અંદરના ભયથી ગર્ભની વાતો એણે ન કરી. અનુક્રમે ગર્ભ વૃદ્ધિ પામતાં મહત્તરાએ શય્યાતર શ્રાવિકાને ત્યાં તેને ગુપ્તપણે રાખી. ત્યાં મારો જન્મ થયો. સુજ્ઞ મહત્તરિકાએ શાસનને લાંછન ન આવે અને મારો વધ ન થાય તે રીતે પ્રચ્છન્નપણે પ્રસૂતિકાર્ય આટોપી દીધું. મારું "ક્ષુલ્લક" એવું નામ પાડયું. હું ખૂબ ભણ્યો. મહાત્મા અજિતસેનસૂરિની કૃપા અને અનુકૂળ સામગ્રી પ્રાપ્ત થયાં અને બાળપણથી એજ અભ્યાસ હતો, સાથે બુદ્ધિનો યોગ થતાં શાસ્ત્ર પારંગત થયો. **બારમે વર્ષે** મને **દીક્ષા** આપી. મેં **બાર વર્ષ** પાળી. એક વખત યૌવનનો ઉદ્રેક જાગ્યો. રૂપવાન શરીર અને માદક ખોરાકને જીરવી ન શકયો. સંસારમાં જવા ઈચ્છા થઈ. મારી **સાધ્વી** માતાને પૂછ્યું. 'માએ કહ્યું કે મારી **ખાતર બાર વર્ષ** વધારે રહે, પછી જજે.' પરમ ઉપકારી માતાને ના ન પાડી શકયો. પૂર્ણ પ્રેમથી ચારિત્ર પાળ્યું. બાર વર્ષ વધારે કાઢયા, પણ અંદરથી સંસારની લાલસા ગઈ નહિ. ફરી માતાને મળ્યો. એમણે ખરો ઉપકાર મહત્તરિકાનો બતાવ્યો અને તેમની આજ્ઞા લેવા કહ્યું. **મહત્તરિકાના આગ્રહથી બાર વર્ષ** વળી વધારે સંયમમાં રહ્યો. ત્યાર પછી શાસ્ત્રનો અભ્યાસ કરાવનાર ગુરુ **અજિતસેનના આગ્રહથી** બીજા **બાર વર્ષ** રહ્યો. **ઉપાધ્યાયના** સીધા આભારમાં હતો તેથી તેમનાં વચનાનુસારે વળી બીજાં **બાર**

વર્ષ રહ્યો. આ ઉપકારી વડીલનાં વચનને ઓળંગવાનું મન થાય નહિ, સંસાર ભોગવવાની લાલસા જાય નહિ, અને એવા દ્વંદ્વમાં રહેવું ગમે નહિ, જવું બોજે નહિ. ચારિત્ર પાળ્યું પણ અંદરથી વાસના ઊડી નહિ. અખંડ બ્રહ્મચર્યે શરીરને ટકાવ્યું, પણ મનમાંથી સંસારનો રસ જોવા વિચાર તો આવ્યા જ કર્યો.

" આમ **બહોંતેર વર્ષની** વય થઈ, બાલ સફેદ થઇ ગયા, પણ અંદરની ઇચ્છા શમાવી શકયો નહિ. માને મળ્યો. એણે જોયું કે હવે બીજો ઉપાય નથી. એણે પોતાની પાસે રાજમુદ્રિકા અને રત્નકંબળ જાળવી રાખ્યા હતા. તેમણે કહ્યું. ' સાકેતપુર જા, રાજ્ય પર રિવાજ પ્રમાણે તારો અર્ધો હક્ક છે. રાજાના નાના ભાઇનો તું પુત્ર છે. નિશાની માટે આ રાજમુદ્રિકા બતાવજે.' માતાના કથનાનુસાર આજે રાત્રે હું અહીં આવ્યો. રાજદરબારમાં નૃત્ય થાય છે તે જોવા લલચાયો. જોયું, સાંભળ્યું, પણ છેવટે ડોશીએ કહ્યું : ખૂબ નાચ્યા, સારું વગાડયું અને હવે ખરો લાભ લેવાનો અવસર છે તે છેવટને વખતે પ્રમાદ ન કરવો. આ સાંભળી મને થયું કે : આ બહોંતેર વર્ષ સંયમ છોડી એનાં ફળ બેસવાને અવસરે આ શું સૂઝે છે ? એ વિચારથી રત્નકંબળ એને આપી દીધું." આટલું બોલીને તો એ ચાલતો થયો. રાજાનો જવાબ સાંભળયા કે ખુલાસો કરવા ઊભો ન રહ્યો. લોકો તો આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા હતા તે દિડમૂઢ જેવા થઇ ગયા.

બુઢ્ઢા રાજાએ પુત્રને પૂછયું કે—તેણે અમૂલ્ય કુંડલ કેમ કાઢી આપ્યાં ? " તેણે પણ વૃદ્ધાની જાગૃતિનો શ્લોક

જ કારણ તરીકે જણાવતાં શરમાતાં કહી દીધું "મને મનમાં થતું હતું કે આ ડોસાને ૧૦૦ વર્ષ ઉપર ચાલ્યું, પણ એ મરતો નથી અને મને ગાદી મળતી નથી. હું આપને રસ્તામાંથી દૂર કરવાની વાત મનમાં વિચારી રહ્યો હતો અને તેની તદબીર રચ્યા કરતો હતો, ત્યાં જાગૃતિનું આ વૃદ્ધાનું કથન સાંભળી મને થયું કે—' અરે આટલા વર્ષ નભાવ્યું અને હવે બાપા કેટલું જીવશે ? કાંઈ નહિ, આટલાં વર્ષ તેમની આમ્નાય પાળી છે તો હવે થોડો વખત નભાવી લેવું, નહિ તો આટલા વખતની સેવા ધૂળ મળશે." આ સાંભળી આખી સભા આશ્ચર્યમૂઢ થઇ ગઈ.

રાજસભામાં નગરશેઠના પુત્રની યુવાન સ્ત્રી નવશેરો મૂલ્યવાન હાર આપે એ તો ભારે અજબ વાત કહેવાય. રાજાએ પૂછ્યું." દીકરી ! વગર શરમાયે ખુલાસો કર ! આ શું ?" **શ્રીકાન્તા** શરમાઈ ગઈ, બોલી ન શકી. અંતે વૃદ્ધ રાજાના અતિ આગ્રહથી બોલી "મારા પતિ બાર વર્ષથી પરદેશ ગયા છે. અનેક વિરહની રાત્રિઓ ગાળી હું કંટાળી ગઈ હતી. આજે આવશે, કાલે આવશે, એમ વિચારતાં મૂઝાતાં મનમાં કેટલાક સારા ખોટા વિચારો કરી રહી હતી. બાર વર્ષ સુધી પતિના પલંગની પવિત્રતા જાળવ્યા પછી ખેદ કરનારા મારા મનને ડોશીના કાવ્યે સ્થિર કર્યું. મેં તેનો એવો અર્થ જાણ્યો કે ખૂબ જાળવ્યું, હવે તો ફળ બેસવાનો વખત આવ્યો છે, વિરહકાળ તૂટવાનો સમય આવ્યો છે. ત્યાં કોઇ પ્રમાદસ્ખલના થઇ ન જાય." જાગૃતિના આ શ્લોકશ્રવણના ઉદ્રેકમાં મને કર્તવ્યભાન થયું અને મેં હાર આપ્યો." તત્રસ્થ મેદનીએ શ્રીકાન્તાને અંતરથી નમન કર્યું.

એક જ સામાન્ય લાગતો બનાવ જૂદી જૂદી વ્યક્તિ પર કેવી અસર કરે છે અને બોલનારે કે કરનારે કલ્પના પણ ન કરેલ હોય એવાં પરિણામ નીપજાવે છે, એ વિચારથી લોકો મુગ્ધ થઈ ગયા. નૃત્ય કરનારની ઘરડીખખ ડોકરીએ ઉચ્ચારેલા પ્રેરણાત્મક શબ્દો તો કોઈ ભારે ગૂઢ રહસ્યથી ભરેલા નીકળી પડ્યા અને વાર્તા સાંભળતાં લોકો પણ પોતપોતાના વિચારમાં પડી ગયા. ક્ષુલ્લક તો ત્યાંથી કયારનો વિદાય થઈ અજિતસેન ગચ્છાધિપતિ જ્યાં હતા તે માર્ગે પડી ગયો હતો, રાજપુત્ર શરમથી નીચું જોઈ રહ્યો હતો અને શ્રીકાન્તા હર્ષનાં આંસુ ખેરવી રહી હતી.

સર્વની નજર હવે સૈન્યાધિપતિ **જયસંધિ** પર પડી. એ તેજસ્વી હાર આપનાર લશ્કરના ઉપરીને રાજાએ પૂછ્યું કે—"તું શું સમજ્યો?" જયસંધિએ જવાબમાં જણાવ્યું કે—"પડોશના રાજા મને ખૂટવીને લશ્કરને તેમની તરફ કરવા માગતા હતા, શરૂઆતમાં હું મક્કમ હતો પણ ધન અને સત્તાની લાલચથી કાંઇક ડગુમગુ થતો હતો ત્યાં અક્કાનો શ્લોક સાંભળ્યો, મનમાં વિચાર થયો કે "અરે! રાજાનું લૂણ ખાધું, બાલ સફેત થઈ ગયા અને ઘરડે ઘડપણ જ્યારે એથી પણ વધારે ઉચ્ચ પદ લઈ રાજાની સેવા કરવાનો વખત આવ્યો છે, તે ખરે વખતે ફૂળ બેસવાને અવસરે નીમકહરામ ન થવું." આવી સાચી શિખામણ સલાહ મને ગમી અને મારા જીવનવૃત્તને બચાવી લેનાર કાર્યપ્રણાલિકા પ્રાપ્ત થઇ, તેની કારણભૂત આ મેનકા હોઈ તેને મેં હાર આપી દીધો!!"

લોકો આ વાત સાંભળી વિચારમાં પડી ગયા. કોઇક તો પોતાનાં જીવનનાં વીતકોનું સ્મરણ કરવા લાગ્યા, કોઇક તત્કાળ બનતા પ્રસંગો યાદ કરવા લાગ્યા અને કોઇકને પોતાના મિત્રો સ્નેહીઓ અને ઉપરીઓ સાથેની ઘટનાએ જાગૃત કરી દીધા.

અંતે રત્નજડિત અંકુશ આપનાર **મહાવતે** પણ એવી જ કથા કહી. રાજા પાસે પટ્ટહસ્તી હતો, તે અજબ શક્તિવાળો અને રાજતેજથી ભરપૂર હતો. બાજુનો રાજા એમ સમજતો હતો કે પુંડરીક રાજાનું સાર્વભૌમત્વ એ પટ્ટહસ્તીને જ અવલંબી રહ્યું છે. નશીબદાર હાથી, ગાય કે અશ્વ સંબંધી આવા પ્રકારની માન્યતા હજુ પણ કવચિત્ પ્રચલિત છે. એ પાડોશી રાજાની દાનત તેથી હાથી પર બગડી હતી અને મહાવતની મારફત કાં તો તે હાથીને હાથ કરવા ઇચ્છતો હતો અથવા હાથીને ઝેર આપીને કે બીજી કોઈ પણ રીતે તેનું કાસળ કઢાવવા ઈચ્છતો હતો. મહાવત પાસે એ માટે લાલચો આવી હતી, પણ એ હજુ સુધી મક્કમ રહ્યો હતો. એ કાંઈક નરમ પડતો હતો ત્યાં શ્લોક સાંભળ્યો એટલે એને થયું કે "આપણે ખૂબ હાણ્યા માણ્યા, હાથી ઉપર બેસી ગામમાં મોજ કરી અને હવે તો રાજા પાસેથી ઈનામ લઈ ઘેર બેસવાનો વખત આવ્યો છે ત્યારે રાજાને દગો દેવો ઘટે નહિ."

આ ઘટના સાંભળી લોકો વધારે વિચારમાં પડી ગયા. સર્વને ઘણો આનંદ થયો. રાણીએ વાત ચાલતી વખત પોતાનો મૂલ્યવાન હાર મેનકાને આપ્યો હતો, પણ રાજાએ ઈનામ આપતાં કરેલી વારને લઇને રાણીએ શા માટે હાર

આપ્યો હતો તે લોકો મનમાં સમજી ગયા, પણ કોઇએ રાણીને એ સંબંધી સવાલ પૂછવાની હિંમત ન કરી.

સુંદર નૃત્ય અને ગાન થઈ રહ્યા પછી આ બનાવ બન્યો. તે પર ટીકા કરતાં લોકો ધીમે ધીમે વીખરાઇ ગયા. તેઓએ સાંભળ્યું કે—"ક્ષુલ્લક રાજપુત્ર ગુરુ પાસે જઇ ફરીથી ચારિત્રસંપન્ન થયો અને મક્કમપણે બાહ્ય તેમજ અંતરથી વિશિષ્ટ સદ્દ્વર્તનના રસના ઘુંટડા પીવા લાગ્યો."

ઘણા મનુષ્યના સબંધમાં આ માનસદશા પ્રાપ્ત થાય છે. ઘણું ઘણું જાળવ્યા પછી છેક છેવટને વખતે જ્યારે સર્વ વાતનું ફળ બેસવાનો વખત આવે છે ત્યારે કોઇપણ પ્રકારની તાત્કાલિક લાલચને વશ થઇ પ્રાણી જીતેલ બાજી હારી બેસે છે, કરેલ ઉપકાર વિસારે પાડી દે છે, કર્ત્તવ્યભાનથી વિમુખ થાય છે, કરેલ નિશ્ચયો પર પાણી ફેરવે છે, આદર્શોને કચડી નાખે છે અને સર્વ આંતર તેજ અને હૃદયબળને દાબી દઈ ઊંડા કૂવામાં પોતાની જાતને ફેંકી દે છે. પછી તો એને જણાય છે કે એ તો લાકડાના લાડવા હતા અને એમાં કશો માલ નહોતો, પણ ઉલટો કચવાટ હતો; પરંતુ એ જ્ઞાન એટલું મોડું થાય છે કે તે વખતે પાછાં પગલાં ભરવાનો સમય રહેતો નથી, અને માર્ગ દેખાય તો પણ તેમ કરવા જેટલી માનસિક તાકાત રહેતી નથી.

આવા ક્ષુલ્લક કારણે વર્ષો સુધી કરેલ સેવા, ઉપજાવેલ કાર્ય કે સંયમ અથવા ત્યાગ પર પાણી ફેરવી આખર અવસ્થાએ છૂટી જાય છે અને એ વખતે એના મનમાં જે સામસામા પ્રચંડ વાયરા આવે છે તેનું તોફાન જોયું હોય તો એનું વર્ણન કરવું મુશ્કેલ પડે અને જ્યારે એ ઊંધે ખાટીએ બેસી

જાય છે ત્યારે બધા વિચારોને નેવે મૂકી આંખો મીચી એ આંધળુકિયા જ કરે છે.

ક્ષુલ્લકની વિશિષ્ટતા એની આજ્ઞાપાલન વૃત્તિ અને સમજણના અમલમાં હતી. લોકોને તપાસ કરતાં સમજાયું હતું કે પુંડરીક રાજાના ત્રાસથી જ ક્ષુલ્લકની માતાને નગર છોડી નાસી જવું પડ્યું હતું. એ કથા જુગજૂની થઈ ગઈ હતી અને એવા સંયોગોમાં રાજપુત્ર કંડરીકનું ખૂન થયું હતું અને એક રાત્રે કેવી રીતે યુવરાજપત્ની (ક્ષુલ્લકની માતા) અલોપ થઇ ગઈ હતી એ યાદ કરનારા થોડા જ ઘરડાઓ જીવતા હતા, પરન્તુ જેઓ જાણતા હતા તેમની વાત પરથી દાંત વગરનો રાજા સો વરસે પણ મેનકા સામું જોઈ રહે, એમાં તેમને કાંઈ નવાઇ જેવું જણાયું નહિ.

આવી આવી ચર્ચા કરતાં કરતાં લોકો ઘેર ગયા. સાકેતપુરમાં બીજી સવારે અસલની માફક જ વ્યવહાર ચાલુ થયો. માત્ર એ બનાવની એક જ અસર થઈ: ચારેક દિવસ પછી રાજાએ રાજ્યનો ત્યાગ કર્યો, પોતાના પુત્રને રાજ્ય આપ્યું અને સેનાપતિ તથા મહાવત તો તે જ દિવસે ક્ષુલ્લક રાજપુત્ર પછવાડે ચાલ્યા ગયા અને અજીતસેનસૂરિએ એમને ક્ષુલ્લકના શિષ્ય બનાવ્યા. શ્રીકાંતાનો પતિ તે જ દિવસે પરદેશથી આવ્યો. પુંડરીક રાજાએ પોતે આત્મસાધન કર્યું.

જૈ. ધ. પ્ર. પુ. ૪૪ પૃ. ૨૨૮ } સં. ૧૯૮૪

# કુદરતના ન્યાયની વિચિત્રતા[1]

[ ૧૮ ]

છ વર્ષ પર બનેલી વાત છે. તે વખતે અસહકારનો જુવાળ સારા ભારતવર્ષ પર બરાબર ફરી વળ્યો હતો. મહાત્મા ગાંધીને સાંભળવા અને તેમને ઝીલવા દેશમાં એક પ્રકારની તાલાવેલી લાગી ગઈ હતી. તે વખતે શ્રી તીલકસ્વરાજ્ય-ફંડમાં એક કરોડ રૂપીઆ જુન માસની આખર પહેલાં પૂરા કરવાની ભીષ્મ પ્રતિજ્ઞા મહાત્માજીએ કરી હતી. પૈસાનો વરસાદ વરસતો હતો. એક એક મેળાવડામાં હજાર અને દશ દશ હજારની રકમો ભરાતી હતી. એક દિવસમાં ચાર છ મેળાવડામાં મહાત્માજીની હાજરી અને તેમનાં ભાષણો સાંભળવા હજારોની મેદની મળતી હતી. તે વખતે સ્ત્રીઓએ ઘરેણાં ઉતારી આપ્યાં, યુવાનોએ સેવા આપી, ધનવાનોએ રકમો ભરી આપી, ગરીબોએ રૂપીઓ રૂપીઓ આપ્યો અને એવી રીતે હજારો લાખો ભરાયા, પણ કરોડની રકમ હજુ પૂરી થતી નહોતી અને થવાની વાત દૂર લાગતી હતી. તે વખતે નીચેનો વાર્તાલાપ એક મુત્સદ્દી મુમુક્ષુ અને અસહકારમાં રસ લેતા પણ કોર્ટનો ત્યાગ ન કરનાર વકીલ વચ્ચે થયો હતો. ઘટના શહેર ભાવનગરમાં બની હતી અને ખરેખર સાચી બની હતી. તેમાંથી ઘણા વિચારો થઇ શકે તેમ છે તેથી યાદ કરીને તે અહીં નોંધી રાખેલ છે. જેને રસ પડે તેણે એનો હાર્દ વિચારવા યોગ્ય છે.

મુમુક્ષુ:—'કેમ તમારે મુંબઇમાં હાલ કેમ ચાલે છે?'

---

[1] એક મુમુક્ષુએ લખી રાખેલી નોંધ પરથી સહજ ફેરફાર સાથે

**વકીલ**:—'હાલ તો મુંબઇમાં મહાત્માજીનાં ઠામ ઠામ પગલાં થાય છે અને હજારો રૂપીઆ દેશસેવા નિમિત્તે લોકો હોંસથી કાઢી આપે છે.'

**મુમુક્ષુ**:—'પણ એમાં મોટો ફાળો કોણ આપે છે?"

**વકીલ**:—' મુંબઈમાં મોટી રકમ તો વ્યાપારી વર્ગ ભરી આપે છે, બાકી ફાળો સામાન્ય રીતે સર્વ આપે છે, પણ હજુ કરોડ પૂરા થાય તેમ લાગતું નથી.'

**મુમુક્ષુ**:—' મહાત્માજીએ ધાર્યું છે તો કરોડ જરૂર પૂરા કરશે એમાં મને જરા પણ શંકા નથી. એની પવિત્ર દિવ્યતા અને અસાધારણ હૃદયની વાતો પથ્થરને પણ પીગળાવી શકે તેમ છે. દાસબાબુ જેવા નાગપુરમાં એને જીતવા આવ્યા અને જીતાઈ ગયા, તો પછી જયકર જેવા ચોવીશ કલાકમાં ઝડપાઇ જાય એમાં નવાઈ જેવું શું છે?'

**વકીલ**:—' પણ મીલવાળાઓનો ફાળો બહુ ઓછો છે. અત્યારે હજારના શેરના પંચાવનસોનો ભાવ થયો છે અને દરરોજ સો સો વધે છે, છતાં મીલવાળા આ ફંડમાં સારો ફાળો આપતા નથી.'

**મુમુક્ષુ**:—' પણ તમારા એક મુખ્ય મીલમાલેકે કરોડમાં જેટલા બાકી રહે તેટલા આપવા વચન આપ્યું છે ને?'

**વકીલ**:—' એ તદ્દન બનાવટી વાતો છે. અસહકારનો ખરો લાભ તો મીલવાળાઓને મળ્યો છે, એમની અત્યારની ગૌરવવાળી સ્થિતિ મહાત્માજીને આભારી છે, છતાં તેઓ આ કરોડમાં ફાળો તો આપતા નથી, પણ વ્યંગમાં ઊલટી ગાંધીજીની મશ્કરી કરે છે. આ વાત કુદરત કેમ સહન કરતી હશે?'

સુમુક્ષુ:—'અત્યારે તો દરેક મીલવાળા પોતાની મુંડીથી પણ વર્ષમાં બેવડું રળે છે અને વહેંચણી પણ મોટી આપે છે, એમ તો અમે પણ દૂર બેઠા બેઠા જાણીએ છીએ.'

વકીલ:—'એ તદ્દન ખરી વાત છે. અત્યારે દરેક મીલવાળા રીઝર્વ ફંડ એવું કરશે કે સો વર્ષ સુધી કોઈ મીલને આંચ આવે નહિ એવી વાતો થાય છે. ખરેખર, મને તો કુદરતમાં ન્યાય જેવું લાગતું નથી. જે અસહકારનો લાભ લઇ ફાલે ફૂલે છે તેની જ તેઓ મશ્કરી કરે છે અને છતાં વધતા જાય છે—એ વાતનો ઘાટ કેમ બેસે?'

સુમુક્ષુ:—'એમાં મુંઝાવા જેવું નથી. કુદરત એ રીતે જ માર મારે છે. કુદરતને માર મારવાના રસ્તા તદ્દન જૂદા જ પ્રકારના હોય છે. એના માર્ગ ગહન છે, લાંબા છે, પણ ચોક્કસ છે. 'અલ્લાની લાકડીનો અવાજ નથી,' પણ એ વાગ્યા વગર રહેતી નથી. માત્ર વાગે ત્યારે આ ક્યા ગુન્હાની સજા થાય છે એ તે બોલી બતાવતી નથી, પણ શાણા હોય તે સમજી જાય છે.

'કુદરત કેવી રીતે કામ કરે છે અને તેનો ન્યાય કેવે પ્રકારે અને કેટલે વખતે થાય છે અને તેની પદ્ધતિ કેવી હોય છે તે સંબંધમાં મહાભારતમાં મેં એક કથા વાંચી હતી તેનો સાર કહી સંભળાવું એટલે તમને ગૂંચ થઈ છે તે હું ધારૂં છું કે નીકળી જશે.'

વકીલ:—'એ વાત જરૂર કહો. પછી કાંઈ ચર્ચા કરવા જેવું રહેશે તો હું આપને કહીશ. મીલવાળાનો મુદ્દો ધ્યાનમાં રાખી વાર્તા કરશો.'

સુમુક્ષુ:—'સાંભળો:—

## ગુરુચેલા ઉદાહરણ.

'એક અનુભવી યોગી અને તેમનો એક જિજ્ઞાસુ શિષ્ય નગરની બહાર રસ્તા પરથી પસાર થતા હતા. બપોરના બે વાગ્યા લગભગનો વખત હશે. રસ્તાની જરા બાજુ પર પણ રસ્તા ઉપર એક ઝાડનું ઠુંઠું હતું. ગુરુ અને ચેલો ચાલ્યા જતા હતા ત્યાં દૂરથી એક ગાય દોડી આવી અને એની ડાક પેલા ઝાડના ઠુંઠા સાથે જોરથી અફળાઇ, એને પરિણામે ગાયને સખ્ત ઈજા થઈ, અને ખૂબ લોહી નીકળી પડયું. કેટલુંક લોહી એ ઠુંઠા પર જ પડયું.

'ચેલો ઘણો સહૃદય હતો. એને ગાયને થયેલી પીડાથી બહુ દુ:ખ થયું. એને ઝાડના ઠુંઠા પર ઘણો રોષ થયો અને ગાયનું લોહી પીનાર ઠુંઠાને રસ્તામાં એવી રીતે ઊભા રહેવાનો અધિકાર જ શો છે ? એવી પ્રશ્નપરંપરા એના મગજમાં ચાલી. તે વખતે તો એ કાંઈ બોલ્યો નહિ, પણ પોતાના ગુરુની સાથે આગળ ચાલ્યો. બે કલાક પછી પાછા એ રસ્તાપર ગુરુ સાથે પાછા ફરતાં પેલા ઠુંઠાને અને તેના પર પડેલા લોહીને જોતાં ચેલાજીની ઉદ્દામવૃત્તિ જાગૃત થઇ આવી અને ગુરુજીને પૂછયું–"મહારાજ ! આ ગાયનું લોહી પીનાર ઠુંઠું હજુ ઊભું રહ્યું છે, એ તે કેમ બને ! એવા લોહી પીનારની હયાતી સંભવતી નથી." ગુરુ મહારાજે ઠંડો જવાબ આપ્યો– "જોયું જશે." શિષ્યને આ જવાબથી સંતોષ થયો નહિ, પણ જાતે વિનયી હતો એટલે કાંઇ બોલ્યો નહિ, પણ એણે ગુરુમહારાજનો જવાબ મનમાં ધારી રાખ્યો.

'પંદરેક દિવસ પછી વળી ગુરુમહારાજ અને ચેલો એજ રસ્તે નીકળ્યા, પણ ઠુંઠું તો ઊભું જ હતું. શિષ્ય

ગાયની ઇજા અને લોહી ભૂલી શકયો નહોતો. ગુરુને કહે–"મહારાજ ! હજુ ગાયનું લોહી પીનાર ઠુંઠું ઊભું છે ! આ તે કેવો ન્યાય !! ખેદાનમેદાન થઈ જવું જોઇએ, તેને બદલે હજુ ઊભું છે !" ગુરુએ ઉત્તરમાં કહ્યું—"આગળ ઉપર જોયું જશે, તું ધીરજ રાખ." શિષ્યને વાત ગળે ઊતરી નહિ, તેથી તે વાતને એણે વધારે ચીવટાઇથી મનમાં રાખી મૂકી.

'ચાર માસ પછી એ બન્ને પાછા ત્યાં આવ્યા. વચ્ચે ચોમાસું ગયું હતું. હવે તો એ ઠુંઠાને કુંપળીઆં ખીલ્યાં અને એ કાંઇ પુષ્ટ થતું લાગ્યું. શિષ્યે ગુરુને યાદ આપી કહ્યું. "મહારાજ ! આ તો હજુ ઊભું છે અને વધતું જાય છે! કુદરતમાં આવો ન્યાય હશે ? અરે ! આ ગાયના લોહીના પીનારને હજુ મોટા રસ્તા પર જાહેરાત મળે છે! આ તો ભારે દુઃખની વાર્તા છે !" ગુરુ મહારાજ જવાબમાં કહે છે—"ભાઈ! ધીરજ રાખ! સહુ સારાં વાનાં થઈ રહેશે." શિષ્યને ગળે વાત ઊતરી નહિ, એની ગૂંચવણ વધી.

'એક વર્ષ પછી બન્ને ફરી વાર તે તરફ આવ્યા, ત્યાં તો તે ઠુંઠાને નાની નાની ડાળીઓ અને થોડાં પાંદડાં થયાં હતાં અને ઠુંઠું તો હવે નાનું ઝાડ થવા લાગ્યું હતું. શિષ્યને આ અન્યાય અસહ્ય થઈ પડયો. એણે તો ગુરુને ફરી એ જ પ્રકારનો સવાલ કર્યો અને ગુરુ મહારાજે લગભગ અગાઉ આપ્યો હતો તેવો જ ધીરજ રાખી, જે બને તે બારિકીથી જોયા કરવાનો ઠંડો જવાબ આપ્યો. શિષ્યનો કુદરતના ન્યાય પર અવિશ્વાસ વધતો ચાલ્યો, પણ એ વાત એ મનમાં જ રાખતો હતો.

'ગુરુચેલા બન્ને ત્યાર પછી કાશીની યાત્રાએ ગયા. અનેક તીર્થે જઇ બે વર્ષે પાછા તે જ ગામમાં આવ્યા. પેલા રસ્તા પર ઠુંઠાની જગ્યાએ જુએ છે તો મોટું લીલું કુંજાર ઝાડ થઇ ગએલું દેખાયું. તેની શાખા પ્રશાખા અને લીલાં પાંદડાં જોઇ શિષ્યના દુઃખનો પાર રહ્યો નહિ. એણે તો ફરી શંકા બતાવી કે ગાયનું લોહી પીનાર ટકવું ન જોઇએ, તેને બદલે આ તો ફાલીફૂલીને મોટું ઝાડ થઈ ગયું અને વળી સૂકું હતું તેને બદલે લીલુંછમ થઇ ગયું, એ તો મોટામાં મોટો અન્યાય કહેવાય. આ તો ઓછું થવાને બદલે વધતું જાય છે, મોટું થતું જાય છે અને અનેક રીતે સમૃદ્ધ થતું જાય છે. એણે લંબાણ પ્રસ્તાવના સાથે કુદરતના અન્યાય પર મોટો આક્ષેપ કર્યો અને ફરી વાર ગુરુ મહારાજને શંકા બતાવી. ગુરુ મહારાજે અગાઉના જેવી જ શાંતિ રાખી જવાબમાં માત્ર એટલું જ કહ્યું કે "ભાઇ! આગળ ઉપર જોયું જશે." ચેલાજીને આ ભયંકર પક્ષપાત અને ગુરુની મીઠી ઠંડી વાત પર બહુ ઉછાળો આવ્યો, કાંઇક ઉદ્વેગ પણ થયો; પરંતુ એણે મુખેથી કાંઇ ગુસ્સો બતાવ્યો નહિ. એને મનમાં શંકા પાકી થતી ગઈ કે આ દુનિયામાં પાપ કરનારને ઘટતી સજા થતી નથી. ઉપરના ચારે પ્રસંગે ગુરુચેલો પેલા રસ્તા પર ચાલતા હોય ત્યારે આ વાત થઇ હતી અને ગુરુચેલો જરા આગળ જાય એટલે એ વાત બંધ પડી વિસારે પડી જતી હતી.

'ગુરુ એ જ ગામમાં ચાતુર્માસ રહ્યા. ઝાડ ખૂબ વધ્યું, ખૂબ ફાલ્યું.

'એક રાત્રે સખત પવન અને વીજળીના કડાકા થયા,

વાવાઝોડાના તોફાનમાં ઝાડ મૂળમાંથી ઉખડી ગયું, ખલાસ થઈ ગયું.

'થોડા દિવસ પછી ગુરુચેલો એ રસ્તે નીકળ્યા; તો ન દેખાય ઝાડ, કે ન દેખાય ઠુંઠું. લોકો ઝાડને કાપી સરપણના ઉપયોગ સારુ લઈ ગયા હતા અને તે સ્થાન પર માટી નાખી દીધી હતી, એટલે ઠુંઠાનું નામનિશાન પણ કાંઈ દેખાતું નહોતું. ચેલાએ અડખે પડખે જનાર આવનારને પૂછ્યું તો જણાયું કે તે વખતના સખ્ત તોફાનમાં પેલું ઝાડ મૂળમાંથી ઉખડી ગયું હતું અને ખલાસ થઇ ગયું હતું. ગુરુએ શિષ્યને કહ્યું " હવે સમજ્યો! **કુદરત આ રીતે સજા કરે છે!** ઝાડને કે ઠુંઠાને જોતાં તને જે જે શંકા થઈ હતી તે તે સર્વ વિચારી જા. કુદરત **ગુન્હો કરનારને ઘણી જૂદી જ રીતે સજા** કરે છે. કુદરતના ન્યાયનો વિચાર કરવા માટે **એક બે બનાવ કે એક બે વર્ષ પૂરતાં નથી.** એમાં લાંબી નજરે અને દીર્ઘ કાળે કામ લેવું પડે છે. ઠુંઠાને કાઢવા માટે કુદરત કોદાળો કે હથોડો લઈ ત્યાં આવતી નથી, પણ **લોહી પીવાની સજા** આમ થાય છે! જડમૂળથી કેવી રીતે ઉખડી ગયું તે તેં જોયું? અત્યારે એનું નામનિશાન પણ નથી રહ્યું. એ રીતે કુદરત સજા કરે છે. **થોડીવાર ફાલેફૂલે ત્યારે તે વાત જોઈને મુંઝાઇ જવા જેવું નથી.** કુદરતમાં બહુ ઊંડાણ હોય છે અને એના રસ્તા અનેરા હોય છે." શિષ્યનું સહૃદય મન ગુરુને અંતરથી નમી પડયું, એની શંકા દૂર થઇ ગઇ અને કુદરતના કાર્યો માટે દીર્ઘકાળની વિચારણાના મંત્રમાં બહુ વિશાળતા અને રહસ્ય ભાસ્યાં.

**મુમુક્ષુ**:—' તમારા ધ્યાનમાં આ વાર્તા આવી ? અત્યારના ભાવો કે આવકથી રાજી થવાનું નથી. એના ખેલો ખેલાશે ત્યારે તમે જોશો કે આ લોહીનો પૈસો ટકવાનો નથી અને મહાત્માજીને **હસનારા લાંબો કાળ હસી શકવાના નથી.** બે પાંચ વર્ષમાં જે ખેલો ખેલાય તે બારિકીથી જોયા કરજો. '

અહીં અમારી વાર્તાનો અંત આવ્યો. બીજી પ્રાસંગિક વાતો કરી અમે છૂટા પડયા. પાંચ છ વર્ષનાં ખેલો જોતાં રીઝર્વ ફંડો પણ સૂકાઇ ગયા અને વહેંચણી પણ ખલાસ થઇ ગઈ. મહાત્માજીની મશ્કરી કરનાર નાદારીમાં ગયા અથવા લગભગ તે સ્થિતિએ આવ્યા અને હજુ પણ એના ખેલો ખેલાયા-જ કરે છે. **કુદરતના માર્ગોની** ન સમજાય તેવી આ કુંચી છે, પણ એ **અચૂક** છે. એ ચાવીથી ઘણી બાબતોનો ખુલાસો થઈ જાય તેમ છે. માત્ર કુદરતના ન્યાયમાં વિશ્વાસ અને લંબાણુ નજરે જોવાની આવડત ઉપર એ કિસ્સાના ઊકેલનો આધાર રહે છે.

{ ધ. પ્ર. પુ. ૪૪. પૃ. ૧૪૭ } સં. ૧૯૮૪



# સાવધાન

[ ૧૯ ]

ચાળીશેક વર્ષ પહેલાંની વાત છે. **ભાવનગરના મારવાડીના વંડાના** નામથી ઓળખાતા ઉપાશ્રયમાં અત્યારે તદ્દન શાન્તિ વ્યાપી છે. એના ભવ્ય ચોકમાં પૂર્ણિમાનો ચંદ્ર પૂર બહારમાં પ્રકાશી રહ્યો છે. રાત્રિના નવનો સમય થયો છે. પૂર્વ દિશાએ અર્ધ આકાશમાંથી ચંદ્ર એની જ્યોત્સ્ના શાન્ત પૃથ્વી પર વિસ્તારી રહ્યો છે. શ્રાવકો પોતપોતાને સ્થાનકે ગયા છે અને કોઈ બે ચાર વિશિષ્ટ જનો સંથારાપોરસી ભણી રહ્યા છે. સાધુઓ કોઇ મનમાં ધ્યાન કરે છે અને કોઈ પાઠ કરે છે. લગભગ સત્તર મહાત્માઓ (સાધુઓ) જૂદી જૂદી શાળામાં આત્મમંથન કરી રહ્યા છે.

દાખલ થવાના જમણી બાજુના દાદરની પ્રથમ માળની પ્રથમ શાળામાં એક વૃદ્ધ આત્માર્થી અત્યારે આત્મનિરીક્ષણ કરી રહ્યા છે. ધર્મના ધામ રૂપ એ ઉપાશ્રયમાં તદ્દન અંધકાર છે, છતાં બહારની ચંદ્રજ્યોત્સ્નાની અસરથી સહજ પ્રકાશ પડી રહ્યો છે. શાન્તમૂર્તિ મહાત્માની ગંભીર મુખમુદ્રા પર યોગ ધ્યાન અને આત્મચિંતવનની શાન્ત પ્રતિકૃતિ તરી આવે છે. એમણે વિસ્તૃત આત્મમંથન હમણાં જ પૂરું કર્યું હોય એમ એમની મુખમુદ્રા પરથી દેખાય છે. તુરતમાં જ એ આસનપરથી ઊઠી પૂર્વ તરફ ગોઠવાયલી પાટ પર બિરાજમાન થયા હતા.

તે વખતે બે મુમુક્ષુઓ વૃદ્ધ મહાત્મા સન્મુખ બહારથી આવી મહાત્માની પાટ સન્મુખ ખડા થયા.

ઊભા ઊભા "ત્રિકાલ વંદન" કરો અને "ધર્મલાભ"માં પ્રત્યુત્તર મળ્યો તે સાંભળી તેઓ સામે બેસી ગયા. એ બન્ને મુમુક્ષુઓ દિવસે એ જ શાન્તમૂર્તિ મહાત્મા પાસે શ્રીમદ્ યશોવિજયજીના **જ્ઞાનસાર**નો અભ્યાસ કરતા હતા, એક એક શ્લોકની વિચારણામાં કોઈ વખત ઘણો સમય ગાળતા અને સ્થિરતા, શાન્તિ અને પ્રશમ શું છે? આ જીવનમાં ઉત્કૃષ્ટ જીવનની વાનકી કેમ ચખાય? એનો સાક્ષાત્કાર કરતા હતા, મહાત્માઓ એવું જવન જીવી શકે છે તેનો દાખલો અનુભવી શકતા હતા અને રાત્રે ધર્મચર્ચા યથાવસર કરતા હતા.

શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયનો "જ્ઞાનસાર" ગ્રંથ એ મહાત્માના આખા જીવનનું રહસ્ય છે. ઉપાધ્યાયજીએ અનેક ન્યાયના ગ્રંથો રચ્યા, ખંડખાદ્ય જેવા ગ્રંથો પર ટીકા લખી, તત્ત્વના ગ્રંથો અપનાવ્યા, વીર પરમાત્મા પછીના બે હજાર વર્ષમાં ઊભી થયેલી ગૂંચવણો અને ચર્ચાઓનો પુરસ્કાર કર્યો, દ્રવ્યગુણપર્યાયનો રાસ બનાવ્યો, મંદિરસ્વામીને વિજ્ઞપ્તિઓ કરી, અનેક સ્તવનો સ્વાધ્યાયો રચ્યાં અને છેવટે આખા જીવનના દોહનને પરિણામે નવનીત જેવો એ જ્ઞાનસાર ગ્રંથ લખ્યો. એનો પ્રત્યેક શ્લોક ગંભીર અર્થથી ભરપૂર છે, એના પ્રત્યેક વચનમાં યોગ અને શાન્તિ ભરેલા છે, એમાં પાતંજળયોગદર્શનનો મીઠો પ્રવાહ સુમધુર કરાયો છે, એમાં આત્માની અદ્ભુત શક્તિના માપકયંત્રો (થરમૉમિટર) ગોઠવાયાં છે, એમાં આત્માને પરમાત્મા બનાવવાનાં મંત્રો છે, એમાં આત્માર્થી જીવને જોઈએ તે સર્વ છે. ન્યાયની કઠણ ચર્ચાઓ તો આત્માને ઠેકાણે લાવે છે, પણ એને ઉન્નત કરનાર અને એને સ્વસ્થાનકે લઈ જનાર જે

થોડા ગ્રંથો મોજુદ છે એમાંનો એ એક ગ્રંથ છે.

એવા અદ્‌ભુત ગ્રંથને યથાસ્વરૂપે બતાવનાર મહાત્મા જ્યારે એ ગ્રંથમાં ઉપદેશેલી શાન્તિ, સ્થિરતા, સમાધિ અને વિવેકને જીવી જાણતા હોય, જેનું જીવન સમજણ પૂર્વકના ત્યાગને પરિણામે પ્રાપ્ત થયેલ અપૂર્વ શાન્તિમય હોય અને જેમણે એ દશાનો સાક્ષાત્કાર કરી જીવનને સ્વાભાવિક રીતે જ ઘણું ઉન્નત બનાવી મૂક્યું હોય, તે પોતે જ જ્યારે એના પ્રત્યેક શ્લોકને સમજાવે, વિસ્તારે અને પ્રકાશિત કરે ત્યારે અભ્યાસ સાથે પદાર્થવિજ્ઞાન અસરકારક નીવડે છે અને ઉપદેશ સાથે જીવનની એક્તાનતા દેખાય છે. એવું જીવન જીવનાર જે અસર કરે છે તે સૂકી વાત કરનાર કદી કરી શકતા નથી, તે હકીકત પણ ખુલ્લી રીતે જણાઇ આવે છે.

દિવસે વાંચેલા શ્લોકની રાત્રે દરરોજ ચર્ચા ચાલતી. જ્ઞાનસાર જ્ઞાનનો સાર, જાણપણાનું અંતિમ લક્ષ્ય, જીવનનો ઉત્તમોત્તમ આદર્શ, સંસારપરિચર્યાનું અન્તિમ ધ્યેય, તત્પ્રાપ્તિને માટે આવશ્યકીય આત્મચિંતવન અને મંથન એ સર્વનો સહયોગ ત્યાં થતો હતો અને જ્યારે સાંભળનાર પાત્ર હોય અને સંભળાવનારને શ્રોતાના આત્માર્થીપણાની તેમ જ ગ્રાહકશક્તિની પ્રતીતિ હોય, ત્યારે આવી ધર્મ-ચર્ચામાં ભારે મજા જામે છે. એના એક એક દિવસના પ્રસંગો અત્યારે યાદ આવે તો ઊંડા વિચારમાં નાખી દે છે. એની રાત્રિની ધર્મચર્ચા અત્યારે પણ એ મુમુક્ષુઓને વિપથગામી થઈ જવાના પ્રલોભન પ્રસંગોએ ત્યાંથી ખેંચી સાચે માર્ગે લઈ આવે છે. બન્ને મુમુક્ષુઓનાં જીવન ઉપર એણે જે અસર કરી હતી તે લેખમાં લગભગ અનભિલેખ્ય જ છે.

આ પૂર્ણિમાની રાત્રિએ કાંઇ નવીન જ વિચારણા ચાલી. મુમુક્ષુ અભ્યાસીઓ સંસારી હતા, આત્માર્થી હતા, તે વખતે થોડા વર્ષ પહેલા કાઢેલી એક નવીન સંસ્થાના અધિકારી હતા અને ધર્મભાવનાથી ભરેલા હતા. યુવાન વય, ધર્મને આગળ કરવાની પ્રબળ વૃત્તિ, લેખન વાંચન અને ભાષણ દ્વારા અનેક કાર્ય કરવાની ઇચ્છા અને તે વખતની પરિસ્થિતિમાં એમનાં જીવનો ઘડાયેલાં હતાં. એમણે બહુ રસપૂર્વક ધર્મ-ચર્ચા આદરી.

સહજ વાતચીત થતાં એક પ્રશ્ન થયો. તે અરસામાં કોઇ મોટી "પંન્યાસ" પદવી સંબંધીની ખટપટ ચાલતી હતી. અમુક પ્રકારની દોડાદોડી અને ધમાલની કાંઈ વાર્તા તેજ રાત્રે ટપાલમાં આવી હતી. તે વાતને એક મુમુક્ષુએ જરા છેડી અને ટપાલમાં જે હકીકત આવી હતી તેનું સહજ ઉચ્ચારણ કર્યું. તે વખત મહાત્મા બોલ્યા:—

"આવી જાતની વાતો કરવામાં શો લાભ? એમાં આત્મચિંતવન શું થાય? એમાં આત્મા કેમ અંદર ઉતરે? **આપણે બહારની કે પારકી પંચાત શા માટે કરવી?** આપણું પોતાનું સંભાળીએ તો બસ છે. આપણે આપણી ચિંતા હજુ પૂરી કરી શકતા નથી ત્યાં અન્યની ચિંતા કરવી અને અધૂરી હકીકતે ફેંસલો આપવા નીકળી પડવું એ કાર્ય સુજ્ઞનું ન હોય. આવા પ્રકારની ખટપટને અંગે તમારે એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. જેમણે આ ભવમાં કાંઈ સાધવું હોય તેમણે એ વાત વારંવાર ધ્યાનમાં રાખવાની છે, અને જેમણે ખરી પ્રગતિ કરવાની હોય તેમણે એ હકીકત કદી ન વીસરવા માટે ચીવટ રાખવાની છે. હવે હું તે હકીકત

કહું છું તે ઉપરં તમે બરાબર લક્ષ્ય રાખજો.

"હકીકત એમ છે કે **અવસર્પિણી** કાળ એકંદરે ઊતરતો જ હોય છે, એમાં રસકસની હાનિ થયા કરે **અને** એમાં સુખ કરતાં દુ:ખના પ્રસંગો વધારે આવે.

"તેમાં પણ આ અત્યારે જે અવસર્પિણી કાળ વર્તે છે તેને જૈન શાસ્ત્રકાર **હુંડા અવસર્પિણી** કાળ કહે છે. એટલે એ અતિ અધમ–ઊતરતો કાળ છે. અવસર્પિણી કાળમાં આપણે ઊતરતા ચક્ર પર હોઇએ છીએ, તેમાં ઉત્તરોત્તર હાનિ જ દેખાયા કરે એટલે એકંદરે એ કાળ વધારે વધારે ઊતરતો તો હોય જ છે, તેમાં વળી આ "હુંડા અવસર્પિણી" કાળ છે.

"અનંતી ચોવીસી જાય ત્યારે એક હુંડા અવસર્પિણી કાળ આવે છે. એ અતિ અધમ કાળ છે. એમાં **પ્રાયે ઉત્તમ જીવનો જન્મ જ ન થાય.** એમ નથી સમજવાનું કે એમાં જન્મનાર સર્વ જીવો અધમ જ હોય; તો તો પછી એમાં તીર્થંકરાદિનો જન્મ સંભવે જ નહિ; પરંતુ બહોળતાએ એમાં ઉત્તમ જીવનો જન્મ ન થાય. સંસારચક્રમાં ઉત્તમ જીવ હોય તે એવા સમયમાં અન્ય ક્ષેત્રમાં કે અન્ય ગતિમાં જઈ આવે છે.

"અનંતી ચોવીશી–અનનતાં કાળચક્રો ગયા પછી આવો હુંડા અવસર્પિણી કાળ આવે છે. આપણે અત્યારે એવા હુંડા અવસર્પિણીમાં વર્તીએ છીએ, માટે આપણે ખૂબ **ચેતીને ચાલવાની જરૂર** છે."

આટલી વાત કરી મહાત્મા કંઇક વિચારમાં પડયા એટલે બન્ને મુમુક્ષુઓ પૈકી એકે પ્રશ્નપરંપરા ચલાવી. તે વખતે વાત નીચે પ્રમાણે થઈ:–

**મુમુક્ષુ:**—"આપશ્રીએ આ વાર્તા કરી તેનું કાંઈ લક્ષણ બતાવશો ?"

**મહાત્મા:**—"શાસ્ત્રકાર કહે છે કે એવા અધમ અવસર્પિણી કાળનું મુખ્ય લક્ષણ એ છે કે એમાં **શુભનાં નિમિત્તો અશુભ તરીકે પરિણમે**"

**મુમુક્ષુ:**—"સાહેબ, એ વાત બરાબર સમજાણી નહિ, જરા વિગતથી સ્પષ્ટ કરો."

**મહાત્મા:**—"શુભ કાર્યો પ્રાણી કોઈ પણ પ્રકારના આત્મિક લાભની ઈચ્છાએ કરે છે. એવાં **શુભ કાર્યો શુભને બદલે અશુભનાં કારણો બને એ આવા અધમ કાળનું મુખ્ય લક્ષણ** છે."

**મુમુક્ષુ:**—"શુભ કાર્યો અશુભ તરીકે કેમ પરિણમે ? વાત કાંઈ હજુ જચતી નથી. કૃપાનાથ ! જરા વધારે સ્ફુટ કરો."

**મહાત્મા:**—"આત્માની સાથે કર્મબંધ થાય છે, તેનો મુખ્ય સંબંધ આંતરવૃત્તિ સાથે રહે છે. અંદર જેટલે અંશે શાંતિ અને લક્ષ્યસન્મુખતા હોય તેટલે અંશે કાં તો શુભ કર્મબંધ થાય છે અથવા કર્મની નિર્જરા થાય છે એટલી વાત તો બરાબર બેસે છે ને ? કર્મબંધ વખતે રસ પડે છે તે કષાય ઉપર કેટલો આધાર રાખે છે તે વાત ધ્યાનમાં છે ?"

**મુમુક્ષુ:**—"હાજી, કર્મબંધ કરતી વખતે એના ચાર અનુબંધ પૈકી રસબંધનો આધાર કષાયપરિણતિ પર રહે છે."

**મહાત્મા:**—"તો હવે ધ્યાનમાં લઈ લો. શુભ કાર્ય કરતી વખતે અથવા કર્યા પછી કોઈ પણ પ્રકારના કષાયનો ઉદય થાય તો શુભ નિમિત્તો ઊલટાં થઈ જાય છે અને **લાભને બદલે હાનિ કરાવે છે.**"

મુમુક્ષુ:—"એમ કેમ બને? કાંઈક વિગત સાથે એ વાત સ્પષ્ટ કરો. હજુ તે વાત અંદર ઝળકતી નથી."

મહાત્મા:—"આપણે એક દાખલો લઈએ. એક ધર્મશ્રદ્ધાળુ માણસે સંઘ કાઢયો. એ હકીકત શુભની નિમિત્ત છે. હવે એ સંઘ કાઢવાને વખતે કોઈ સાથે સ્પર્ધા કરે, કોઇએ સંઘ કાઢ્યો તે કરતાં પોતાની વધારે વાહવાહ કેમ કહેવાય તેવા પ્રયત્ન કરે, અથવા એવો સંઘ કોઇએ કાઢ્યો નથી તેવી પોતે વાતો કરે તો શુભનું નિમિત્ત અશુભમાં પરિણમે."

મુમુક્ષુ:—"તે સાહેબ! એમ જોઇએ તો તો પ્રત્યેક શુભ કાર્યમાં કષાય તો થઈ જાય છે. કોઇ સારું પુસ્તક લખે અને કોઈ પ્રશંસા કરે એટલે લખનાર રાજી થઇ જાય છે; કોઇ પાંચ દશ ઉપવાસ કરે ને અન્ય કોઈ પ્રશંસા કરે ત્યારે કરનાર રાજી થઈ જાય છે; કોઈ સ્વામીવાત્સલ્ય કરે અને લાડવામાં ઘી વધારે નાંખ્યું એમ અસત્ય બોલે અથવા અન્ય બોલે તેને વારે નહિ—આવું આવું તો સાહેબ! ઘણી વાર થાય છે. કેટલાએ ધર્મના કામમાં જૂઠું, ગોટાળા કે દંભ થાય તેમાં પાપ માનતા નથી."

મહાત્મા:—"એજ વાત વિચારવાની છે. સંઘ કાઢનારની લોકો પ્રશંસા કરે તેમાં કાંઇ ખોટું નથી. પૈસાનો ત્યાગ કરવો એ કાંઈ નાનીસૂની વાત નથી; પણ એ વાતનો મદ સંઘ કાઢનારને ન ઘટે. પુસ્તક લખનારની પ્રશંસા લોકો ભલે કરે, પણ લખનારના મનમાં પ્રશંસા સાંભળી ગૌરવ આવે તો તેને માટે શુભનું નિમિત્ત અશુભમાં પરિણામ પામી જાય. તપ કરનાર જરૂર પ્રશંસાને પાત્ર છે, પણ એ પ્રશંસા

સાંભળવા માટે તપ કરે અથવા સાંભળીને રાજી થાય તો શુભને બદલે અશુભનું કારણ બની જાય છે."

**મુમુક્ષુ**:—"એટલે? તો તો શુભ કાર્ય કરવું જ નહિ એમ જ થાય."

**મહાત્મા**:—"નહિ, વાત એમ છે કે શુભ કાર્ય બરાબર કરવાં, શુભ કાર્ય કરવાના પ્રસંગો વારંવાર ઊભા કરવાં, એના નિમિત્તો વારંવાર જમાવવાં અને જ્યારે એ કાર્ય થાય અથવા પ્રસંગ કે નિમિત્ત આવે ત્યારે ધ્યાન રાખવું કે આડીઅવળી બાબતમાં ગૂંચવણમાં પડી જઇ કોઈ પણ કષાયમાં પડી ન જવાય. શુભ કાર્ય જરૂર કરવું, પણ આ કાળમાં એટલી ચેતવણી–સાવધાની રાખવાની છે કે શુભ પ્રસંગો અશુભ તરીકે પરિણમે નહિ. એમ કરવું ઘણું મુશ્કેલ છે, પણ આત્મદૃષ્ટિએ એ વિચારધારાના અમલ પર ઘણો આધાર છે."

**મુમુક્ષુ**:—"આ તો મોટી ગૂંચવણ થઈ. તો સાહેબ! કોઈ વાર શુભ કાર્ય કરતાં લાભ કરતાં નુકશાન વધારે પણ થાય ખરું?"

**મહાત્મા**:—"સામાન્ય સંયોગોમાં કોઈ વાર એમ બને પણ ખરું અને આ હુંડા અવસર્પિણી કાળમાં તો **સાપેક્ષ દૃષ્ટિ ન રાખનારને ઘણીખરી વાર તેમ જ બને છે**, અને તેટલા માટે જ આ કાળને હુંડા એવું તુચ્છ અધમ ઉપનામ–વિશેષણ આપવામાં આવ્યું છે. તમે કષાયની સ્થિતિ વિચારો, તે પ્રસંગે આંતરવૃત્તિમાં થતો ક્ષોભ વિચારો, એટલે આ વાત સ્પષ્ટ થશે. તેમાં પણ ક્રોધ તો જણાઈ આવે તેવો દુર્ગુણ છે, પણ માયા તો એવી ભયંકર છે કે

એ મોટા મોટા સાધુઓને પણ છોડતી નથી. તેમની વાતો સાંભળો તો જાણે એક પુણ્ય-પવિત્રાત્મા જણાય, પણ અંદર માન અને માયા એવા રમતા હોય છે કે એનું વર્ણન ન થાય. એ બન્ને દુર્ગુણો અંદરની જડ ઉખેડી નાખે છે. તેનાથી બહુ જ ચેતવાની જરૂર છે. જો શુભ કાર્ય ઉપર ઉપરનું હોય અને અંદર માન કે માયા આકરા હોય તો લાભ કરતાં હાનિ કોઈ વાર વધી પણ જાય. આ સંબંધમાં બહુ ઊંડા ઊતરવાની જરૂર છે."

**મુમુક્ષુ**:—"પણ સાહેબ! આ તો કડી લેતાં પાટણ ખરવારવાનો વેપાર થાય તેનું કેમ?"

**મહાત્મા**:—"એમ ન બને તે માટે સાપેક્ષવૃત્તિ રાખવાની જરૂર છે. એમ ન જ બને એમ કહેવાય નહિ. ગાઢ કષાયો કંઈ કંઈ કામ કરે છે અને નહિ ધારેલાં પરિણામો નીપજાવી મૂકે છે. એ વખતે જાગૃત રહે તે જ જીતી જાય છે અને નહિ તો શુભ કાર્યમાંથી પણ કષ એટલે સંસારનો આય એટલે લાભ મેળવે છે. દરેક બાબતનો **આધાર આંતરવૃત્તિ ઉપર** જ છે."

**મુમુક્ષુ**:—"ત્યારે સાહેબ! શાસ્ત્રમાં પ્રશસ્ત કષાયોની વાત કહી છે તે શી રીતે?"

**મહાત્મા**:—"બરાબર છે. અમુક સંયોગો એવા હોય છે કે તે વખતે કષાયનો દેખાવ જરૂર કરવો પડે. દાખલા તરીકે કોઇ શાસન ઉપર આક્રમણ કરે ત્યારે તેની સામે લડાઇ સુદ્ધાં કરવાનો પ્રસંગ પણ આવી પડે છે, કોઇ વાર રાજ્ય સાથે અટપટા પ્રસંગો આવે છે. હમણાં પાલીતાણાની યાત્રા કેટલા વર્ષ બંધ રહી ત્યારે આપણે સુરસિંહજી સાથે

વિરોધ કરવો પડયો હતો. તમે જ મુનીમ ઉપર સોનગઢ મુકામે ફોજદારી ચલાવી હતી. એવા અસાધારણ પ્રસંગો આવે ત્યારે મોટા હિતની ખાતર **કષાયનો દેખાવ** કરવો પડે છે; પરંતુ તે વખતે **પણ ખરા આત્માર્થીની અંતરદશા** તો શુદ્ધ જ રહે છે."

**મુમુક્ષુઃ**—"એ કેમ બને?"

**મહાત્માઃ**—"એવા પ્રસંગે ક્રોધ કરવાનો પ્રસંગ આવે ત્યારે પણ એના પેટનું પાણી ચાલતું નથી. એ બહારથી ધમાધમ કરે, પણ એનો અંતરાત્મા જાગૃત રહે છે. એ કદાચ લાલ આંખવાળો દેખાય, તો પણ એના અંતરની ભીનાશ—કુણાશ અસ્ખલિત વહેતી હોય છે. એ લડાઇમાં ઊતરે તો પણ એની સાપેક્ષવૃત્તિ દૂર જતી નથી. એ કષાયો સાથે કદી પોતાના આત્માને ઓતપ્રોત કરતો નથી અને એ સ્થિતિને ધન્ય માનતો નથી."

**મુમુક્ષુઃ**—"ત્યારે સાહેબ! આ કાળમાં શુભ પ્રસંગોનો લાભ કેમ લેવાય?"

**મહાત્માઃ**—"વ્યવસ્થાપૂર્વક સમજીને કાર્ય કરનારને કોઇ પણ પ્રકારનો વાંધો આવતો નથી. શુભનાં નિમિત્તો અશુભ તરીકે પરિણમે તે **અસાવધ અવસ્થામાં** બને છે. એ શુભ કામના ઓઠાની ધૂનમાં ચાલ્યો જાય છે અને જીતની બાજી હારી બેસે છે. એ જરા વધારે સાવધાન રહે તો એને તુરત જણાય કે એ પોતે કષાયના ઘરમાં જઈ બેઠો છે અને સારા નિમિત્તે પાછો પડતો જાય છે. આ અધમ કાળમાં આવી સાવધાની રાખવી બહુ મુશ્કેલ છે."

**મુમુક્ષુઃ**—"આટલું જાણનારા કેમ કષાયનો ભોગ

થઇ પડે ? એ બાબતમાં સાવધાની પ્રથમથી જણાઇ હોય છતાં એને તાબે કેમ થઈ જાય ? અજાણ્યા તો ફસાય, પણ સમજુ કેમ અટવાઇ જાય ? ”

મહાત્મા:—“ એનાં ઘણાં કારણો છે: પ્રથમ તો જીવ હમેશાં પોતાનો બચાવ કરવા ખૂબ આતુર રહે છે. પોતાની સ્ખલના કબૂલ કરવામાં જે આત્મબળ અને સરળતા જોઈએ તે બહુ અલ્પ જીવમાં હોય છે. આ કાળના જીવોને ચોક્કસ સંયોગોમાં વક્ર અને જડ કહ્યા છે. તે વક્રતા ખાસ કરીને શુભ નિમિત્તો વખતે ખાસ તરી આવે છે. પ્રાણી જાણતો હોય છતાં એવા સંયોગોમાં માન અથવા માયાનો ભોગ થઈ પડે છે. એને સાવધાન રહેવા ચેતવેલો હોય, એ કષાયના રસ્તાનો અભ્યાસી હોય, છતાં એ જરૂર કષાયમાં અટવાઈ જાય છે. ”

મુમુક્ષુ:—“ પણ સાહેબ ! જડ માટે મારો પ્રશ્ન નથી. હું તો ભણેલા, શાસ્ત્રજ્ઞ અને સમજુ માણસ માટે પૂછું છું.”

મહાત્મા:—“ ઉપરની સર્વ વાત એને બરાબર લાગુ પડે છે. જડ એટલે અભણ ન સમજવા. જડ એટલે દુરાગ્રહી, મત્સરી, અભિમાની અને ગમે તે રીતે પોતાનો કક્કો ખરો કરનાર સમજવા. એવા મનુષ્યો વધારે સંખ્યામાં હોય છે. અજ્ઞાનવાદની પોષણા ન જ કરાય, પણ એવા મત્સરી કે કદાગ્રહી કરતાં ઘણી વાર ભોળા ભદ્રક જીવો પોતાનું કામ વધારે સાધી જાય છે. ભણતર કે શાસ્ત્રજ્ઞાન મગજનો વિષય છે, કષાયપરિણતિનો ત્યાગ એ હૃદયનો વિષય છે. ”

મુમુક્ષુ:—“ ત્યારે સાહેબ ! એમ હોય તો ભારે અગવડ થાય તેમ જણાય છે. આપણે ન જાણીએ તેમ કષાયો

અંદર ઘૂસી જાય અને ભણેલાને પણ ભૂલાવે–ત્યારે કરવું શું?"

**મહાત્મા:**—"**સાવધાન રહેવું**. ભણેલાએ સમજવાનું છે કે એના જ્ઞાનનો એણે આત્મવિકાસ માટે ઉપયોગ કરવાનો છે. એને બદલે એ જો પોતાના ખોટા બચાવ કરવામાં એનો ઉપયોગ કરે તો તેને પણ શુભ પ્રસંગો અશુભ તરીકે પરિણમે છે. એ નજરે જોતાં જેમનામાં જ્ઞાન હોય તેમણે વધારે સાવધાન રહેવાની આવશ્યકતા છે. જેમ જ્ઞાન વધારે તેમ આવી આવી બાબતમાં લપસી જવાનો સંભવ વધારે, અને જો સાવધાની હોય તો એમાંથી ઉગરવાના માર્ગો પણ વધારે. આ કાળમાં ખાસ કરીને કષાયમાં પડી જવાના પ્રસંગો ઘણા વધારે થતા જાય છે, તેવા વખતમાં વક્રપણાને લઇને ધર્મનિમિત્તે પ્રાણી અનેક કષાયપરિણતિઓ કરે છે. તમારા સંઘના મેળાવડામાં જુઓ કે અમારા સાધુઓના સંવ્યવહારમાં જુઓ, તો ત્યાં બહુ મૂંઝવણ કરાવે તેવી ગૂંચવણોમાં અટવાઈ ન જવાય તે માટે સાવધાન રહેવાની ખાસ જરૂર છે."

**મુમુક્ષુ:**—"સંઘ મળે ત્યારે અમે ખૂબ ઊંચે સાદે (અવાજે) વાતો કરીએ છીએ અને નાતના મેળાવડામાં તો જથ્થાવાળો કે બોલનારો જ ફાવે છે. ત્યારે ત્યાં પણ કષાયો ખરા? અને સાધુઓ પણ એના ભોગ થાય ખરા?"

**મહાત્મા:**—"આ પ્રશ્ન અસ્થાને છે. સંઘના કાર્યમાં તો બહુ વિચારની જરૂર છે. એમાં જે ક્રોધ કે અભિમાન કરે તેનો અનેક ભવે પણ રસ્તો ન થાય. એમાં વળી જે માયા, દંભ કે કપટ કરે એની તો વાત જ શી કરવી? અને સાધુઓ? એમને તો કદાગ્રહ કે અભિમાનની વાત જ ન હોય. ત્યાં તો સરળતા, શાંતિ

અને ધૈર્યના ઢગલા હોય, ત્યાં પોતાના મતનો કદાગ્રહ, નિરર્થક વાણીપ્રહાર, અભિમાન કે અન્યને પાડી દેવાની તુચ્છ ઘટના હોય જ નહિ. કષાય જરા પણ અંદર પેસે છે એવું દેખાય કે એ દૂર નાસે. આ પંન્યાસપદવીના ઝઘડામાં સંઘે કેટલું ચૈતન્ય ગુમાવ્યું ? અને એ રીતે લીધેલ પદવી શો લાભ કરે ? અને શ્રાવકો પર પણ એવી ખટપટની શી અસર થાય ? અને એ સર્વ કોના માટે ? અહીં કેટલું બેસી રહેવાનું છે ? ધર્મના નિમિત્તે કષાય સેવાય જ નહિ અને સેવવાનો પ્રસંગ આવે તો જંગલમાં ચાલ્યા જવું, પરન્તુ કોઇ પણ પ્રકારે **આત્માને મલિન કરવો** નહિ. આત્માર્થી પુરૂષ **પ્રશસ્ત કષાય પણ ઈચ્છે નહિ.** ભગવાનના મતની આ ચાવી સમજવાની છે, આ કાળને બરાબર ઓળખવાનો છે અને એમાંથી સાર કાઢવાનો છે. સાવધાન રહેવાની તેમાં ખાસ જરૂર છે. કષાયો ચારે તરફ ફર્યા કરે છે, જરા અસાવધ રહેતાં એ અંદર પેસી જવા માટે તૈયાર હોય છે. ઉપર ઉપરના કાર્યનો સરવાળો અલ્પ થાય છે. કષાયો ઊધાર પાસે મોટો સરવાળો કરી નાખે છે. આ પાંચમા આરામાં વક્રતા અને જડતાની વચ્ચે રહેતાં એનો બહુ ઓછો ઉપયોગ રહે છે અને તેટલે અંશે આપણે આત્મધનપ્રાપ્તિથી વંચિત રહીએ છીએ. દરેક પળે—દરેક ક્ષણે સાવધાન રહે, ઊંડો ઊતરે, પૃથક્કરણ કરે તેવો વિરલો જ કામ કાઢે. બાકી તો...........**સાવધાન !**

સમય ઘણો થઈ ગયો, આજે અષ્ટકની ચર્ચા ન થઈ. બંને મુમુક્ષુઓ **ત્રિકાલવંદણા** કહી વિચાર કરતાં ચાલ્યા ગયા, નીચેના ઓટલા પર જરા વાતો કરી. સાર એ હતો કે આ કાળમાં જાહેર લખવા બોલવામાં બહુ આંતરવિચારણા

કરવાની જરૂર છે. કષાયમાં ન ફસાઇ જવા માટે સાવધાની રાખવાની અને અરસ્પરસ ચેતવણી આપી જાગૃતિ રખાવવાની સલાહ કરી બંને મિત્રો જુદા પડયા.*

જૈ. ધ. પ્ર. પુ. ૪૫ પૃ. ૨૪૩ } સં. ૧૯૮૬

* આ પ્રસંગ મેં તો સાંભળ્યા પ્રમાણે લખ્યો છે, કોઇ વાત મારા શબ્દોમાં પણ આવી હશે. બંને મુમુક્ષુઓ હૈયાત છે. તેઓ આખા પ્રસંગને આળખશે તો અત્યારના વાતાવરણમાં ઘણું જાણવા જેવું મળી આવશે.



# શાંતિની શોધમાં*

[ ૨૦ ]

ચારે તરફ જોઇ જોઇને થાકી ગયા, પારકા સંબંધી વિચાર કરી કરીને પરવારી ગયા, દુનિયાનું દોરંગીપણું જોઇને મૂંઝાઇ ગયા, પ્રશંસાને નિંદામાં ફરી ગયેલ જોઇને વિમાસણમાં પડી ગયા.

બહારની દુનિયા તરફ નજર કરી લોકો થાકતા જ નથી, સવારથી સાંજ સુધી લગભગ એકસરખી ક્રિયા કરે છે અને બીજે દિવસે પાછું તે ને તે જ શરૂ કરે છે. એ દુકાને જાય છે તો દરરોજ તેટલી જ હોંસથી ગયા કરે છે, ઉપર ઉપરની ક્રિયાઓ કરે તેમાં જરા પણ ઊંડા ઊતર્યા વગર વર્ષો સુધી એક સરખી રીતે એનું એ કરે છે, ઓફિસે જાય તો સોમવારનો વિચાર આખો દિવસ કર્યા કરે છે, આ સર્વ એમ ને એમ થયા કરે છે–પણ ત્યારે **એનો છેડો ક્યાં?**

પૈસા કમાનાર પૈસાથી ધરાતો નથી, કામ કરનાર પોતાના કામનો છેડો જોતો નથી, સીપાઇ સીપાઈગીરીમાંથી ઊંચો આવતો નથી, વાંચનાર વાંચવામાં ને વાંચવામાં વાંચનનો છેડો દેખતો નથી, દલાલ દલાલીથી પરવારતો નથી અને સવાર પડે કે પાછી **એ ને એ અરઘટ્ટ ઘટી** ચાલ્યા જ કરે છે. આમ તે ક્યાં સુધી ચાલ્યા કરશે? કેટલે પહોંચ્યા?

આ દોડાદોડમાં ક્યાંઈ શાન્તિ દેખાણી નહિ, વસ્તુતઃ કોઇ સુખ લાગ્યું નહિ, અંતરમાંથી ઉમળકા ઊઠ્યા નહિ, અંદરનો ખરો નાદ અનુભવ્યો નહિ, શાન્ત વાટિકાનાં મધુર

---

* એક મુમુક્ષુની રોજનીશિમાંથી ઉદ્ધૃત.

પુષ્પની પરાગ પામ્યા નહિ, સુંદર સ્થાયી સૌરભ અનુભવી નહિ, અંતરને અડે તેવાં સ્નાન જણાયાં નહિ, કોઈ પણ રીતે **ખરું ચેન પડ્યું નહિ.**

પછી શન્તિની શોધમાં આ મુસાફર નીકળી પડયો. એણે અનેક વ્યાપારનાં ધામો જોયાં, અનેક ન્યાયની અદાલતો તપાસી, અનેક બજારોનું અવલોકન કર્યું, અનેક ઘરોની ગુપ્ત વાતો સાંભળી, અનેક જંગલ નદી નાળાં ફરી વળ્યો; પણ નાના ઝુંપડામાં કે મોટા રાજમહેલમાં **કોઈપણ સ્થાને ખરી શાન્તિ દેખાણી નહિ.**

એણે પછી બહારથી સુખી દેખાતાં દુન્યવી માણસોનો બારીક અભ્યાસ કર્યો, એણે એમનાં અંતરના અનુભવો તપાસ્યા, શાન્ત દેખાતાં હૃદયોમાં એ વધારે ઊંડો ઊતર્યો, ખૂબ તપાસતાં એને ત્યાં પણ શાન્તિ દેખાણી નહિ.

**બહારથી** સુખ મેળવવા માટે–શાન્તિ મેળવવા માટે એણે ઘણાં વલખાં માર્યાં, એ અનેકના પરિચયમાં આવ્યો અને અનેકના હૃદયમાં ઊંડો ઊતર્યો; પરન્તુ એને **જે જોઇતું હતું તે કોઈ સ્થાનકે ન મળ્યું.**

શાન્તિની શોધમાં નીકળી પડેલા એને એક રાત્રિએ એક મુસાફરખાનામાં વાસ કરવાનું બની આવ્યું. એ તો બહારથી શાન્તિ શોધવા નીકળ્યો હતો, એ સાચી સ્થાયી શાંતિનો ગવેષક અને ઉપાસક હતો, એને અનેક ધમાલોમાં નિર્માલ્યતા લાગતી હતી, અને સાચી શાન્તિ ક્યાં અને કેમ શોધવી? તેની એને ગમ પડી નહોતી.

મુસાફરખાનામાં પોતાનો બિસ્તર બીછાવી એ જરા લેટી ગયો. એને ખાવાપીવાની દરકાર હોય એમ જણાયું

નહિ અને એકલવાયા તેને કોઇએ કાંઈ પૂછ્યું પણ નહિ. આખા દિવસના થાકથી તેને નિદ્રા આવી ગઇ. અંતરમાં એને શાન્તિ શોધવાની ભાવના તીવ્રતર બનતી જતી હતી, તેથી કંઈક સ્વપ્નાં અનુભવી એ સવારમાં ઊઠયો.

નિત્યકર્મ કરી એ પાછો શાંતિની શોધમાં પડી ગયો. શહેર ઘણું મોટું હતું. બજારની ધમાલમાં એને રસ પડયો નહિ. ખૂબ ફર્યો. અનેક મંદિરો, આશ્રમો, મઠો, સભાસ્થાનોમાં ગયો. એને **કયાંય પણ શાન્તિનો પત્તો લાગ્યો નહિ**. આજે ખોરાકમાં એણે એક વખત માત્ર બે શેર જેટલું દૂધ જ લીધું હતું. શાન્તિની શોધમાં નીકળેલ એને ચારે તરફ અશાંતિ દેખાણી. કોઇ શાંતિનો ડોળ કરનાર વેશધારીઓ તેને મળ્યા પણ ખરા, પણ વિશેષ પરિચયે એમાં સ્થાયી શાન્તિ દેખાઇ નહિ. એ આખા શહેરમાં અનેક સ્થાનોમાં ફર્યો, અનેકને મળ્યો, ગાઢ પરિચય કર્યો અને પરિણામે ઊંડા ઊતરતા એને નિરાશા જ મળ્યા કરી.

એને કીર્તિ પાછળ દોડનારા ઘણા મળ્યા, દંભમય શાન્તિ ધરનારા ઘણા મળ્યા, બગભક્તોથી દુનિયાને ભરેલી જોઈ, માનનાં પૂતળાંઓ પાર વગરનાં મળ્યાં, ઉપર ઉપરથી "**પોલીશ**" દેખાતા ઘણા મળ્યા, પણ સાચી સ્થાયી શાન્તિના દેખાવની અંદર એણે ખૂબ ધમધમાટ અને મોટા મોટા મનોવિકારો જોયા. અનેકના પરિચયમાં આવવાથી એને જનસ્વભાવનો સારો અભ્યાસ થઈ ગયો હતો અને તેથી મનુષ્યપરીક્ષા કરતાં એને બહુ સમય લાગતો નહોતો.

ખૂબ ફર્યો, ઘણાને મળ્યો, પણ કોઇ જગ્યાએ એનું મનડું માન્યું નહિ. દરરોજ રાત પડયે મુસાફરખાનામાં

આવે અને દિવસ આખો શાન્તિની શોધમાં શહેરમાં ફર્યા કરે. ઘણો સમય ગયા પછી એક રાત્રે નવ વાગે એ મુસાફરખાનામાં બિસ્તર પર સૂતો હતો ત્યાં બાજુમાંથી અવાજ આવ્યો:–

આપ સ્વભાવમેં રે,
અબધુ સદા મગનમેં રહેના.

સાંભળીને શાન્તિનો શોધક ચમક્યો, બિસ્તર પર બેઠો થઇ ગયો. ત્યાં તો સાંભળ્યું કે :

જગતજીવ હૈ કરમાધીના,
અચરજ કછુ ન લીના;
આપ સ્વભાવમેં રે,
અબધુ સદા મગનમેં રહેના.

શાન્તિનો શોધક ચમક્યો. એને સદા "મગનમેં રહેના" વાળી વાત બહુ ગમી. એ પોતે ફરી ફરીને કંટાળ્યો હતો, ત્યાં "મગનમેં રહેના"ની વાત આવી એટલે એ ખૂબ ધ્યાનથી સાંભળવા લાગ્યો. ગાન આગળ વધ્યું:

તું નહિ કેરા કો નહિ તેરા,
કયા કરે મેરા મેરા ?
તેરા હૈ સો તેરી પાસે,
અવર સવે અનેરા.
આપ સ્વભાવ મેં રે,
અબધુ સદા મગનમેં રહેના.

એ ઉછળ્યો, એને કાંઈ અંદરથી ભાન થઈ આવ્યું હોય, અંતરમાં પ્રેરણા થઈ આવી હોય, કોઈ મહાન્ સત્ય સાંપડ્યું હોય એવું લાગ્યું. "તેરા હૈ સો તેરી પાસે" એના

હૃદયમાં એ ઊંડો ઊતરી ગયો અને "સદા મગનમેં રહેના" એ વાક્ય ચાર પાંચ વાર ફરી ફરી બોલાતું સાંભળી બહુ વિકસ્વર થયો. સ્વભાવ અને મગનતાની વાત સાથે "તેરા હૈ સો તેરી પાસે" એ વાત એને એટલી બંધબેસતી લાગી કે તેથી એને અંદર પ્રસન્નતા થઈ. એને એમ થયું કે આ મહાન સત્યની શોધ કરનાર પાસેથી શાન્તિ ક્યાં છે? તેની શોધ કરવાની કોઇ ચાવી હોય તો મેળવું. એ ઊઠવાનો વિચાર કરે છે ત્યાં તો મધુર ગાન આગળ ચાલ્યું. બોલનારનો મીઠો સ્વર, ગળાની મધુર છટા અને બોલનારની શાંતિ આકાશમાં ખીલેલા પૂર્ણચંદ્રની જ્યોત્સ્નાને અનુરૂપ હતા. આજે મુસાફરખાનામાં બહુ પથિક ન હોવાથી શાન્તિનું વાતાવરણ પણ ઠીક જામ્યું હતું. સુંદર હલકમાં મલકાતો મીઠો ધ્વનિ મનમોહક આરોહ અવરોહ સાથે પણ પરિપૂર્ણ માધુર્ય જાળવીને કુદરતી મીઠા ગળામાંથી આગળ વધ્યો.

પરકી આશા સદા નિરાશા,
એ હૈ જગ જન ફાસા;
વો કાટનકું કરો અભ્યાસા,
લહો સદા સુખવાસા.
આપ સ્વભાવમેં રે,
અબધુ સદા મગનમેં રહેના.

આ પંક્તિઓ બે ચાર પાંચ વખત બોલાઇ, શાન્તિ શોધનારને એના શ્રવણમાં ખૂબ મજા આવી. એને જાણે કોઇ મહાન શોધ થતી હોય તેમ લાગ્યું. તે ઊઠયો, આગળ ગયો, આખું પદ સાંભળ્યું અને પદ બોલનાર પાસે જઈ બેસી ગયો.

આ પદ બોલનાર એક ખરેખર **મહાત્મા** હતા. સંસારતાપથી તપી, બહાર નીકળી જઇ, કોઇ અસાધારણ શાન્તિનો અનુભવ કરતા હતા. એની શાંત મુખમુદ્રા અને અદ્ભુત યોગતેજ એના વાતાવરણમાં અનેરો પ્રકાશ પાડી રહ્યા હતા. બન્ને વચ્ચે ઘણી વાતો થઇ. જાણે દીર્ઘ કાળના પરિચયી હોય તેવા તેઓ થઇ ગયા. અગત્યની વાત નીચે પ્રમાણે હતી:–

આપણે નવા મુસાફરને મહાત્માના નામથી ઓળખીએ અને શાન્તિની શોધમાં નીકળી પડેલાને શાંતિલાલ કહીએ.

**શાન્તિલાલ**:—“ જય પરમાત્મા ! ”

**મહાત્મા**:—“ જય, જય ! તમને ધર્મનો લાભ થાઓ. ભાઇ ! આપનો કાંઇક પરિચય આપશો ? આત્માને કુશળ વર્તે છે ? ”

**શાન્તિલાલ**:—“ હું એક સાધારણ મુસાફર છું અને કાંઇ શોધ કરવા પાછળ ઘણા વખતથી ફરું છું. આપનું ગાન સાંભળી અહીં આવ્યો છું. ”

**મહાત્મા**:—“ શેની શોધ કરવા માટે નીકળ્યા છો ?”

**શાન્તિલાલ**:—“ **શાંતિ**ની શોધમાં ફરું છું. ”

**મહાત્મા**:—“ અરે ભાઈ ! શાન્તિને તે વળી શોધવા નીકળાતું હશે. એ તે કાંઇ શોધ કરવાથી કે ફરવાથી મળે ?”

**શાન્તિલાલ**:—“ આપ શું કહેવા માગો છો ? હું બરાબર સમજ્યો નહિ. ”

**મહાત્મા**:—“ તમે કહ્યું કે તમે શાન્તિ શોધવા ફરો છો. એ તમારો જવાબ સાંભળી મને નવાઈ લાગી. શાન્તિની તે વળી શોધખોળ થતી હશે ? એ તો તમારામાં જ ભરેલી

છે. એની શોધ કરવા તમારે દુનિયા પર ફરવાની જરૂર હોય જ નહિ."

**શાન્તિલાલ**:—"પણ શાન્તિની તપાસ તો કરવી પડે ને? મેં તો ઘણાં સ્થાનો જોયાં, બજારો જોઇ, મઠો કે મંદિરો, આવાસો કે મહેલો, ઉપાશ્રયો કે આશ્રમો જોયાં, અનેકને મળ્યો, પણ હજુ મને શાંતિ મળી નથી."

**મહાત્મા**:—"તમારી વાત હું સમજ્યો, પણ તમે ખોટે રસ્તે ઊતરી ગયા છો એમ મને લાગે છે. **શાન્તિની શોધ માટે** ઘેર ઘેર કે મંદિરે મંદિરે યા મઠે મઠે **ભટકવાનું ન હોય**. તમારે કઇ જાતની શાંતિનો ખપ છે? જરા વિગતથી કહો."

**શાન્તિલાલ**:—"મન જરા પણ હાલકલોલ ન થાય, એ જ્યાં ત્યાં ભટકતું મટી જાય, એની દોડાદોડી અટકી જાય, જીવને નિરાંત થઇ જાય અને એવી રીતે થયેલી નિરાંત ચિરસ્થાયી થાય તેને હું **શાન્તિ** કહું છું અને તેને શોધવા નીકળી પડયો છું."

**મહાત્મા**:— "તમારો વિચાર ઘણો પ્રશંસાપાત્ર છે, પણ તમે લીધેલો માર્ગ બરાબર નથી. તમે ગમે ત્યાં અને ગમે તેટલું ફરશો, પણ તમને શાન્તિ કદી મળવાની નથી. એ કાંઈ સ્થૂળ વસ્તુ કે ચીજ નથી કે એની જગતમાં શોધ થાય અગર શોધ કરવાથી એની પ્રાપ્તિ થાય."

**શાન્તિલાલ**:—"પણ એ કોઈ જગ્યાએ તો હશે ને? કોઇ વ્યક્તિમાં તો હશે ને? એની પાસેથી આપણે કેમ ન મેળવી શકીએ?"

17

**શાંતિલાલ**:—" એ વસ્તુ નથી કે કોઇની પાસેથી મેળવી શકાય. એની શોધ તે ક્યાં થાય ? જુઓ, હું તમને હમણાં જ બતાવી આપું: તમે ક્યાં ક્યાં ગયા ? કયે કયે સ્થાનકે એને શોધી ? "

**શાંતિલાલ**:—" અરે સાહેબ ! મેં તો ફરવામાં બાકી રાખી નથી: ઘરોમાં, દુકાનોમાં, બજારોમાં, નાટયગૃહોમાં, મઠોમાં, મંદીરોમાં, વિગેરે વિગેરે અનેક સ્થાનકોમાં ગયો, અનેકને મળ્યો, અનેકની ગુપ્ત વાતો મેળવી, ઉપરથી શાંતિ દેખાય ત્યાં ઊંડો ઊતર્યો, પણ કોઇ ઠેકાણે ફાવ્યો નહિ. "

**મહાત્મા**:—" તમારા પ્રયાસ માટે તમને ધન્યવાદ છે, પણ તમે ખોટો પ્રયાસ કર્યો, જે **શોધમાં જડે તેવી વસ્તુ નથી** તેને તમે અનેક ઠેકાણે શોધી ! "

**શાન્તિલાલ**:—" પણ ત્યારે તે કદી મળશે જ નહિ. શોધ કરવાથી ન મળે એ વાત તો કાંઈ બંધબેસતી નથી. આપ જે કહેવા માંગતા હો તે વધારે સ્પષ્ટ કરો. "

**મહાત્મા**:—" એ ન મળે તેવી ચીજ નથી, પરન્તુ તમે તેને શોધવા ગયા તેમ કરવાથી તે મળે તેમ નથી, એમ મેં કહ્યું. **એ વસ્તુ નથી, દશા છે.** "

**શાન્તિલાલ**:—" દશા હોય તો પણ શોધવી પડે ને ? અને શોધ્યા વગર કે કાંઈ પણ પ્રયત્ન કર્યા વગર કોઇ પણ ચીજ કે દશા કેમ સાંપડે ? "

**મહાત્મા**:—" પ્રયત્ન કરવાથી ચીજ કે દશા સુસાધ્ય કક્ષામાં આવે છે, પણ પ્રયત્ન યોગ્ય અને યોગ્ય રીતે યોગ્ય સ્થાનકે થવો જોઇએ. શોધ એ પ્રયત્ન જરૂર છે, પણ સર્વ પ્રયત્નો ફતેહમાં પરિણમે તે માટે તે યોગ્ય પ્રકારના હોવા જોઇએ."

**શાન્તિલાલ**:—" તમે હમણાં કહ્યું કે શોધતાં જડે તેવી વસ્તુ એ નથી અને હવે કહો છો કે શોધ એ પ્રયત્ન છે. ત્યારે આ તો નકામી ગૂંચવણ વધતી જાય છે. જરા સ્પષ્ટતાથી સમજાય તેમ આપ વાત કરો તો કાંઇ ગમ પડે. "

**મહાત્મા**:—" મારા વિચાર પ્રમાણે મંદિરે કે બજારે અથવા ઘરે શોધવાથી મળે તેવી ચીજ **શાન્તિ** નથી. એ **અંતરની દશા છે**, તમારી પોતાની મનઃસ્થિતિ છે, **એને શોધવા બહાર જવું પડે તેમ નથી, એ તમારામાં છે, તમારી પાસે છે, તમારી અંદર છે, અને તમારા કબજામાં છે.** "

**શાન્તિલાલ**:—" એટલે તો વાત એવી થઈ કે જે મારી પાસે છે એને શોધવા હું ઘેર ઘેર અને ગામે ગામ રખડયો ! પરન્તુ હું આપને પૂછું છું કે મારામાં એ છે એ આપ કેવી રીતે મને બતાવો છો ? જરા વધારે સ્પષ્ટ રીતે સમજાવો. "

**મહાત્મા**:—" **શાન્તિ એટલે** અંતરની શાન્તિ, આત્મિક શાંતિ અથવા **મનની અવ્યવસ્થિત ચંચળતાનો ત્યાગ.** એ દીર્ઘ કાળ રહે તો શાન્તિ સ્થાયી થતી જાય છે અને થોડીવાર રહે તો અશાન્તિ થાય છે, એટલે શાન્તિનો જોમ અને તેની મજા દૂર થાય છે. આવી દીર્ઘ કાળની શાન્તિ મેળવવા માટે મનને કબજામાં લાવવું જોઇએ. સામાન્ય રીતે અત્યારની તમારી દશામાં એટલું કહી શકાય કે મન ઉપર જેમ જેમ કાબૂ આવતો જશે તેમ તેમ શાન્તિ આવતી જશે. સ્થાયી શાન્તિ મેળવવાનો એ રસ્તો છે. એ બહાર શોધવા જવી પડે તેવી વસ્તુ નથી. "

**શાન્તિલાલ**:—" હું તો શાન્તિ કેવી હોય ? તે અજમાવવા અને તેના દાખલા મેળવવા નીકળ્યો હતો, એને જોઈને એને અનુરૂપ મારું જીવન ઘડવાની મારી ઇચ્છા હતી, પણ મને તો શાંતિ કાંઈ જણાઈ નહિ, શોધી પણ મળી નહિ."

**મહાત્મા**:—" એને માટે તું ખોટે સ્થાનકે ફર્યો. એ બજારમાં કે ઘરમાં મળે નહિ, એ મઠમાં કે મંદિરમાં મળે નહિ, **એને માટે અંતર પ્રદેશમાં ફરવું પડે.** તારો સર્વ પ્રયત્ન બાહ્ય દેશમાં હતો. ત્યાં તો એવી શાન્તિ તને મળે જ નહિ. એ બાહ્ય પ્રદેશમાં રહેનારા ક્વચિત્ શાન્તિ અનુભવે છે, પરન્તુ તેવા જવલ્લે જ હોય છે, તેને માટે પણ આંતર પ્રદેશમાં શોધ કરવી જોઈએ. જ્યાં ખરી શાન્તિ હોય ત્યાં કોઇ જાહેરાત હોતી નથી, એટલે તારો પ્રયાસ મિથ્યા હતો. તારે કાંઈ એને શોધવા જવાની જરૂર નથી. એ પ્રયત્ન કરવાથી તને તારામાંથી જ મળશે. "

( અહીં પરિચય વધતાં " તમે " નું " તું " થાય છે. )

**શાન્તિલાલ**:—" પણ ત્યારે મઠો, મંદિરો અને આશ્રમ જેવામાં પણ એ નહિ મળે ? "

**મહાત્મા**:—" બાહ્ય પ્રદેશમાં કોઇ ઠેકાણે એ નહિ મળે. કદાચ દેખાશે તો બહુ અલ્પસ્થાયી, ઘણી વાર દેખાવ પૂરતી અને કેટલીક વાર દંભથી ભરેલી હશે. તું અંતર પ્રદેશમાં ઊતર અને તારા પોતાના જ અંતર પ્રદેશમાં ફરી વળ. યોગ્ય પ્રયાસે તે તને દેખાશે. "

**શાન્તિલાલ**:—" પણ એમાં તો મને હજુ રસ્તો સૂઝતો નથી કે કઇ રીતે શાન્તિ મળે "

**મહાત્મા**:—" રસ્તો સાદો અને સીધો છે, પણ

ખાડાખડીઆ અને ડુંગરા ટેકરાવાળો છે. મનોવિકારોને વશ કરવાથી, રાગદ્વેષ પાતળા–નહિવત્ કરવાથી અને જીવનસાધ્ય સન્મુખ કરવાથી શાન્તિ મળશે. મનોવિકારોમાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરનો સમાવેશ થાય છે. રાગ દ્વેષ એના સ્પષ્ટ આવિર્ભાવો છે. પાંચે ઈંદ્રિયના વિષયો એના બાહ્ય આવિર્ભાવો છે. રાગ દ્વેષ ઘટતા જશે તેમ વિષયકષાયની મંદતા થતી જશે. ખરી શાન્તિ આ અંદરના શત્રુઓના વિજય પર આધાર રાખે છે. બાહ્ય નિમિત્તો એને મદદ જરૂર કરે છે, પણ ખરો શાન્તિનો આધાર તો અંદરના શત્રુના વિજય પર જ અવલંબે છે."

**શાન્તિલાલ**:—"પણ એના દાખલા તો શોધ કરવાથી મળે કે નહિ?"

**મહાત્મા**:—"તારે **બીજાના દાખલાનું શું કામ** છે? અન્ય શાન્તિવાળા છે કે નહિ તેની ભાંજગડમાં તારે શા માટે પડવું પડે છે? તેં હમણાં જ સાંભળ્યું કે–"**તેરા હૈ સો તેરી પાસે, અવર સવે અનેરા**" એ વાત સમજાણી?"

**શાન્તિલાલ**:—"આપ બોલ્યા ત્યારે તો મનને જ સારી લાગતી હતી, હવે કાંઇક ઝળકે છે ખરૂં, પણ આપ વધારે સ્પષ્ટ કરો."

**મહાત્મા**:—"આ સમસ્ત વિશ્વમાં તારું છે તે તારી જ પાસે છે અને તારાથી જરા પણ દૂર હોય તે સર્વે અનેરું છે, પારકું છે, પર છે એમ સમજવું. એટલે જે વસ્તુઓને પ્રાણી પોતાની માને છે, જે ઘરબાર, મેડી, હવેલી, કપડાં, સ્ત્રી કે બાળકને પોતાનાં માને છે, તે સર્વ પારકાં

છે અથવા પર છે, એટલું જ નહિ પણ **શરીર પણ પર** છે, કારણ કે સર્વદા સાથે રહેવાનું નથી. તારું **પોતાનું હોય તેને શોધી કાઢ અને તેને વિકસાવ.** એને વિકસાવવાના જે પ્રયત્ન કરીશ એમાં તને શાન્તિ મળશે. એ શાન્તિ ધીમે ધીમે વધારે વખત રહેશે, પછી દીર્ઘ કાળ રહેશે, અને છેવટે સદૈવ સ્થાયી થઇ જશે. બીજે દાખલા લેવા દોડ નહિ. એમ કરવાની જરૂર નથી, એમાં લાભ નથી, અર્થ નથી, સારાવાટ નથી. તારું છે તે તારી પાસે છે અને તારામાં જ છે. આજુબાજુ અડખેપડખે અને દૂરનજીક જોવાને બદલે અંદર જો. ત્યાં તને અખંડ જ્યોત જડશે. જેમ તે જડતી જશે એમ શાન્તિ વધતી જશે."

**શાન્તિલાલ:**—"પણ, સાહેબ ! શાન્તિ જ્યાં હોવી જોઈએ ત્યાં પણ દેખાતી નથી તેનુ કેમ ?"

**મહાત્મા**—"તારે તેની પંચાત કે ચિન્તા કરવાની નથી. દુનિયા કંટકથી ભરેલી છે. અનેક રત્નો પણ તેમાં જ છે. તારે તેની સાથે શું કામ છે ? "**તેરા હૈ સો તેરી પાસે.**" તું બીજાની ચિન્તા કરી નકામો દુબળો શા માટે થાય છે ? તેં હમણાં જ સાંભળ્યું કે "**જગત જીવ હૈ કરમાધીના, અચરજ કછુ ન લીના**" એવી એવી વિચિત્ર પ્રકૃતિના, દંભી, ડોળઘાલુ, ઢંગધડા વગરના, ધર્મી હોવાનો દેખાવ કરનારા હશે તેની સાથે તારે શું લેવા દેવા ? કોઈ પણ વાતે આશ્ચર્ય પામવા જેવું નથી, પ્રાણી કર્માધીન છે."

**શાન્તિલાલ:**—"પણ ત્યારે એમને ઠેકાણે લાવવાની આપણી ફરજ છે કે નહિ ?"

**મહાત્મા:**—"આપણે સન્માર્ગે જતા હોઇએ તો

આપણે બીજાને પણ તે માર્ગ બતાવીએ, તે માર્ગની વિશિષ્ટતા તેના ધ્યાન પર લાવીએ, આપણે યોગ્ય સ્થાનકે હોઇએ તો તેને લાભ કરે તેવો ઉપદેશ આપીએ, પણ મનમાં સમજીયે કે **જગત જીવ હે કરમાધીના.** એ ન સમજે તો આપણે " **આપણું** " શોધ્યા જ કરીએ. આપણા વિકાસના ભોગે પરની ચિન્તા કરવાની નથી, પરન્તુ પરોપકાર એ આત્મમંથનમાં સહજ પ્રાપ્ય છે. એ તો તું માર્ગે ચડીશ એટલે કેટલી હદ સુધી પર માટે પ્રયાસ કરવો અને ક્યાં વાત છોડી દેવી તે તને સ્વત: સમજાઈ જશે. **સ્વને ભોગે પરમાં પડવા જેવું નથી.** "

**શાન્તિલાલ:**—" એ તો સ્વાર્થની વાત થઇ. આપણે પર પાસેથી જ્ઞાનાદિ મેળવીએ તો પછી પરની સેવા કરવી તેમાં વાંધો શો હોઈ શકે ? "

**મહાત્મા:**—" તારા સમજવામાં વાત ન આવી. પરની સેવા બને તેટલી કરવી, પરને ઠેકાણે લાવવા બનતો પ્રયત્ન કરવો, પરના હિતને યોગ્ય આવકાર આપવો, પરન્તુ પરનું કરવા જતાં પોતે જ અંદર સપડાઇ જાય તો કડી લેવા જતાં પાટણ પરવારવાનો વેપાર કરવા જેવું થાય. સ્વને અનુલક્ષી જેમ કરવામાં **આત્મવિકાસ** સાધી શકાય તે લક્ષ્યમાં રાખી તેને અવિરોધપણે પરની સેવા બરાબર કરવી; કારણ કે **પરની સેવા આત્મ ધર્મનો જ વિભાગ છે અને સક્રીયરૂપે જરૂર કર્તવ્ય છે.**"

**શાન્તિલાલ:**—"આપની વાર્તાથી મને ખૂબ આનંદ થયો, પણ આપે જે ગાન ગાયું તે આખું મારે આપની પાસે સમજવું છે. મારી અનેક ગૂંચવણોનો નિકાલ તો થઇ ગયો છે, પણ

એ ગાનમાંથી મને ઘણું જાણવાનું મળશે. આજે તો મોડી રાત થઇ છે. આપની અનુકૂળતાએ વાત જરૂર કરશું....... જય પરમાત્મા ! ! ! ”

આટલું કહી ઉત્તરમાં મહાત્માનો ધર્મપ્રાપ્તિનો આશીવાદ સાંભળી શાન્તિલાલ ઊઠયો, પાસેના બિસ્તર પાસે ગયો, થયેલી વાર્તા સંભારતો–ચિંતવતો ધીમે ધીમે નિદ્રાવશ થઇ ગયો. મહાત્માની ધ્યાનધારા તો ચાલ્યા જ કરતી હતી. તેઓ કેટલા વખત સુધી શાન્ત બેસી રહ્યા. મોડી રાત્રે તેઓએ પણ ભુમિશયન કર્યું. કુક્કુડીપાદ પ્રસારણ કરી તુરત નિદ્રાવશ થઈ ગયા.

“ મહાપુરુષોનાં મનોરાજય અનેરાં જ હોય છે.”

જૈ. ધ. પ્ર. પુ. ૪૭ પૃ. ૧૩૧ } સં. ૧૯૮૭.



# કેટલાક પ્રશ્નો

[ ૨૧ ]

## સમજવા છતાં આમ કેમ ?

આવો પ્રશ્ન અન્યને ઘણી વાર પૂછવાનું મન થઇ આવે છે. એવા પ્રશ્નો અનેક વાર પૂછાતાં સાંભળ્યા પણ છે. વાસ્તવિક રીતે એ પ્રશ્ન પોતાની જાતને પૂછવા જેવો છે. એકાન્ત સ્થાન શોધી, મન સ્થિર કરી, સ્થિર આસને બેસી, ચેતનરાજને પૂછવું કે—આ તે તારા ઢંગ શા ? તું કોણ ? તારો અભ્યાસ કેટલો ? તારા આદર્શો કેવા ? અને છતાં તું શું કરી રહ્યો છે ? શેમાં ગૂંથાઇ ગયો છે ? તારે અહીં કેટલું બેસી રહેવું છે ? અને આ સર્વ શેને માટે ? કોને માટે ? ક્યા ભવ માટે ? અને તુ સમજુમાં લેખાય છે. તારી ઊંડી ઊંડી માન્યતા પણ એવી જ છે કે તું ચતુર છે. સભ્યતા ખાતર તું જાહેરમાં ન બોલે, પણ તારા ઊંડાણમાં તને તારે માટે મોટપ તો જરૂર છે. એવા સમજુને અનુરૂપ તારું વર્તન છે ? તું સામાન્ય જનતાથી જરા પણ ઊંચો આવી શક્યો છે ? તારે ખાલી હાથે જ ચાલ્યા જવું છે ને ? તેં અત્યાર સુધી ઘણું મેળવ્યું એમ દુનિયા કહેતી હોય તો સમજ કે તેં અત્યાર સુધી ઘણું ખોયું છે. તારી જાતનો તેં વિચાર જ નથી કર્યો. તું પ્રવાહમાં તણાઇ ગયો છે. હજુ તણાતો જાય છે અને છતાં પણ **સમજુ** હોવાનો તારો નિર્ણય ફરતો નથી. તારામાં લાંબી નજરે—તારા આત્મહિતની નજરે જોવાની “ **સમજણ** ” આવી છે ? આવી હોય તો તે સમજણના નિર્ણય અનુસાર તારું વર્તન થયું છે ? હવે

આ સમજુપણાના ફાંકાની વાયડાઈ છોડી દઇ, અંતર્મુખ થા, અને અંતરદૃષ્ટિએ સમાલોચના કર. સમજણના ફાંકામાં ખાલી તણાઇ જા નહિ.

*　　　*　　　*

## તમે જાગ્યા ?

પ્રભાતે આવો સવાલ ઘણી વાર સાંભળ્યો હશે. જાગ્યા છીએ ? કદી ખ્યાલ પણ આવ્યો છે કે ઊંઘીએ જ છીએ. જાગનારની આ દશા હોય ? એના કામમાં કાંઇ વ્યવસ્થા હોય, દીર્ઘ નજર હોય, ભાવી પરિણામ તરફ ધ્યાન હોય, હૃદયના વહેણ હોય. તારામાં એમાંનું કાંઈ પણ છે ? ધોળે દિવસે ઊંઘીએ છીએ, આખો દિવસ ઊંઘીએ છીએ, માથું મૂકીને ઊંઘીએ છીએ. હજુ પંથ લાંબો છે, રસ્તામાં ખાડા-ખડીઆ પુષ્કળ છે અને ચોરલૂંટારાનો ભય છે. અનેક પ્રકારે કહેવામાં આવે છે કે જાગો, ભાઇ જાગો; પણ આ ચેતનરાજ તો મીઠી નિદ્રામાં હજી ઘોર્યા જ કરે છે. એને ઊઠવાનું મન થતું નથી, એને નિદ્રા મીઠી લાગે છે, એને આળસમાં પડી રહેવામાં મોજ આવે છે. પણ **સૂતાં સૂતાં રસ્તો કેમ કપાશે** ? વાટ વસમી છે અને રસ્તો શોધવાનો છે. જાગ્યા છીએ એમ માનવાનો જરા પણ ભ્રમ કરવા જેવું નથી. જ્યાં સુધી વ્યવહારનાં અનેક કાર્યો કરવાં છે ત્યાં સુધી જાગૃત સ્થિતિની ભ્રમણામાં પડવા જેવું નથી. **જાગેલાનાં લક્ષણ જ અનેરાં હોય:** જાગેલા તો રસ્તો શોધે અને સાધ્યને ગોતે. આપણને તો રસ્તાની પણ દરકાર નથી, તો સાધ્યની ઝાંખી પણ ક્યાંથી થાય ? જાગેલા હોય તે તો આડું અવળું જોયા વગર પંથે

પડી જાય, અને રસ્તો પૂછી આગળ વધે. આપણે તો વર્ષોનાં વર્ષો ગાળી નાખ્યાં, કાઢી નાખ્યાં, પરંતુ હજુ જ્યાંના ત્યાં ઊભા છીએ. ચેતનને ઢંઢોળો, કેડ બાંધીને ઊભા થાઓ અને **સાચા જાગો.** જાગ્યા પછી આ ચેતનરાજ નિરાંતે બેસે નહિ, એ તો અંદર અને બહાર પ્રગતિ કરવા માંડે. આળસમાં પડી રહેવા જેવું નથી. જાગ્યા છીએ એવી ભ્રમણામાં પડ્યા રહેવા જેવું નથી. ઊંઘમાં વખત પૂરો થઇ જશે તો પસ્તાવાનો પાર રહે તેમ નથી અને આવો અવસર વારંવાર આવે તેમ નથી.

* * *

## આ તમારું ઘરનું ઘર કે ભાડાનું ?

બહુ સામાન્ય પ્રશ્ન છે. તમે અનેકવાર તમારા નવપરિચિતની પાસેથી આ પ્રશ્ન સાંભળ્યો હશે. ઘરનું ઘર ? કોના ઘરનું ? કોનું ? ઘર શું ? કેટલા વર્ષ માટેનું ? અત્રેનો વાસ કેટલા વખતનો ? આવા ટૂંક સમયના રહેઠાણને ઘરનું ઘર કહી શકાય ? વધારેમાં વધારે સો વર્ષની જિંદગી ગણો. સો વર્ષ માટે કે તેના એક નાના ભાગ માટે મળે, તે ઘરનું ઘર હોઇ શકે ? ધર્મશાળામાં અને એમાં ફેર શો ? આ તો મેળા જેવું છે. એક દિવસ ધમાલ, ગાજાંવાજાં, આવ જા દોડધામ અને બીજે દિવસે તાબૂજ ટાઢાં ! પક્ષીએ ઝાડ પર રહેવા માટે માળો બાંધ્યો છે. કદી એ માળાને પોતાના ઘરનું ઘર માનવાની ધૃષ્ટતા કરશે ? પામર મનુષ્યની ધૃષ્ટતા તો જુઓ. એ વેચાણખત કરાવશે, તો આકાશથી પાતાળ સુધીના અને **यावच्चंद्र दिवाकरौ** ના હક્કો તેમાં લખાવી લેશે; પરન્તુ આકાશ સાથે મારે સંબંધ શો ? અને પાતાળમાંથી સોનાના ચરુ કાઢવા છે ? આ કેવા વાયડા-

વેડા છે? તું કોણ? તારું વિશ્વમાં સ્થાન શું? તેં આકાશ-પાતાળનો અભ્યાસ પણ કર્યો છે? ત્યાં શું છે તે જાણે છે? તું જેને ઘરનું ઘર માનતો હો તેની નીચે પાંચસો વાર ઊંડું ખોદ્યું હોય તો ત્યાં જઈ પહોંચવા તું સમર્થ છે? ત્યાં રહી શકે તેમ છે? ખાલી ધૃષ્ટતા છે! ખોટાં બાચકાં છે! અને ઘરનાં ઘર માનનારા પણ અનેક ચાલ્યા ગયા એમ તેં નજરે જોયું છે. તારી સાથે ઘરનું ઘર કે ભાડાનું ઘર આવવાનું નથી. આ તો એક વિસામો છે. દુનિયા અનેક વર્ષોથી ચાલ્યા કરે છે. તું નહોતો ત્યારે ચાલતી હતી, તું અહીંથી અન્યત્ર ગયો હોઇશ ત્યારે પણ ચાલવાની છે. તારી નજરે મોટા લાગે તેવા ગયા, પરંતુ દુનિયા એક દિવસ પણ અટકી નથી. ઘરનાં ઘર કરવાની કે માનવાની ભ્રમણા છોડી દે અથવા ઘરનાં ઘર કોને થાય? અને તે પણ ક્યારે થાય? તેની વિદ્યા શીખી લે અને તે પ્રમાણે આચરણ કર.

*　　*　　*

## દોડાદોડ શેની?

ગમે તે સ્થિતિમાં પ્રાણી હશે, પણ એને ફુરસદ ભાગ્યે જ હશે. એ આખો વખત દોડાદોડ કરતો હશે. સંસારની દોટો તો તમે જાણો છો, પરન્તુ ધાર્મિક ક્ષેત્રમાં પણ એની દોડાદોડ ચાલુ જ છે. માત્ર ધર્મનો ઉપરઉપરનો ખ્યાલ કરનાર હોઈ આ રીતે સ્વર્ગ મેળવું, એ કામ કરી દેવલોક મેળવું, કે કે અમુક જાપ જપી આપત્તિઓને દૂર રાખું, કે મંત્રો બોલીને કલ્પ-નાથી ઊભા કરેલા ભૂતરાક્ષસને દૂર કરું—આવા આવા અસ્પષ્ટ ખ્યાલમાં એ હોય છે. અથવા તીર્થે જવાથી હૃદયનો નાથ મળશે કે ખૂબ સ્નાન કરવાથી પવિત્ર થવાશે કે ખૂબ

પોકાર કરવાથી એનો પ્રભુ રીઝી જઈ એને તેડી જવા વિમાન લઈ આવશે કે ઘણું મંદિરે દોડાદોડ કરતાં દર્શન કરવાથી ભગવાનનો ભેટો થઇ જશે–આવી આવી અનેક ભ્રમણામાં એ દોડે છે, અન્યને ભોજનો આપે છે અને જ્યાં ત્યાંથી ટુંકે રસ્તે અમરત્વ બહારથી આવી પડશે એમ ધારી ફાંફાં મારે છે; પરન્તુ ભાઈ! તારે જોઇએ છે તે તારી પાસે જ છે, એને બહારથી લેવા જવાનું નથી, એ માગ્યું મળે તેમ નથી, આપ્યું અપાય તેમ નથી અને એને આપનાર અન્ય કોઈ નથી. ત્યારે આ સર્વ દોડાદોડ શેની છે? એ તદ્દન સમજ્યા વગરની સ્થિતિનું પરિણામ છે. મન્દિરે મન્દિર દોડનાર પોતે કોને શોધે છે? તે વિચારતો નથી. અન્દર રત્ન તો બેઠેલ જ છે, માત્ર ઊંઘે છે, પોતાનાં પ્રકાશ અને વીર્યની એને ખબર નથી, એ પોતાને ઓળખતો નથી, એણે એવો આકરો કેફ કરેલ છે કે એની પરીક્ષકશક્તિ કુંઠિત થઈ ગઈ છે, પોતાની પાસે છે તેને એ બહાર શોધવા દોડે છે અને નકામા આંટા માર્યા કરે છે. એનાથી સ્વર્ગાદિ મળે તો અંતે પાછું અરઘટ્ટઘટિકામાં જ પડવાનું થાય છે. જરા પોતાની જાતને ઓળખો, એની ગુપ્ત શક્તિઓને ઓળખો અને અજ્ઞાનને દૂર કરો. પ્રકાશ વગર ફાંફાં છે. અવ્યવસ્થિત પ્રયત્નો કરવામાં મોટો સમય કાઢી નાખ્યો છે. હવે ટાઢા પડો, ધીરજ રાખો, અને સ્થિરતા સમજી અંદર બેઠેલાને જગાડો. ખોટા આંટા મારવા બંધ કરો.

*          *          *

## તમે આ શું બોલ્યા?

દરેક બાબતમાં બોલવું જ જોઇએ એવો કાંઈ નિયમ

નથી અને બોલવું તો કેવું બોલવું? ક્યારે બોલવું? શા માટે બોલવું? એનો તમે વિચાર કર્યો છે? નીચેના નિયમો વિચારશો તો ઘડ બેસી જશે.

(૧) મુખ છે માટે બોલવું જ જોઇએ એ વિચાર મૂર્ખતાથી ભરેલો છે.

(૨) બોલવાથી શક્તિ વેડફાય છે તેથી ખાસ કારણ વગર બોલવું નહિ એ નિયમ અનુકરણીય છે.

(૩) શક્તિનો ઘણો ઉપયોગ છે માટે વિના કારણ તે વાપરી નાખવી નહિ.

(૪) સત્ય બોલવું, સંપૂર્ણ સત્ય બોલવું અને સત્ય વગરનું કાંઈ પણ ન બોલવું.

(૫) સત્ય હોય છતાં સાંભળનારને પ્રિય ન લાગે એવું ન બોલવું. વાણીની મીઠાશ કદાપિ મૂકવી નહિ.

(૬) પ્રિય હોય તે પણ કેટલીક વાર હિતકારક હોતું નથી. સ્વપરને હિતકારક હોય તેવું જ બોલવું.

(૭) આપણે કોઇને તાર કરતાં હોઇએ ત્યારે તારમાં જેમ ઓછામાં ઓછા શબ્દો વાપરીએ છીએ તેમ જરૂર પૂરતું જ બોલવું. ચાર શબ્દોથી ચાલે તો પાંચ ન બોલવા.

(૮) આઘુંપાછું કરી, અતિશયોક્તિ કરી, સત્યને ગોપવી બોલવું નહિ. એ અસત્યની કક્ષામાં જાય છે.

(૯) વ્યાજોક્તિ, અન્યોક્તિ કે કટાક્ષમય બોલવાની કદી પણ ટેવ પાડવી નહિ.

(૧૦) "ન બોલ્યામાં નવ ગુણ" એ કહેવત ખાસ ધ્યાનમાં રાખવા લાયક છે.

(૧૧) "ક્યાં બોલ્યો?" ની જાણીતી કથા ખાસ

ધ્યાનમાં રાખવા યોગ્ય છે. વિના કારણુ ન બોલવું તેમાં જ સાર છે.

(૧૨) "બહુ બોલે તે બાંઠો" એ સૂત્ર ઘણા અનુભવને અંતે ભાષામાં સ્થિત થયેલું છે.

(૧૩) બોલતી વખત અંદરના ભાવથી બોલાયું છે તેવો ચહેરો રાખવો.

(૧૪) શરીરના હાવભાવ ભાષાને અનુરૂપ હોવા જોઇએ.

(૧૫) સ્થૂળ, માનસિક અને નૈતિક; એ ત્રણે ભાષામાં એકી સાથે બોલવાની ટેવ પાડવી ઘટે.

(૧૬) મુખ્ય સૂત્ર ન બોલવાનું, પ્રસંગ હોય ત્યારે અથવા ચિરસ્થાયી લાભને કારણે જરૂરી હોય તેટલું જ બોલવાનું અને નિયમ તરીકે "**मौनं सर्वार्थसाधनं!**" એ ત્રણેની વચ્ચે વિવેક રાખવાનો છે.

* * *

## તમે ક્યાં ચાલ્યા ?

સાદો પણ ચાલુ સવાલ છે. પણ ભલા ! તે ક્યાં જાય છે એનું તારે શું કામ ? તે પોતાના ગમે તે કામસર જતો હોય તે તને જણાવવા જેવું હોય કે ન પણ હોય. દરેકને ચાલવામાં કોઇ પણ હેતુ હોય છે. આપણે સમજુ અને વિચારવાનને માટે ધારીએ કે તે પ્રયોજન વગર પ્રવૃત્તિ નહીં જ કરતો હોય, પરન્તુ તે ગમે તે હેતુસર જતો હોય, તેની સાથે તારે શો સંબંધ ? આવી જિજ્ઞાસા રાખવી એ મનની તુચ્છતા અને જ્ઞાનની અલ્પતા બતાવે છે. પાશ્ચાત્ય સંસ્કૃતિ પ્રમાણે એવો પ્રશ્ન પૂછવો એ અસભ્યતા ગણાય

છે. વળી ચાલનાર સર્વ આગળ ગતિ જ કરે છે એમ માનવાનું કાંઇ પણ કારણ નથી. અનેક પ્રાણીઓ ચાલવા છતાં પાછળ હઠતા હોય છે, કેટલાક ધોરણ વગર ચાલે છે અને કેટલાક વિશિષ્ટ ઉદ્દેશ ખાતર ચાલે છે. આપણો પ્રશ્ન અનુકરણ માટે નથી હોતો, ઘણી ખરી વાર પ્રશ્ન પૂછવા ખાતર જ હોય છે અને અનેક વાર તુચ્છ જિજ્ઞાસાવૃત્તિમાંથી ઉદ્ભવે છે. પ્રશ્નનો જવાબ આપનારને સવાલ ઉડાડવો પડે અથવા 'સહજ ચાલી નીકળ્યો છું' એવો મોઘમ ઉત્તર આપવો પડે, અથવા અસત્ય ઉત્તર આપવો પડે—એ ત્રણે પ્રકારમાંથી એકે સ્થિતિ ઉત્પન્ન કરવાના નિમિત્ત થવાનો તારો અધિકાર નથી. ખલકના કાજી થવાની અને અન્યના કાર્ય ઉપર અભિપ્રાય આપવાની વૃત્તિ દબાવવા યોગ્ય છે. તારે તારી પોતાની અનેક ચિંતા હશે, તારા વ્યવસાયો વિવિધ હશે તેની તું ચિંતા કર તો બસ છે. પારકાની ચિન્તા કરવામાં સ્વ કે પરનું હિત નથી અને અનેક જંજાળ યુક્ત જીવનમાં એક ત્રાસ વધારવાની તુચ્છ રીતિ છે. એ વૃત્તિ ઉપર સામ્રાજ્ય અભ્યાસથી આવી શકે તેમ છે. આવા નિરર્થક પ્રશ્નો કરવા નહિ. "ક્યાં બેઠા?" "કેમ, જમ્યા?" એ તો પ્રશ્ન ખાતર જ પૂછાયલા પ્રશ્નો છે, પણ સ્વતઃ નિર્દોષ છે. વચનવિલાસમાં ખૂબ સંભાળ રાખવા યોગ્ય છે. સામાની પરિસ્થતિમાં જાતને મૂકવાનું શીખવા જેવું છે.

* * *

## તમે કયે રસ્તે આવ્યા?

અરે! અમે ગમે તે રસ્તે આવ્યા તેની તમારે શી પંચાત છે? ડાબો રસ્તો લીધો કે જમણો, વાંકો રસ્તો લીધો કે સીધો, આડાઅવળો રસ્તો લીધો કે રાજમાર્ગ લીધો

તેનો પ્રશ્ન પૂછવાનું તમારે શું કામ છે? મુદ્દો એક જ હોવો જોઇએ કે ગમે તે રસ્તે પણ અહીં આવી પહોંચ્યા છીએ. કોઈનો રસ્તો ટૂંકો હોય, કોઈનો લાંબો હોય, કોઈનો વાંકઘોંકવાળો હોય, પરન્તુ સર્વને અંતે અહીં આવી પહોંચવું છે. તો કયે રસ્તે આવ્યા? એવો સવાલ પૂછી શાટે ગૂંચવણ ઊભી કરવામાં આવે છે? કોઈ પણ ઠેકાણે પહોંચવાના અનેક રસ્તા હોય છે. કોટની ઓફીસે પહોંચવું હોય તો કોઇ ટ્રામમાં આવે, કોઇ બી. બી. ની ગાડીમાં આવે, કોઇ જી. આઇ પી. ની ગાડીમાં આવે, કોઈ મોટરમાં આવે, કોઇ ભાડાની વિકટોરીઆમાં આવે, કોઇ પગે ચાલીને આવે, કોઇ ક્રાફર્ડ માર્કેટથી આવે, કોઈ કોલાબેથી તદ્દન ઊલટી દીશાએથી આવે, કોઈ માંડવીમાંથી ફ્રેરુટન રોડને રસ્તે પણ આવે. આવવાનાં સાધનો અને રસ્તાઓનો પ્રશ્ન નિરર્થક છે. જેને જે સાધન પ્રાપ્ત થાય તેને તે સવા લાખનું છે અને તે સાધન જ બીજાને માફક આવે તે જેમ નિર્ણીત ન કહી શકાય તેમ તે ખોટું છે એવો આક્ષેપ પણ ન કરી શકાય. સાધ્યની એકતા હોય તો સાધન માટે ચર્ચા કે વિવાદ કરવા એ તો બાલીશતા ગણાય. એ પ્રશ્ન પણ અસ્થાને છે અને એની ચર્ચા શૂન્ય છે. સમજુ હોય તો એક જ મુદ્દો જુએ: ઓફીસે આવ્યા એટલે એને સંતોષ થાય. અમુક માર્ગે અને અમુક સાધને જ ઓફીસે પહોંચવું એવો આગ્રહ સમજુનો ન હોય. એમ છતાં માર્ગ અને સાધનના પ્રશ્નોમાં સાધ્યને દબાઇ જતું આપણે નિરન્તર જોઇએ છીએ, પ્રશ્નની નિરર્થકતા અને સાધ્યની સાપેક્ષતાવાળાનું કર્તવ્ય આમાં સ્પષ્ટ જણાય છે.

* * *

## કેમ ભાગ્યા ?

અરુચિકર વાત સાંભળતાં, અનિષ્ટ બનાવ બનતાં, ન ગમે તેવો દેખાવ જોતાં માણસ ત્યાંથી નાસવા માંડે છે. પરન્તુ ભાઇ ! નાસીને ક્યાં જશો ? કાર્ય કરીને પછી પરિણામો ભોગવતી વખત ભાગનાશ શા માટે કરવી ? ' વાવીએ તેવું જ લણીએ ' – એ ઉક્તિ બરાબર છે. જાર વાવીને ઘંઉ પામવાની આશા રાખવી ખોટી છે. એ સર્વ વિચાર વાવતી વખતે કરવો હતો. કાર્તક મહિને કણબી ડાહ્યો થાય એમાં કાંઇ વળે નહિ. અક્કલ તો અશાડ મહિનાના ડહાપણમાં છે. હિસાબ, ગણતરી અને લાંબી નજરના દૃષ્ટિપાત વગર આપણે આજુબાજુ શું જોઇએ છીએ ? એનાં પરિણામો સહન કર્યે જ છૂટકો. અને નાસીને પણ ક્યાં જશો ? નાસીને સાતમે પાતાળ પેસશો તો પણ તમારી સાથે લાગેલાં કર્મો તમને છોડશે નહિ. તમે રેલ્વેમાં બેસી નાસશો, તો એ એન્જીનમાં બેસી તમે જ્યાં જશો ત્યાં એ તમારી પહેલાં પહોંચી જશે. સાથે સાથે એક બીજી વાત ધ્યાનમાં રાખવા જેવી છે. સંયોગો અનુકૂળ હોય, વય યુવાન હોય, શરીરશક્તિ સારી હોય, ત્યારે – અત્યારે, સહી લેવામાં મજા છે, નહિ તો પરાધીનપણે ખમવું પડશે ત્યારે પાર વગરના નિ:શ્વાસ નાખવા પડશે અને ત્યારે ધીરજ દેનાર પડખે કોઈ પણ ઊભું રહેશે નહિ. તમે એક બળદ કે ઘોડાનાં પરાધીન જીવનનો ખ્યાલ કરો. એને ઊંઘવું હોય ને ધણી એને ગાડી સાથે જોડે, એને તરસ લાગી હોય, ભૂખ લાગી હોય, તો પણ વેઠ કર્યા સિવાય છૂટકો થતો નથી. એવો મ્હોં બાંધીને માર ખાવા કરતાં અત્યારે ખમી ખાવું–સહન કરી લેવું સારું

છે. દેવું દીધા વગર તો છૂટકો નથી. કરતાં પાછું જોયું નથી, તો પછી સહન કરતી વખતે આ નાસભાગ શી ? એ નાસભાગ તમને હીનસત્ત્વ બનાવે છે, નબળાપોચા કરી મૂકે છે; માટે આવે તે દુ:ખો સમભાવે સહન કરો, સહન કરવું એ પણ એક જાતની લ્હાણુ છે એમ માનો અને ભાગવાની નાસવાની વાત તો કાયર દરિદ્રીની હોય, નપુંસક ડરપોકની હોય, એ સમજો. તમને એ શોભે નહીં.

* * *

જૈ. ધ. પ્ર. પુ ૪૯. પૃ ૨૫૪-૨૮૩-૬૧૭ } સં. ૧૯૮૯



# સમુદ્રતીરે મિત્રગોષ્ઠિ

[ ૨૨ ]

જ્યારે ચારે તરફ અનેક પ્રકારની ધમાલો થતી હોય, વાતાવરણમાં યુદ્ધની વાતો ચાલતી હોય, ચોતરફનો રંગરાગ ગૂંચવણ ભરેલો હોય, તેવે વખતે શાંત વિચારો આવવા મુશ્કેલ છે.

છતાં બે મિત્રો એક દિવસ સાંજે વરલીની ચોપાટી ઉપર એકઠા થઇ ગયા. બન્ને ખૂબ વિચારક હતા, અનેક ગૂંચવણવાળા પ્રસંગોમાં મનને શાંત રાખી શકે તેવા હતા, પશ્ચિમના નવયુગના વાતાવરણને સમજનાર હતા, પૂર્વકાળના ચાલ્યા આવતા રિવાજો નિયમનો અને રીતભાતોને યોગ્ય સન્માન આપનાર હતા, વિવેકી હોઈ વસ્તુતત્ત્વ શોધવામાં મહા પ્રયાસ કરનાર હતા, કોઇ પણ પ્રકારના આગ્રહને સ્થાન આપનાર ન હોઈ દલીલને સમજનારા હતા, પોતાની ભુલ સમજવા માટે તૈયાર હતા અને તે સ્વીકારવામાં મોટું મન રાખનારા હતા.

તેઓએ ચોપાટી ઉપર ભ્રમણ કરવા માંડયું. સૂર્ય અસ્તાચળ ઉપર આવી ગયો હતો. બન્ને મિત્રો ફરતા ફરતા સામેના નાના બગિચાના પગથિયા ચઢી ગયા. બગિચામાં ચાર પાયરીઓ હતી. બીજી પાયરીના એક બાજુના બાંક પર બન્ને બેસી ગયા. વાતાવરણ શાંત હતું અને કોઈની આવજા ન હોવાથી વાતમાં ભંગ થવાના પ્રસંગો વિરલ હતા.

બન્ને મિત્રો વચ્ચે શાંતિપૂર્વક ખૂબ વાતો થઈ. એ વાતોમાંની કેટલીક ખાસ અગત્યની હોઈ અત્રે ઉતારી છે. ખૂબ ઊંડાણમાંથી એ વિચારધ્વનિ નીકળ્યો હોય એમ લાગે છે. એને એકદમ વાંચી જવા જેવો નથી, તે પર સ્વતંત્ર વિચાર કરવા જેવો છે. એમાં અમરંગી અનેક પ્રશ્નો આવે છે, તેથી જરા પણ વિચારમાં ન પડી જતાં એ પ્રશ્નો પચાવવા પ્રયત્ન કરવો અને તે પર વધારે વિચારો કરવા. વિચારજાગૃતિના આ કાળમાં એવા પ્રશ્નો ઘણાના માનસમાં થતા હશે. તેમને આ વિચારસરણીમાં કાંઈ જાણવાનું મળશે એમ ધારી આ વિચારઘટનાનું અવતરણ કર્યું છે. એમાં અંગત ટીકા કરવાનો હેતુ નથી, પણ સમાજના પ્રશ્નોનું બારીક અવલોકન છે એ લક્ષમાં રાખવું. અહીં વિચારસ્પષ્ટતા માટે એટલું જણાવવું પ્રાસંગિક ગણાશે કે બન્ને વાત કરનાર મિત્રો શ્વેતાંબર મૂર્તિપૂજક સંપ્રદાયમાં જન્મેલા હતા, એ ધર્મના અનુયાયી હતા અને બન્ને ગ્રેજ્યુએટ થયેલા હોવા ઉપરાંત એક વ્યાપારમાં અને બીજો અન્ય ધંધામાં એમ બન્ને સારી રીતે ગોઠવાઈ ગયેલા હતા. બન્નેની સ્થિતિ સારી હતી અને વય આધેડ લાગતી હતી. તેમની વાતોનો સાર ઉતારી લઈએ.

* * * * *

પ્રથમ વાર્તા સંવત એક હજાર પહેલાં જૈનધર્મની કેવી વ્યવસ્થા હશે? તે પર ચાલી. તે વખતે જૈન કોમ હશે કે પંથ હશે કે તત્ત્વજ્ઞાન હશે? તે પર ખૂબ ચર્ચા ચાલી. ગચ્છો બંધાયાના સમયની પહેલાં જૈન તત્ત્વજ્ઞાનની અને ક્રિયામાર્ગની કેવી વ્યવસ્થા હશે તે પર વાતો ચાલી.

શ્રી હરિભદ્રસૂરિએ મુક્તકંઠે કહ્યું છે કે "મારે મહાવીર ભાઇ નથી અને મારે કપિલ વિગેરે તરફ દ્વેષ નથી, જેનું વચન યુક્તિસંગત હોય, જે દલીલથી બેસે તેવું હોય, તેનો સ્વીકાર કરવો." આ કેટલી વિશાળતા! એમાં દંભ નથી, ગોટો નથી, આડે રસ્તે ઉતારવાનો પ્રયત્ન નથી. એ સત્યના શોધક હતા, સત્યની પ્રાપ્તિ માટે મહા પ્રયાસ કરનાર હતા, સત્યને કોઇ પણ પ્રકારે ગોપવનારા ન હતા અને ગમે ત્યાંથી સત્ય મળે તો તેનો સ્વીકાર કરનારા હતા. એને મારાતારાની ભાવના જ ન હતી, એને સત્ય શોધવું હતું અને સત્ય ખાતર એ સર્વસ્વનો ભોગ આપવા તૈયાર હતા.

એ હરિભદ્રસૂરિએ ષડ્દર્શન સમુચ્ચય ગ્રંથનું મૂળ લખ્યું. તેના માત્ર ૮૭ શ્લોક છે. એ આખો ગ્રંથ લખતાં એમના પેટમાંથી પાણી ચાલ્યું નથી, એમની વાણીમાં રોષ કે પ્રસન્નતા આવ્યા નથી, એ વિશાળ ગ્રંથમાં જરા પણ આગ્રહ નથી, કે દમ દઇને પરાણે જૈન બનાવવાની સૂચના પણ નથી. છ દર્શનનું સ્વરૂપ લખવું, લખનાર જૈન હોય, છતાં બાકીનાં પાંચે દર્શનને બરાબર ઇનસાફ આપવો, અને જૈનની વાત જે ભાષામાં લખી હોય તેવી જ સૌમ્ય ભાષામાં પાંચે દર્શનની વાતો કહી જવી અને એટલી ટૂંક સંખ્યાના ભાવગર્ભિત શ્લોકોમાં સર્વ રહસ્ય બતાવવું અને છતાં અંગુલીનિર્દેશ કરી ચાલ્યા જવું, એ સનાતન જૈનની સમુચ્ચય દૃષ્ટિની **આદર્શ વિશાળતા** છે.

પણ ખરી મજા તો એમના **શાસ્ત્રવાર્તાસમુચ્ચય** ગ્રંથમાં આવે છે. ત્યાં એમણે દરેક દર્શનની તપાસ કરી છે, છતાં પોતાનું તટસ્થપણું બરાબર જાળવ્યું છે. જ્યાંસુધી

અમુક તત્ત્વજ્ઞાન એક મત કે પંથમાં ઊતરી જતું નથી અને જ્યાં સુધી એ પોતાનું શુદ્ધ દર્શનત્વ જાળવી શકે છે, ત્યાં સુધી એનામાં કેટલી વિશાળતા હોય છે એ સમજવા માટે શ્રી હરિભદ્રસૂરિનો બહુ ઊંડો અભ્યાસ જરૂરી છે. તેઓ-શ્રીના પંચાશક ષોડશક વિગેરે ગ્રંથો જોતાં ક્રિયામાર્ગની અગત્ય તેઓ પૂરતી સ્વીકારે છે, પણ ક્રિયામાં સર્વસ્વ હોય એમ તેઓ કદી બતાવતા નથી. જ્ઞાનક્રિયાના સહચર્યને તેઓ બરાબર સમજાવે છે અને તે પ્રમાણે તે સમયનું વર્તન હોય એવા એમના ગ્રંથોમાં અનેક સ્થાનકે પૂરાવા દેખાઈ આવે છે.

આવી મહાન **વિશાળતા અને સાથે લબ્ધલક્ષ્ય-પણું** એક હજાર વર્ષ પહેલાના આચાર્યોમાં બરાબર દેખાઇ આવે છે. તેઓ એમ માનતા કે શ્વેતાંબર હોય કે ગમે તે હોય, **જેનો આત્મા સમભાવથી ભાવિત હોય તે જરૂર મોક્ષ મેળવે** છે અને તે વાતમાં સંદેહ નથી. એમને બાહ્ય વેશ ઉપર મોહ નહોતો, એમને તો અંતર રાજ્ય કેવું વર્તે છે, ત્યાં શાંતિ સમતા છે કે ઉકળામણ છે એ જોવાનું હતું. એમનું લક્ષ્ય દેખાવ કરતાં અંતર તરફ વધારે હતું.

**પરમતસહિષ્ણુતા** તે વખતે એટલી સુંદર હતી કે દરેક ઊંડા ઊતરી વસ્તુસ્વરૂપ તપાસતા અને સત્યના જે અંશો મળે તે હોંસથી સ્વીકારતા અને પ્રત્યેક મત કે સંપ્રદાયને તેટલા પૂરતું માન આપતા.

શ્રી **સિદ્ધર્ષિ** ગણીએ પોતાની ઉપમિતિભવપ્રપંચા કથામાં આખા ગ્રંથને જોડે એક વૈદ્યની કથા લખી છે.

(પ્રસ્તાવ ૮ પ્રકરણ ૨૦). એ કથામાં એમણે ખૂબ વિશાળતા બતાવી છે. એમણે અનેક પ્રકારના વૈદ્યોની શાળાની તપાસ કરીને છેવટે તેનું રહસ્ય સમજાવ્યું છે, સાધ્યપ્રાપ્તિ માટે ભાવવિશુદ્ધિ ઉપર જ ખૂબ ભાર મૂકયો છે અને બાહ્ય વેશ માટે ચિંતા ન કરવાનું કહ્યું છે. વ્યાપકભાવ અને વિશાળતાના દર્શન કરવા હોય તો ત્યાં જોઈ લેવા જેવું છે.

એ વિશાળતા કોઇ કાઈ પ્રસંગે શ્રીમાન **હેમચંદ્રાચાર્ય**માં પણ જોવામાં આવે છે. ખાસ કરીને એમના સમયમાં તેમણે શ્રી સિદ્ધરાજની રાજસભામાં '**ચારિસંજિયની ચાર ન્યાય**'ને અંગે જે વિશાળતા બતાવી છે તે અનુપમ છે. એમને રાજસભામાં નિરંતર બ્રાહ્મણો સાથે લડવાનું હતું. સિદ્ધરાજનું વલણ બ્રાહ્મણો તરફ હતું. હેમચંદ્રે રાજાને કહ્યું કે ધર્મ સંબંધી સત્ય તો જેવી રીતે બ્રાહ્મણની સ્ત્રીને ઝાડની નીચેની સર્વ વનસ્પતિમાંથી જરૂરની વનસ્પતિ મળી ગઇ એમ મળે છે. સત્ય વનસ્પતિ ક્યાં હતી તેનો સવાલ જ નહોતો, પણ પતિને વૃષભને બદલે પુરુષ બનાવવાનું સાધ્ય હતું. સાધ્ય સ્પષ્ટ હોય તો તેની પ્રાપ્તિ માટે પ્રયાસ કરો. કઈ વનસ્પતિથી પતિ મનુષ્ય થયો એના ઝગડામાં પડવાનું જ ન હોય. તેનો પતિ મનુષ્ય થયો એ સાચી વાત છે અને તેવો પ્રયત્ન કરવાયોગ્ય છે. સત્યશોધન માટે, સાધ્યપ્રાપ્તિ માટે સર્વ વનસ્પતિ ભેગી કરવાની જરૂર છે. આ વાતમાં મહાન સત્ય છે અને તે પ્રાપ્ત કરવું, તેને પચાવવું એ આકરૂં પણ જરૂરી કર્તવ્ય છે. વિશાળ હૃદય વગર અને વિશ્વદર્શનની આવડત વગર એ અશકય છે.

સંવત એક હજાર પહેલાના આચાર્યો સર્વ દર્શનોમાંથી સાર લેતા હતા, દરેક ઓવારેથી પાણી ભરતા હતા અને લગભગ દરેક દર્શનમાં અંશ સત્ય જરૂર છે એમ સ્વીકારતા અને મનાવતા હતા, મોટે ભાગે કોઈ દર્શનને મિથ્યામતિ કે દુર્મતિ કહેવાની ઉતાવળ કરવાને બદલે ત્યાંથી સત્ય ખેંચી લાવતા હતા અને વિશાળતાપૂર્વક તેનો તેટલા પૂરતો સ્વીકાર કરતા હતા.

એ યોગાચાર્ય પતંજલી ઋષિ માટે વાતો કરે તો તેને માટે પણ મહામતિ વિગેરે વિશેષણો મૂકે. આ સર્વ વાત એકંદરે એમ હતી એમ સમુચ્ચયે કહેવાય. એ સર્વ વિશાળતા ક્યાં ગઈ? સત્યશોધન ગમે ત્યાંથી કરવાની બુદ્ધિ કેમ ચાલી ગઈ? જૈનમાં જ સર્વ સત્ય છે અને અન્યત્ર સત્ય કે સત્યાંશ હોઇ શકે નહિ એવી બુદ્ધિ કયાંથી આવી? અન્યનો ગ્રંથ વાંચવાથી પણ મિથ્યાત્વ લાગે એવો ઉપદેશ કેમ શરૂ થયો? અન્ય દૃષ્ટિબિંદુઓ સમજવાની વાત ઉપર હડતાલ કેમ દેવાણી? મંડનાત્મક શૈલીને બદલે ખંડનાત્મક શૈલી કેમ ચાલી? અન્યના તત્ત્વજ્ઞાન કે અનુષ્ઠાન માટે વિચાર કરતાં મનની શાંતિનો ભંગ કેમ થવા માંડયો? અને 'સારૂં તે મારૂં' હતું તેને બદલે 'મારૂં તે સારૂં' એવી મન્યતા કેમ થતી ચાલી?

પછી બન્ને મિત્રો **નય અને પ્રમાણના** વિચાર તરફ ઊતરી ગયા. તેમને જણાયું કે નયની રીતે વિચાર કરતાં **દરેક દર્શનમાં અંશ સત્ય** જરૂર છે, એટલે તેટલે અંશે તેનો સ્વીકાર કરવો ઉચિત ગણાય. આ અંશ સત્યનો સ્વીકાર કરવાની ઉદારતા બતાવાઈ હોત તો

ધર્મના ઝગડા જેવું રહેત નહિ એમ પણ તેમને લાગ્યું. નય અને પ્રમાણુની વાતો જનતા પાસે વિશિષ્ટ પ્રકારે સારી સાદી ભાષામાં મૂકવા યોગ્ય છે અને તે જ્યારે મૂકાશે ત્યારે જૈનધર્મનું વિશિષ્ટ સત્ય જગત સન્મુખ મૂકવા માટે જૈનોએ પદ્ધતિસર કાંઇ પ્રયાસ કર્યો નથી એમ તેમને લાગ્યું. શાસ્ત્રમાં સર્વ વાતો જરૂર છે, પણ લોકોના લક્ષ્ય-પર આણવા માટે તેને જે સાદા અને સુગમ્ય આકારમાં મૂકવી જોઇએ તેવો બહુવિધ પ્રયાસ થયો નથી એ વિશા-ળતાના વિરોધક તત્ત્વની તેમને ભાળ લાગી.

તેમને એમ થયું કે નય અને સપ્તભંગિની હકીકત બરાબર રજુ કરવામાં આવે, અનેક પ્રકારે રજુ કરવામાં આવે અને સાદામાં સાદી રીતે રજુ કરવામાં આવે-તો જૈન તત્ત્વજ્ઞાનની વિશાળતા અને સહિષ્ણુતા બરાબર પ્રકટ થાય. અત્યારે વાદવિવાદનો સમય નથી, અત્યારે જ્ઞાનપિપાસા લોકોમાં જરૂર જાગી છે; એમને યોગ્ય પરિભાષામાં જૂદી જૂદી રીતે વાનકી પીરસવામાં આવે તો **જૈનધર્મ** એના **અસલ દર્શન સ્વરૂપે** અતિ વિશાળ આકારમાં રજૂ થાય અને એનું સર્વસંગ્રાહી સ્વરૂપ જગત નીરખી શકે.

એમ કરવા માટે અન્યને મિથ્યાત્વી કે દુર્મતિ કહેવામાં લાભ નથી. એમને તો એમ કહેવું જોઇએ કે '**તમે કહો છો તેટલી વાત ઠીક છે, પણ તેમાં સંપૂર્ણ સત્ય નથી.**' એના અંશસત્યનો ખ્યાલ આપી, પછી વાત આગળ ચલાવવામાં આવે, તો જૈનધર્મ સર્વેનો સંગ્રહ કરી પોતાનું સાર્વભૌમત્વ સાધી શકે.

* * *

એ વાત ચાલતાં બન્ને મિત્રો વચ્ચે એક બીજી વાત નીકળી પડી. વસ્તુસ્વરૂપના દર્શન કરાવવામાં **પ્રતિપાદક શૈલી** યોગ્ય ગણાય કે **ખંડનાત્મક પદ્ધતિ** વધારે કારગત નિવડે ? એ પર વાતો ચાલી. ખંડનાત્મક શૈલીમાં ખૂબ આવેશ હોય છે, કેટલીક વાર ધર્મના ઝનુનમાં આકરી ભાષા આવી જાય છે અને પછી સામા સાંભળનારને નરમ પાડવા હેત્વાભાસવાળી ભાષાશૈલી વપરાઈ જાય છે. બોલનારનો ઈરાદો કેટલીકવાર શુભ હોય તો પણ ખંડનાત્મક શૈલીથી ધારેલ પરિણામ નીપજાવી શકાતું નથી, અનેક વખત તેથી કચવાટ વધે છે અને સમજાવટ ને બદલે દુશ્મનાવટ થાય છે. જૈન લેખકોમાં કેટલાક ખંડનાત્મક પદ્ધતિ સ્વીકારનારા પણ થયા છે, પણ તેમનો લાભ સામાને મળ્યો હોય એવો પ્રસંગ ભાગ્યેજ બન્યો છે અને પરિણામે તેથી પ્રયાસ નિષ્ફળ ગયા છે. નિષ્ફળ પ્રયાસની વિપરીત અસર વક્તા ઉપર પણ થાય છે અને તે ઘણીવાર એટલો ઉશ્કેરાઈ જાય છે કે એને પછી વિવેક રહેતો નથી.

હાલમાં કોઈ બીનઅનુભવી સાધુ જાહેર રીતે પ્રતિપાદન કરે છે કે 'પ્રત્યેક ધર્મપ્રેમી મનુષ્યની ફરજ છે કે એણે ખંડનાત્મક પદ્ધતિનો સ્વીકાર કરવો.' પોતામાં ધર્મનો જુસ્સો છે એમ બતાવવાની લાલસામાં એમણે મનુષ્યસ્વભાવ અને વર્તમાન જ્ઞાનકાળની વિશિષ્ઠ પદ્ધતિનો ખ્યાલ કર્યો નથી. ખંડનાત્મક પદ્ધતિમાં જ્યારે વિધિવાદની વાતો હોય છે ત્યારે તેમાં આક્ષેપ, વચનપ્રહાર અને ક્વચિત્ ગાળાગાળીની હદ સુધી ઊતરી જવાય છે. વચ્ચેના વખતમાં જ્યારથી બાહ્યક્રિયા ઉપર ભાર વિશેષ મૂકવામાં આવ્યો અને મૂળ સ્વરૂપ તરફ

દુર્લક્ષ થતું ગયું ત્યારથી આ પદ્ધતિનો સ્વીકાર થઈ ગયો છે. પોતાનાથી જરાપણ જૂદા પ્રકારની ક્રિયા કરનારને એ નરકાધિકારી ગણે, એને મિથ્યાત્વી કહેવામાં આનંદ માને, એને નિન્હવ કહી દે, એને નાસ્તિક કહેવા લલચાઈ જાય, અને એને માટે ગમે તેવા શબ્દો કહેવામાં એને સંકોચ ન થાય. એ ખંડનાત્મક પદ્ધતિ છે.

આ ખંડનાત્મક **શૈલીથી** જૈન કોમને બહુ **નુકસાન** થયું છે. એમાં વાણીનો સંયમ રહેતો નથી અને ભાષાસમિતિ નામની પ્રવચનમાતાનું ખૂન થાય છે. તે ઉપરાંત સામા ઉપર એની જરાપણ અસર થતી નથી. આ સંબંધમાં પ્રથમ તો મનુષ્યના **માનસબંધારણનો અભ્યાસ** કરવાની જરૂર છે. એ વિદ્યાને અંગ્રેજીમાં Psychology કહે છે. પ્રત્યેક મનુષ્યમાં 'હું સમજણવાળો છું.' એવો અવ્યક્ત અને વ્યક્ત ખ્યાલ રહે છે. જેમ અજ્ઞાન વધારે તેમ ડોળ વધારે. ઘણુ-ખરા મનુષ્ય આખી દુનિયાની સમજણ અક્કલમાંથી અર્ધાથી વધારે પોતામાં છે એમ ધારીને જ ચાલે છે. આમ થવું ન જોઇએ એ ખરી વાત છે, પણ છતાં તેમજ થાય છે એ પણ એટલી જ ખરી વાત છે. મારામાં કાંઇ જ્ઞાન નથી એવી વાત કરનારને પણ ઊંડાણમાં પોતાની સમજણ, આવડત, હુંશિયારી અને લાંબી નજર માટે વધતે ઓછે અંશે જરૂર સારો અભિ-પ્રાય હોય છે. પાંચ માણસ મળશે તો ત્યાં સર્વ પોતાની સમજણની જ વાત કરશે અને વ્યવહારૂ નિયમ પ્રમાણે અક્કલ અંધારામાં વહેંચાયલી હોવાથી કોના કબજા ભોગવટામાં કેટલી ગઈ એ અન્ય કોઈ જાણતું નથી. પ્રાકૃત સમાજ તો પોતાની અક્કલની મોટી કિંમત કરે એવો હોય છે અને આપણે આ

વર્ગ જે સેંકડે ૯૯ ટકા હોય છે, તેની સાથે કામ લેવાનું હોય છે. આવા લોકોપર ખંડનાત્મક શૈલી કેવું કામ કરે તે ખરેખર ખ્યાલમાં લેવા યોગ્ય છે.

જ્યારે દુનિયાનો મોટો ભાગ પોતાની સમજણ માટે ફાંકો રાખનાર હોય ત્યારે તેના ઉપર ખંડનાત્મક શૈલી કેવી અસર કરે ? એક અણુસમજુ ગામડાના માણસને કહીએ કે તું મૂર્ખ છો ! અક્કલ વગરનો છો ! તો તે કેવો સામે થઈ જશે તે સમજવા યોગ્ય છે.

માનસવિદ્યાનો બરાબર અભ્યાસ કરતાં માલૂમ પડે છે કે મંડનાત્મક–રચનાત્મક શૈલીથી જ કોઈને સમજાવી શકાય. ઓછી સમજણવાળાને અભિમાન વધારે હોય છે, વધારે સમજણવાળામાં આવડત હોય છે. આ બીજા પ્રકારવાળા જાણે છે કે **ખંડનાત્મક શૈલી તેઓ જ આદરે છે કે જેની પાસે કોઇ પણ સાચી દલીલ હોતી નથી.** સાચી દલીલવાળા પદ્ધતિસર વાત કરે છે, શાંત હોય છે અને તેમનાં મુખમાંથી એક એક વચન નીકળે તે અમૃત જેવાં મીઠાં અને દલીલસરનાં હોય છે, તેઓ નરકમાં જવાની, ધડાધડી કરવાની કે ગાળો આપવાની વાત કરે જ નહિ. જ્યાં ખંડનાત્મક શૈલી હોય ત્યાં દલીલને નામે દીવાળું હોય છે અથવા સમજણવાળો તેમ વ્યાજબી રીતે ધારી શકે છે.

નિદાન સર્વમાન્ય સત્ય તરીકે હંમેશાં રચનાત્મક–મંડનાત્મક શૈલીમાં જ વાત કરવાની જરૂર છે. એવી શૈલીથી આપેલ ઉપદેશ ખરો ઊંડો ઊતરે છે અને દીર્ઘ અસર ઉપજાવે છે. ધમાધમીઆ દલીલ અસર પણ કરતી નથી અને જાદૂની અસર એના અવકાશની બહારની વાત છે.

કોઈ સારા વક્તાને જાહેરમાં ભાષણ કરતા સાંભળવાથી અને તે વખતે શ્રોતા ઉપર થતી અસરનો અભ્યાસ કરવાથી આ વાત બરાબર સ્પષ્ટ થાય તેમ છે. આપણે શહેરના કોઈપણ જાહેર વક્તાની ફત્તેહનો બરાબર અભ્યાસ કરીએ તો આ વાત દીવા જેવી જણાય તેમ છે.

આટલું છતાં મનુષ્યસ્વભાવના અભ્યાસ વગરના અને બહુ થોડી પુંજીએ મોટો વ્યવસાય લઇ બેઠેલા કેટલાક ઉપદેશકો કે જેમને ઉપદેશ કોને અપાય? કેમ અપાય? કેવા આકારમાં અપાય? કયારે ફતેહમંદ રીતે અપાય? એ વાતનું ભાન ન હોય અને પોતાનામાં **આવડત કરતાં ઝનુન વધારે** હોય, ત્યારે તે ખંડનાત્મક શૈલી તરફ વળી જાય છે અને થોડા પાસે બેસનાર પ્રશંસા કરે એટલે પોતાને ગૌતમાવતાર માનવા સુધીની ધૃષ્ટતા કરી બેસે છે.

કોઇપણ વક્તાને વ્યાખ્યાનપીઠ પર બેસવાની કે પ્લેટફોર્મ પર ઊભા થઈ ભાષણ કરવાની રજા મળે તે પહેલાં તેણે ઉપદેશને અંગે માનસવિદ્યાનો અને સારા ગ્રંથોનો અભ્યાસ કરેલો હોવો જોઈએ, વકતૃત્વના નિયમો તેના લક્ષ્યમાં હોવા જોઇએ અને સારા વક્તાઓની ફતેહનાં કારણોનો તેણે અભ્યાસ કરેલો હોવો જોઈએ. એક બે સુંઠના ગાંઠીઆના ગાંધીને વ્યાખ્યાનપીઠ પર બેસવાની તક મળવાથી તેમને પોતાને અને સમાજને મહાન હાનિ થાય છે. ઉપદેશ આપવો એમાં કાચાપોચાનાં ગજાં નથી, એ ગજવેલનો પ્રયોગ છે, ખાતાં ન આવડે તો તે આખે શરીરે ફૂટી નીકળે એવી એ ભારે વાત છે.

અને સમાજ સાથે ચેડાં કાઢવાં એ કાંઈ નાનીસૂની વાત નથી. એવા ટુંકા ભંડોળવાળા તો સમાજને ખોરંભે

ચઢાવી દે. અત્યારે એવા ઘણા નીકળી પડયા છે. બે ચાર ચોપડી ભણેલાના હાથમાં શાસન ન હોય.

એક **ઉત્સૂત્ર વચન** બોલનારને **અનંતો સંસાર** વધવાનું કારણ બહુ વિચારવા જેવું છે. જાહેરમાં બોલાયેલું એક વચન આખા સમાજને હાનિ કરે છે. માણસ પોતે ખરાબ હોય તો તેની જાતને જ નુકસાન થાય છે, પણ સમાજને દોરનાર તો આખા સમાજશરીર પર કુઠારાઘાત કરે છે. એવાઓ અસ્પષ્ટ અથવા ખંડનાત્મક શૈલીએ બોલવાની તજવીજ કરી થોડી પ્રશંસા મેળવી જાય તેથી સમાજે બહુ ચેતવા જેવું છે. તેઓ સમાજશરીર પર આક્રમણ કરનારા છે, તથા વગર અનુભવના અને વગર અભ્યાસના હોઇ સમાજને હાનિ કરનારા છે અને એવાઓથી સમાજને બચાવવાની બહુ જરૂર છે.

ઝનુન બતાવવાના બીજા અનેક રસ્તા છે. વ્યાખ્યાન પીઠનો એ પ્રકારે ઉપયોગ ન કરાય.

* *

રાત્રીનો લાંબો સમય થઇ જતાં અહીં વાત અટકી પડી. બન્ને મિત્રો છૂટા પડયા, આવી વાર્તા કરવાની તક લેવા સંકેત કર્યો અને અરસપરસ સભ્યતા દર્શાવી પોતાની મોટર તરફ ચાલતા થયા. બન્ને અતિ વ્યવસાયી પણ પ્રચુર અભ્યાસી હતા અને તેમની વાતો ઘણી નોંધી લેવા લાયકની જણાતી હતી. બન્ને વાતો કરતા ત્યારે તેમાં ઓતપ્રોત થઈ જતા હતા. આવા પ્રસંગો વધારે મળે તો નવીન વાતો આગળ આવે અને અનેક પ્રશ્નો ચર્ચાય. એવી એમની ભાવના ફળીભૂત થશે તો અને ત્યારે આપણે એમના રસાસ્વાદનનો લાભ લેશું.

જૈ. ધ. પ્ર. પુ. ૪૭ પૃ. ૧૭ } સં. ૧૯૮૭

# ઝીણી વાતોનું આંતર

[ ૨૩ ]

[ આ એક મુમુક્ષુની નોંધપોથીમાંથી ઉદ્ધૃત છે. આવી અનેક બાબતો મુમુક્ષુએ નોંધી છે અને નોંધતો જાય છે. એમાં રસ માલૂમ પડશે અને મુમુક્ષુની પોથી ઉપલબ્ધ થશે તો અવારનવાર તે પ્રગટ કરવા પ્રયત્ન થશે. આમાં નિરીક્ષણ કરનાર અને અંદરથી જવાબ આપનાર બે છે કે એક તે શોધવા જેવું છે. ]

* ૧ *

તને નામનો મોહ કોઈ રીતે જતો નથી! તું કોઈ રીતે તારૂં નામ કાયમ અથવા ઘણો વખત રહે તે માટે વલખાં મારે છે! તારૂં નાનું કામ ઘણા કેમ જાણે એ માટે અનેક પ્રયત્ન કરે છે! ઉપવાસ કર્યો હોય તો પાંચ કે પચીસ માણસોને કહે કે આજ તો ઉપવાસ કર્યો છે ત્યારે તને નિરાંત થાય છે. એક સાધારણ રકમ ખરચી હોય તો દશને કહી દેખાડે છે અને ખરચેલી રકમ કરતાં બેવડી ખરચી છે એમ લોકો કહે ત્યારે રાજી થાય છે! તારૂં આખું જીવન બહારની પ્રશંસા મેળવવા ઉપર જ જાણે રચાયું હોય તેમ ઘડાય છે અને જાણે બહારની દુનિયામાં જ તું જીવતો હો એવી સર્વ રચના જાણુતાં-અજાણુતાં ઘડાય છે. વિચાર કરઃ-

તારૂં નામ કેટલો વખત રહેશે? પ્રશંસા કરનાર કેટલો વખત બેસી રહેશે? આરસની તખ્તી ક્યાં સુધી

ટકશે? ચક્રવર્તી છ ખંડ સાધી ઋષભકૂટ નજીક આવે છે ત્યારે તેની ઉપર લખે છે કે ' અમુક ચક્રવર્તી અમુક વખતે થયા.' તે ઋષભકૂટ ઉપર સેંકડો-લાખો કે કરોડો નામો લખાયેલાં હોય છે, લખવા માટે જગ્યા ખાલી હોતી નથી, એકનું નામ ભુંસાડી પોતાનું લખવું પડે છે; અને છતાં તું યાદ કર. આ ચોવીશીના બાર ચક્રવર્તીઓમાંથી કેટલાંનાં નામ તને આવડે છે? ધારીએ કે શાંતિનાથ[૧]-કુંથુનાથ[૨]-અરનાથ[૩]નાં નામ ચક્રી તરીકે યાદ હશે. પછી ભરત[૪] યાદ હશે. સુભૂમ[૫] બીજા છ ખંડ સાધવા ગયો અને લોભની હદે પહોંચ્યો તેથી કદાચ તેનું નામ યાદ હશે. કદાચ અંધ થયેલ ચક્રી બ્રહ્મદત્ત[૬]નું નામ યાદ આવશે. પણ બાકીના છનું શું? આવી હકીકત છે. તો પછી તું કોણ હિસાબમાં? તારા મરણ પછી કદાચ પાંચ દશ વર્ષ સુધી તને કોઇ યાદ કરશે, તો તેમાં તને લાભ શો? અને એવી યાદી પણ કેટલા વખત સુધી? પરન્તુ તેટલા ખાતર સર્વ લાભને તું ગુમાવી બેસે છે એ ધ્યાનમાં રાખ. નામ ખાતર તું કેવી રમતો રમે છે, કેટલી આત્મ-વંચના કરે છે અને કેટલા ગોટા વાળે છે!! આ સર્વ કોને માટે? શા સારૂં? મનોવિકારનું પૃથક્કરણ કર. જરા ઊંડો ઉતર અને અંદર જો. બહાર જોવાને બદલે અંદર જોઇશ એટલે તેવી ટેવ પડતાં તને નવો જ પ્રકાશ પડશે અને તારી અત્યારની પરાવલંબી મનોદશા પલટાઈ જશે.

તારી પ્રશંસા કરનાર બીજે જ દિવસે તારી ટીકા કરશે-કરે છે, એ તું જોઈ શકે છે? આવી ટુંકી, ટુંકી

વખતની અને ક્ષણજીવી પ્રતિષ્ઠા ઉપર તારા જેવા બહાદુર આત્માનો આશ્રય હોય ? તને એ ન શોભે. અંતરની આંખો ઉઘાડ અને નામ અવિચળ કેમ રહે અને ક્યાં રહે તે શોધ. પ્રયાસે તે મળશે અને મળશે એટલે અત્યારની તારી ટેવ છૂટી જશે.

* ૨ *

આ શું તારી મોટરના [૧] શોફરને તેં આજે '**સાળા ગધેડા**' કહ્યું ? તારા મુખમાં એ શબ્દ શોભે ? ગૃહસ્થના મુખમાં આવી હલકી ભાષા હોય ? તું **વિચાર** કર :—

એ **શ્રમજીવી** છે એટલે તારો એના ઉપર હુકમ ચાલે. તું એને પગાર આપે છે, એના બદલામાં એ તારૂં કામ કરે છે. જીંદગીને ભોગે–જોખમે એ તારી મોટર ચલાવે છે. તારા હુકમો રાતદિવસની ગણના વગર કે પોતાની સગવડની દરકાર કર્યા વગર ઊઠાવે છે. એ કાંઈ તારો **ગુલામ નથી**. તું એની પાસેથી કામ લે અને કોઇ વખત તને ફેરફાર જણાય તો તું તેને સૂચના કર. એણે પોતાની જીંદગી તને વેચી નથી.

તને ગાળ **દેવાનો અધિકાર** શો ? એ પણ મનુષ્ય છે, એને લાગણી છે, એ તને તેવી જ ગાળ દઈ શકે છે અને છતાં એ દબાયલો રહે છે તેની સ્થિતિનો તું ગેરલાભ લે છે ! એને 'ગધેડા' સાંભળીને શું થયું હશે તેનો કાંઇ ખ્યાલ કર્યો ? જે મનુષ્ય હલકી પંકિતના હોય છે તે ખાસ કરીને માનભંગ સહન કરી શકતા નથી તે તું જાણે છે ? જો તે જ

૧ મોટરગાડી ચલાવનાર—ડ્રાઈવરને અંગ્રેજીમાં **શોફર** કહેવામાં આવે છે.

વખતે તને એણે ગાળ દીધી હોત તો તને કેવું લાગત? એણે એકાદ માસના પગારની દરકાર ન કરી હોત અને કોરટમાં તારા પર કેસ માંડત તો તને કેવું લાગત? તારે માટે તારા આપ્તજનો અથવા જનતા શું ધારત? અને તે સર્વ કરતાં તારો અંતર આત્મા શું કહેત?

મનુષ્યને ગધેડા કહેવાની વૃત્તિ કોને ઉત્પન્ન થાય છે તેનો તેં કદી વિચાર કર્યો છે? રાત દિવસ મજુરી કરનાર, ઓછું ખાઇ વધારે સેવા કરનાર ગધેડો તો ઘણો સારો છે, પણ તે અર્થમાં તેં એ શબ્દ વાપર્યો નથી. તારે તો હજુ ગુલામી–સેવા કરાવવી એ તેં તારો હક્ક માન્યો છે! પણ એમ કરવા તારા સ્થાનને લઇને કદાચ તું યોગ્યતા માનતો હો, તો પણ તું **ગૃહસ્થ** તો છેજ. તારાથી સભ્યતા કેમ છોડાય?

તેં શું કહ્યું? 'મોટર વખતસર લાવ્યો નહિ અને બ્રેક બગડી હતી એવું બ્હાનું કાઢયું?' અરે વાહ! એટલા માટે તું એને 'સાળો' કહે! આ તારો ક્રોધ છે! તુચ્છ મનોવિકાર છે! તારા વિકાસ સામે આવરણ છે! તારી પ્રગતિમાં વિઘ્ન કરનાર છે! એવા શબ્દ બોલે છે ત્યારે તું લગભગ મનુષ્ય મટી જાય છે! તું પોતે જનાવરોથી પણ ઊતરતી પાયરીએ ઊતરી જાય છે. એમાં વિકાસનો સવાલ જ નથી. જરા શાંતિથી અંદર પૂછી જોજે. આ દશા માર્ગ પર ચઢનાર કે ચઢવાના સાચા પ્રયત્ન કરનારની ન હોય.

* ૩ *

તારો આજે વખત જતો નથી. આજે ઘરમાંથી સર્વ બહાર ગયા છે અને શારીરિક કારણે તું ઘરે એકલો રહ્યો

છે એટલે તને ઘર 'ઉડ ઉડ' લાગે છે. આજે છોકરાંઓની ધમાલ નથી એટલે તને નિરસ વાતાવરણ લાગે છે. હવે વિચાર કર:—

તારી આ મનોદશા હોય? વખત કોનો ન જાય? હજુ તારે બાહ્યમાં જ રાચવું છે? તારે હજુ છોકરાંઓ ઘરમાં નથી એ વાતની ફરિયાદ કરવી છે? ધન્ય છે તારી વિચારણાશક્તિને! **નમિરાજાને** બલોયાના અવાજે પીડા કરી. એના દાહજ્વરને શાંત કરવા પાંચસો સ્ત્રીઓ ચંદન ઘસવા લાગી ગઇ, ત્યારે એ ચીડાઇ ગયા. અવાજ બંધ પાડવાની આજ્ઞા થઈ. સ્રીઓએ બધાં બલોયાં કાઢીને ફક્ત એક એક સૌભાગ્યકંકણ રાખ્યું અને ચંદન ઘસવાનું ચાલુ રાખ્યું. અવાજ બંધ થયો. દાહજ્વરવાળા નમિરાજાને આ શાંતિ ગમી ગઇ. તેણે તેનું કારણ પૂછયું. એકપણાનો લાભ સમજાણો. તારી પણ એને લગતી જ દશા લાગે છે! તું શાંતિની મોટી મોટી વાતો કરે છે, એને મેળવવા યોજના કરે છે, પણ જ્યારે તે ખરેખર તને થોડા વખત માટે મળે છે, ત્યારે તેને ઉલટું ઉડ ઉડ લાગે છે! ઘર ઉડઉડ તે કોને લાગે? જેને આત્મચિંતવન, તત્વવિચારણા કે ધ્યાનધારા સાધવા હોય તેને એકાંત સ્થિતિમાં 'ઉડ ઉડ' જેવું કદિ લાગે? આવી શાંતિ મેળવવાની તારી આંતરઈચ્છા હતી કે માત્ર દેખાવ હતો તેની કદ્દી શીંશી મૂકી છે?

શાંતિ મેળવવાની ઈચ્છા સાથે તે મળે તે વખતે શું કરવું તેની ગોઠવણ જોઇએ, તેનો અભ્યાસ જોઈએ, તેની પ્રતીતિ અને ઓળખાણ જોઈએ; નહિ તો શાંતિ આવે ત્યારે ખોટા વિકલ્પ થાય છે. ભૂમિકાશુદ્ધિ વગર ઉચ્ચ

આકાશમાં ઉડ્ડયન કરનાર જ્યારે ખરો અવસર પ્રાપ્ત થાય છે ત્યારે રાધાવેધ સાધવાને બદલે ઉલટો ખરડાઈ જાય છે અને પછી શાંતિ મેળવવાની ઈચ્છામાં જ સ્ખલના હતી એવા ભ્રમમાં પડે છે.

બરાબર શાંતિ મેળવવાની ખરી ઇચ્છા હોય તો **શાંતિ ક્યાં મળે અને મળે ત્યારે શું કરવું** તેની તૈયારી હોવી જોઇએ; નહિતો છોડેલા ધંધામાં ફરીવાર પડવું પડે છે અને ગોટા વાળવા પડે છે. **પ્રાપ્તિની ઈચ્છા પહેલાં લાયકાત** કેળવવાની જરૂર છે. પ્રબળ પ્રયાસ અને દૃઢ ભાવનાથી શાંતિ અને કોઈ પણ ચીજ મળી શકે છે, જરૂર મળે છે, પણ મળે ત્યારે એ ગમતી નથી, શોભતી નથી, ટકતી નથી અને પ્રયાસ વ્યર્થ જાય છે. તને તો આવે વખતે આત્મારામ સાથે વાતો કરવાનો અવસર મળ્યો, તેને ન ઓળખતાં તું ખોટા ભ્રમમાં પડી ગયો. વાતાવરણને નિરસને બદલે સરસ કરવું એ તારી આવડત ઉપર, ખરી આંતરવિચારણા ઉપર અને તે માટેના અભ્યાસ અને ઓળખાણ ઉપર નિર્ભર રહે છે.

* ૪ *

આજે ખાતાં ખાતાં તેં શું કહી નાખ્યું ? એવું બોલી ગયો કે 'મારે કોઇ વસ્તુ ઉપર રાગદ્વેષ નથી.' અને એ વાતને પરિણામે ભાણામાં મીઠાઇ આવે કે વાશી રોટલો આવે તે ખાવામાં વાંધો નથી એવો ભાવ બતાવ્યો ! અને વળી ત્યાગભાવ બતાવવામાં નાની નાની ચીજો છોડી દીધી અને દૂધપાક ને ધારી ખૂબ ખાધાં !

અંતરાત્મામાં અંદર અંદર ધડભાંજ ચાલી. વિચાર

કરતાં નીચેની શ્રેણી આવીને ચાલી ગઈ. આ પ્રાણી અન્યની સાથે વાત કરવા બેસે છે ત્યારે એને ઘણીવાર ઉપયોગ રહેતો નથી. એને એમ લાગેલું કે રાગદ્વેષ ત્યાગ કરવા યોગ્ય છે. સામે પીરસનાર બટેટા લાવે એટલે એ કહે આપણે કોઈ ચીજ ઉપર **રાગદ્વેષ નથી.** જે આવે તે ખાઇએ. આ અતિ પ્રમાદનું, દંભનું, **આત્મવંચનાનું વચન** છે. તારે ખાવું જ હોય તો તને ગમે તે કર, પણ વિષને વધાર નહિ. પાપકર્મ બાંધવામાં રેશમની દોરીની ગાંઠ ઉપર તેલનું ટીપું મૂક નહિ. એ ગાંઠ કોઈ દિવસ છોડવી પડશે ત્યારે નવનેજાં પાણી ઉતરશે. મુખનો સ્વાદ જરાએ ગયો નથી, કુળધર્મ કે વ્યવહાર કે મર્યાદા ચૂકવામાં શરમ નથી અને વળી ઉપર જતાં 'મને રાગદ્વેષ નથી' એવી વીતરાગદશા બતાવવાના ફાંફા મારવાની હદ સુધી ચાલ્યો જાય છે! તું કેટલી હદે ઊતરી ગયો છે તે તપાસ. ચાર અથાણાં આવ્યાં—મારે ત્યાગ છે. બે શાક આવ્યાં—મારે એક જ ખપે અને પછી દૂધપાક આવ્યો, ઘારી આવી, પૂરીઓ આવી—તે ભરપ લીધી, ત્રણવાર ફરી ફરીને એ સર્વ ચીજો લીધી. આમાં તારો ત્યાગ છે કે દેખાવ છે? કદી વિચાર કર્યો છે? ક્યાંસુધી આવી આત્મવંચના કરીશ? એ કોને સારૂં? અને કયા ભવ સારૂં? તું આ ખાવાની બાબત નજીવી ન ગણતો. ચારિત્રબંધારણમાં **નાની નાની બાબતોનો સરવાળો** ઘણો મોટો થાય છે; અને બાહ્ય ત્યાગ તો જરૂરી છે જ, પણ એના કરતાં હજાર દરજ્જે વધારે જરૂરી અંતર ત્યાગ—મન ઉપરનો કાબૂ છે. દૂરથી દૂધપાક જોઇ મનમાં ગલગલીઆં લાગવા મંડી જાય અને આંબાના

રસને જોઇ મ્હોંમાંથી પાણી છૂટવા માંડે, તો પછી તારો નાની નાની વસ્તુનો ત્યાગ શી બિસાતમાં ? અને તે પણ પાસે બેઠેલા સાંભળે તેમ સંભળાવવા ખાતર–મારે ખપે નહિ, એવાં ડફાણ તું ક્યાં સુધી કરીશ ? એક મનુષ્ય સાથે ખાવા બેસવાથી તો તેના આખા જીવનપ્રવાહનો ખ્યાલ કરી શકાય છે. ખાવાની રીતિ, લેવાની રીતિ, પાછું મૂકવાની રીતિ, સબડકા લેવાની રીતિ, ફરી લેવાની રીતિ અને દરમ્યાન વાતની પદ્ધતિથી આખા મનુષ્યને બહારથી અને અંદરથી ઓળખી શકાય છે. અંતરમાં ઉતર, બાહ્યભાવ છોડ, દેખાવ છોડ અને દરેક નાની બાબતોના જવાબ આપવાના છે તે વાત કદી વિસાર નહિ. દેખાવ એ માત્ર દેખાવ જ છે અને **હૃદયનાં ત્યાગ વંદ્ય** જ છે અને વંદ્ય જ રહેશે. **એને ઓપની જરૂર ન હોય.**

* ૫ *

"પ્રમુખ સાહેબ ! બહેનો અને બંધુઓ ! આવા અધ્યાત્મના ઊંડા વિષયમાં બોલવાની મારી લાયકાત નથી. મેં અત્યારે તમારી પાસે એ બિષયમાં વિવેચન કર્યું તે મારા ગજા બહારની બાબત છે. ક્યાં આપણા યોગિરાજ અને ક્યાં હું ? આવા વિષયમાં બોલવાની મારી લાયકાત ન હોવા છતાં તમે મને ખૂબ શાંતિથી સાંભળ્યો તે માટે હું ખરેખર તમારો ઋણી છું. આપ સર્વ એ અપૂર્વ અધ્યાત્મરસના લેનારા થાઓ તો મારો પ્રયાસ હું સફળ થયો માનીશ."

આજે "**અધ્યાત્મ**"ના વિષય પર ભાષણ આપતાં તું આ પ્રમાણે બોલ્યો ? શા માટે બોલ્યો ? આવી પૂર્ણાહુતિ

કરવાનો આશય શો હતો? એની પછવાડે કયું માનસ રમતું હતું? તું જરા ખૂબ ઊંડો ઊતરી તપાસ કર અને તારા હૃદયનાં ખૂણાના ભાગ તપાસ. તું એમ ધારે છે કે એમ બોલવામાં તારી નમ્રતા હતી. વિચાર કે તને આંથી કોઈ એષણા હતી? પ્રશંસામાં સાંભળવું હતું કે ભાઈઓ! આ કામમાં અંગ્રેજી ભણેલા ધર્મસંસ્કારથી રહિત થઈ જાય છે એ આક્ષેપ ખોટો છે! તારે સાંભળવું હતું કે આપ ભાઈશ્રી ખરા અધ્યાત્મના રંગમાં રંગાયલા છો! તારે સાંભળવું હતું કે ભાષણ બહુ સચોટ, ભાષા માર્મિક લક્ષ્ય બદ્ધ અને હકીકત રજુ કરવાની પદ્ધતિ સર્વોત્કૃષ્ટ હતા! તારે તારી યોગિરાજ સાથે સરખામણી કરવાની ભ્રમણા હતી! અન્યને અધ્યાત્મરસનાં સ્વાદ લેનારા કરવાના આગ્રહની ભીતરમાં તું પોતે તો એ રસથી લદબદ છે એમ જાહેર કરવાની તારી વૃત્તિ હતી! તારે પ્રશંસા ભારોભાર જોઈતી હતી! તારે તાળીઓના ગડગડાટ સાંભળવા હતા અને તારે પોતાને અધ્યાત્મી તરીકે જાહેર કરવો હતો! જો તને એક વાત કહું: ઘણી વખત મારે માન જોઈતું નથી અથવા હું માનને યોગ્ય નથી એમ કહેવું એ પણ માન છે. આ વાત માનસ વિદ્યાના ઊંડાણમાં ઊતરી સમજવા જેવી છે. પોતાની જાતને છેતરવા જેવું પાપ નથી અને તેથી પણ વધારે નમ્રતા બતાવવા દ્વારા માનની અભિલાષા જેવી તુચ્છતા નથી. આપણામાં ન હોય તેવી વાતો બોલીએ કે લખીએ તેથી કાંઈ નિસ્તાર નથી અને એમાં ઇતિકર્તવ્યતા પણ નથી. ઉચ્ચ જીવન તો જીવવાં જેવાં છે. એમાં દેખાવ ન હોય, એમાં રાગડા ન હોય, એમાં ગીતડાં ન હોય અને

આવો ક્ષુલ્લક પ્રયત્ન અધ્યાત્મને નામે થાય ત્યાં તો હદ આવી સમજવી. સાચા અધ્યાત્મરંગમાં રંગાયલાની એ દશા ન હોય. એમાં ઉપર ઉપરના વિવેકને સ્થાન નથી, એમાં દેખાવને અવકાશ નથી, એમાં બાહ્યાડંબરને પ્રસંગ નથી. અંતર રાજ્યમાં તો ધૂન હોય, આદર્શ જીવનમાં પ્રભુતા હોય, ભાવનામય જીવનમાં સંદેશા હોય. બાહ્યભાવ તજી અંતરમાં આવ. સાચી આત્મખ્યાતિને શોધ અને આ ઉપચાર વ્યવહારને હવે છોડ. થોડા જીવનમાં તો મોટો સરવાળો કરી શકાય. તું બાદબાકી કરે છે. શોધી લે.

જૈ. ધ. પ્ર. પુ ૫૧. પૃ. ૧૩૫ } સં. ૧૯૯૧



# આત્મ પરિક્રમ્મા

[ ૨૪ ]

તા. ૧૫–૫–૧૯૩૫ ના સાંજના પત્રમાં એક સુંદર સ્ફુલ્લિંગ ( Sharklet ) વાંચવામાં આવ્યો. એ અત્યંત વિચારણીય હોઈ નોંધી. લીધો. એ સ્ફુલ્લિંગ નીચે પ્રમાણે છે.

When you are criticising others and are finding here and there
A frault or two to speak of, or a weakness you can tear,
When you're blaming someone's weakness or accusing one of pelf,
It's time that you went out to take a walk around yourself.

There's lot of human failures in the average of us all,
And lots of grave shortcomings in fhe short ones and the tall;
But when we think of evils men should lay upon the shelves,
It's time we all went out to take a walk around ourselves.

We need so often in this life this balancing of scales,
This seeing how much in us wins and how much in us fails;
Before you judge another–Just to lay him on the shelf–
It would be a splendid plan to take a walk around yourself.

આ નાનો પણ ગૂઢ વિચારમાં નાખી દે તેવો તણખો નીચે પ્રમાણેના ભાવાર્થનો છે.

**"જ્યારે તમે બીજાની ટીકા કરતા હો અથવા તમે અહીંથી તહીંથી એક બે ભૂલોને શોધી શકયા હો અથવા તો તમે જેને ફાડીતોડી નાખો તેવી એકાદ નબળાઈને વચનદ્વારા વેગ આપતા હો, જ્યારે તમે અન્યને નબળાઇ માટે ઠપકો આપતા હો અથવા ધનને દેવ માનવા માટે કોઇ ઉપર આરોપ મૂકતા હો, ત્યારે તમારે તમારી જાતની આસપાસ એક ફેરો મારવા લાયક વખત આવી લાગ્યો છે." (એમ સમજવું)**

"આપણામાંના સર્વ સામાન્ય પ્રતિના પ્રાણીઓમાં અનેક ઊણપો ઓછી વધતી રહેલી છે અને આપણે નાના હોઇએ કે મોટા હોઇએ, પણ આપણા દરેકમાં અનેક ગંભીર ઓછપો જરૂર છે; પણ માણસો જ અનેક ખરાબ બાબતોને અભરાઇ પર ચઢાવી દે છે તેનો વિચાર કરીએ છીએ ત્યારે આપણી પોતાની આસપાસ એક ચક્કર મારી આવવા આપણે બહાર જવું જોઇએ એવો વખત આવી પહોંચ્યો છે." (એમ લાગે છે)

"બીજાને માટે તમે ફેંસલો આપવા લાગી જાઓ અથવા તેને અભરાઇએ ચઢાવી દો, તે પહેલાં આ જીવનમાં આપણને જીવન-તોલનનાં તાજવાંની જરૂરીઆત સાંપડે છે અને આપણું ખમીર ક્યાં ટકી રહે છે અને ક્યાં હાથ હેઠા પડી બેસી જાય છે તેની તુલના કરવાની જરૂર પડે છે. તેવે પ્રસંગે તમારી જાતની આસપાસ એક પ્રદક્ષિણા મારવાની રીત બહુ મજાની નીવડે છે."

આ ત્રણ વાક્યોમાં બહુ સુંદર વાત કરી નાખી છે, ઘણા સંક્ષેપમાં જીવનરસની લ્હાણ આપી દીધી છે, મુદ્દામ રીતે અંદર જોતાં—ઊંડા ઊતરતાં શીખવાની આદર્શરીતિનો પરિચય કરાવ્યો છે.

વાત એમ છે કે આપણે ઘણાખરા સામાન્ય કક્ષાના હોઈ, આપણું સામાન્ય જીવન મધ્યમસરનું રાખી એને પ્રચલિત પ્રણાલિકા પર ચલાવનાર હોઇએ છીએ. આપણે ઘણું ખરૂં આપણો પોતાનો વિચાર જ ઓછો કરીએ છીએ, પણ અન્યની વાત આવે, ત્યારે અન્યની ટીકા કરવામાં, એની તુલના કરવામાં, અને તેવે પ્રસંગે દીર્ઘદૃષ્ટિ, વિશાળતા અને ચારિત્ર-શીલતા બતાવવા તૈયાર થઈ જઇએ છીએ.

જરા અવલોકન કરવાથી જણાશે કે **અન્ય** માણસોની નાની નાની **નબળાઈઓ** આપણને ખૂબ સાલે છે. એક માણસ આપણી સાથે વાત કરવામાં જરા જીભે થોથવાય કે આપણે જેને

'સભ્યતા' માનતા હોઈએ તેના ધોરણ પ્રમાણે તે વાત ન કરી શકે, ત્યાં આપણને જીવ પર વાત આવી પડે છે, સામો માણસ જરા ભળતી વાત કરે ત્યાં આપણો મિજાસ ખસી જાય છે અને પછી આપણે સભ્યતા ઉપર કે સત્યવાદીપણા ઉપર ભાષણ આપવા લાગી જઈએ છીએ. કોઈ માણસ જરા વિવેક કરે તો આપણે તેને ખુશામતની કોટિમાં મૂકી તે ઉપર વિચાર બતાવવા લાગી જઈએ છીએ અને ખુશામત કેટલી ખરાબ છે અને એથી કેટલું નુકસાન થાય છે તે પર વિવેચન કરવા મંડી પડીએ છીએ અને કોઈએ કામ કરવામાં જરા ગફલતી કે ભૂલ કરી હોય તો આપણાં નસકોરાં ચઢી આવે છે કે ભવાં ચઢી જાય છે.

નાના બાળકને ચાળા કરતાં જોઈ આપણે તેને બોધપાઠ આપવા મંડી જઈએ છીએ અને મોટા મહાત્મા પુરુષો કે સંતોની નાની બાબતોની ખાસીઅતો શોધી કાઢી તે પર ચર્ચા કરવા લાગી જઈએ છીએ.

આપણા સરખી વયના મિત્રો કે સંબંધીને મુંજી, અનિયમિત, ભોળા, દીર્ઘદૃષ્ટિ વગરના, શરમાળ, લોભી, અભિમાની, ચુગલીખોર, દંભી વિગેરે અનેક ઉપનામો કે વિશેષણો વગર સંકોચે આપ્યે જઈએ છીએ અને આપણને જાણે આખી દુનિયા ઉપર ફેંસલાઓ આપવાનો અધિકાર પ્રાપ્ત થયો હોય તેવી રીતે વર્તીએ છીએ.

સામાની નાની મોટી બાબતો પર અપ્રીતિ, તિરસ્કાર કે ટીકા કરવાની આપણને એટલી બધી ટેવ પડી ગયેલી હોય છે કે આપણે સમાજમાં ગમે તેવા સ્થાન પર હોઈએ તો પણ આપણે આ ટેવ પર વિજય મેળવવાનો વિચાર

પણ કરતા નથી, વિચાર કરવાની જરૂર છે એવો ખ્યાલ પણ કરતા નથી અને અન્યની બાબતમાં સમજ્યે–વગર સમજ્યે તપાસ કરીને કે તપાસ કર્યા વગર હાંકયેજ રાખીએ છીએ, અને એ ટેવ લગભગ આપણો **સ્વભાવ** જ બની ગયેલ છે એમ આત્મનિરીક્ષણ કરવાથી કદાચ લાગશે, પણ એમાં કાંઈ ખોટું કરતા હોઈએ એવો તો વિચાર પણ નહિ આવે.

દુનિયામાં અક્કલ કોની પાસે કેટલી છે તેને માપવાનું કોઈ યંત્ર ન હોવાથી દરેક માણસ લગભગ પોતાને **અભિપ્રાય આપવાની બાબતમાં સ્વતંત્ર** સમજે છે અને પોતાના મત સાથે અન્ય મળતા થશે કે નહિ તેની દરકાર ન કરતાં પોતે ન સમજે તેવી બાબતમાં પણ મત આપવાની હિંમત કે ધૃષ્ટતા જરૂર કરે છે. એ સર્વ બાબતો કે અભિપ્રાયો **અન્ય પરત્વે** જ હોય છે એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. કેટલીકવાર એવું બને છે કે જે વ્યક્તિની ટીકા કરવામાં આવતી હોય તેની સમક્ષ તેને માટે અભિપ્રાય આપવાની શક્યતા કે અનુકૂળતા ન હોય તો માણસ તેની ગેરહાજરીમાં તેને માટે અભિપ્રાય આપે છે. જેની વાત પોતે કરતા હોય તે પોતાથી અનેકગણા અનુભવી, અભ્યાસી કે વિચારક હોય, તો પણ તેની નાની નાની બાબત લઈ તે પર પણ ટીકા કરવા લાગી જાય છે અને તેમ કરવામાં પોતે ડહાપણનો ઈજારો લઇ રાખેલ છે એમ માની ગમે તેમ બોલી **જીભની ખજવાળ** પૂરી કરે છે.

અન્ય સંબંધી ટાઢી હળવી વાત કરવામાં, તેને સાધારણ પંક્તિમાં મૂકી દેવામાં અને તેની નાની બાબતને મોટું રૂપ આપવામાં, પોતાનાં વય, અનુભવ, આવડત કે સાધનોનો

કાંઇ વિચાર કરવામાં આવતો નથી. અસાધારણ વ્યાખ્યાન કરનાર સંતપુરુષના હાથ કે પગ કેમ ચાલતા હતા તેની ટીકાથી માંડી, એનાં કપડાંને પણ છોડશે નહિ અને એનાં અતિ ઊંડા વકતવ્યના વિષયનો એક અંશ પણ નહિ સમજ્યો હોય, છતાં એના ઉપર અભિપ્રાય આપવા એ મંડી જશે. કળાનું વિજ્ઞાન એક અંશ માત્ર પણ પોતામાં નહિ હોય, છતાં મોટાં ચિત્રકારોનાં ચિત્ર પર એ ટીકા કરવા લાગશે અને યુરોપની ગેલેરીનાં ચિત્રોની કિમત લાખો રૂપિયા થાય છે એમ જાણશે ત્યારે કાં તો તે વાતને વાહિયાત કહેશે અથવા મૂલ્ય આપનારને મૂર્ખની કોટિમાં મૂકશે.

દરરોજના અનુભવનો વિષય છે કે જ્યારે કોઇ અન્યની વાત કરવા બેસે છે અથવા આપણે તેમ કરવા લાગી જઇએ છીએ ત્યારે અભિપ્રાય આપવાની પોતાની **યોગ્યતા, અધિકાર, અભ્યાસ કે આવડત**નો વિચાર કરતા નથી. પછી આપણે **મહાત્માજી**ના એક છૂટા છવાયા કામ પર કટાક્ષ પણ કરવા મંડી જઇએ અને પંડિત **માલવિયાજી**ને નરમ શબ્દમાં સંબોધીએ એ તો જાણે મોટા પુરુષોની વાત થઇ, પણ આપણા સંબંધી કે મિત્રોની વાત કરીએ તો પણ આપણું સર્વજ્ઞત્વ, સર્વગુણીપણું આપણા મગજ પર તરવરતું જ રહે છે. આપણે નિંદા કરવામાં પાછીપાની ન કરીએ અને અભિપ્રાય આપવામાં વિચાર સરખો પણ ન કરીએ—એ દરરોજના અનુભવ અને અવલોકનનો વિષય છે.

બહુ વિચારણીય વાત તો એ છે કે એ સર્વ પ્રસંગોમાં **આપણે ક્યાં ઊભા છીએ** અને આપણામાં શા ગુણો અવગુણો છે તેનો વિચાર સરખો પણ નથી કરતા. ઘણીવાર

તો એવું બને છે કે અન્યના જૂઠાપણા માટે આપણે ટીકા કરતા હોઇએ, ત્યારે આખા દિવસમાં આપણે કેટલીવાર ગોટાળાવાળું બોલતા હોઇએ છીએ તેનો કદી કયાસ પણ કરેલો હોતો નથી.

આપણુને પદ્ધતિસરની એક પંક્તિ પણ લખતા ન આવડતી હોય, છતાં જગતના સ્વીકારાયલા મહાન લેખકોની આપણે ભૂલ કાઢવા મંડી જઇએ છીએ અને કોઈ જાતનો વિચાર કર્યા સિવાય અતિ સુંદર કાર્ય કરનારને સમજ્યા વગર તેનો અમુક આશય હશે એમ ધારી–માની લઈએ છીએ અને તેટલેથી ન અટકતાં અન્યની પાસે તેવી વાતો ખૂબ રસ લઈને કરવા લાગી જઇએ છીએ. ટુંકામાં કહીએ તો આ પ્રાણીને **પારકી વાતો કરવાનો એટલો ચરસ** લાગી ગયેલો હોય છે કે ગમે તેવા પ્રસંગે દિવસમાં અનેક વાર અને વર્ષમાં સેંકડો-હજારો વખત એ પારકાની બાબતમાં મત આપ્યા જ કરે છે, સાચી ખોટી વાતો કર્યા જ કરે છે અને નકામાં ગપ્પાં મારી મનઘડંત કલ્પનાઓને માર્ગ આપ્યા જ કરે છે.

કેટલીરવાર સ્વેચ્છાએ, કેટલીકવાર વગર વિચાર્યે અને ઘણીખરી વાર હેતુ કે પરિણામના ખ્યાલ વગર અન્યની નિર્બળતાઓ, નબળાઇઓ, તુચ્છતાઓ અને ઊણુપોને એ નવાનવા રૂપે ચીતર્યાં જ કરે છે અને તેમ કરવામાં પોતાનું ડહાપણુ માને છે અને એ બાબતનો તેનો સ્વાધીન હક્ક કોઈ જતો કરે કે તે પર તકરાર ઊઠાવે તો ઊલટો ગુસ્સે થાય છે અને પોતાના **ઘમંડમાં**–મનોરાજ્યમાં મ્હાલ્યા કરે છે.

એને કદી ખ્યાલ થતો નથી કે ભાઈ! તું કોણુ ? કઇ ભાજીનો મૂળો ? પારકા પર અભિપ્રાય આપવાનું સર્વજ્ઞત્વ

તને કઈ તપશ્ચર્યાને પરિણામે પ્રાપ્ત થયું ? તારા ક્યા ત્યાગ વૈરાગ્યને પરિણામે તને વિશિષ્ટ જ્ઞાન થયું ? કે તું સાંભળેલી ન સાંભળેલી, બનેલી નહિ બનેલી અને ભળતી સળતી વાતની ક્યુંબર કરી ડહાપણ બતાવે છે ? પરંતુ **બહાર જોવાને બદલે અંદર જો, સામે જોવાને બદલે નીચે જો, આગળ જોવાને બદલે** અંતરમાં જો, અને પછી તપાસ કે તું ક્યાં ઊભો છે ? તું જ્યારે સ્વીય આત્મનિરીક્ષણ કરીશ અને તારી પોતાની આસપાસ ચક્રભ્રમણ કરીશ, તારાં પોતાનાં વચન વિચાર અને વર્તનને તપાસી જઈશ, ત્યારે તને લાગશે કે તારા બોલવા કરતાં તારે વિચારવાનું ઘણું છે, અન્યની ટીકા કરવા કરતાં તારે તારા આત્માને સંભાળવાનો છે, **બાહ્યચારી** (Objective) **થવાને બદલે તારે અંતરચારી** (Subjective) **થવાનું છે.**

જ્યારે અન્યના નાના નાના દુર્ગુણ પર વાત કરવાની, ટીકા કરવાની કે નિંદા કરવાની મરજી થઈ આવે કે જીભડીને ચળ થઈ આવે, ત્યારે એના ઉપર બ્રેક (કમાન) દબાવવાની જરૂર છે અને પોતે ક્યાં ઊભો છે, પોતામાં એ જ બાબતને અંગે કેટલી નબળાઈ છે, એનો બારિકીથી અભ્યાસ કરવાની જરૂર છે. જ્યારે આ આત્મપરિક્રમ્મા કરવાની ટેવ પડશે, જ્યારે પોતાની જાતની આસપાસ ફેરા ખાતાં આવડશે, જ્યારે હૃદયપરીક્ષા કરવા સ્વપ્રદક્ષિણા કરવામાં આનંદ આવશે, ત્યારે આખી વાત નવીન આકારે સમજાશે, અંતરના ઓજસ પ્રસરશે અને પછી જણાશે કે આપણી પાસે અન્યની તુલના કરવાનાં ત્રાજવાં છે જ નહિ, અને હોય તો પણ તેનો વિનાપ્રસંગે કે અકારણે ઉપયોગ કરવાની જરૂર

છે જ નહિ. બધી વાત કરતાં અને ખૂબ વિચાર કરતાં પોતાને જ લાગશે કે આપણામાં કોઇ જાતની વિશેષતા નથી કે વિશિષ્ટતા નથી કે જેને લઇને આપણે અન્યની વાત કરવાની યોગ્યતા પણ ધરાવી શકીએ. એનાં અનેક કારણો છે: નજરે દીઠેલ વાત પણ ખોટી પડે છે, દેખાવા–ફેર થાય છે, બાજુ ફેર થાય છે અથવા પ્રકાશ છાયાના ફેરથી હકીકત ફરી જાય છે, તે આપણા દરરોજના અનુભવનો વિષય છે. બીજી હકીકત એ છે કે આપણે બાહ્ય વસ્તુ કદાચ સારી રીતે જોઈ પણ શકીએ, પણ અંદરના આશય હેતુ કે બીજા અનેક વિચારો, તરંગો અને પ્રેરક તત્ત્વો કદી જાણી શકતા નથી, જાણવા માટે જે વિશિષ્ટ જ્ઞાન જોઈએ તે આપણામાં નથી અને માત્ર અનુમાન ઉપર આધાર રાખીએ, ત્યાં તો આપણી અક્કલ, આવડત, અનુભવ આદિ અનેક મુદ્દાએ આપણો નિર્ણય મર્યાદિત અથવા બાધિત થઇ જવાનો ઘણો સંભવ છે.

સર્વથી મહત્ત્વની વાત તો એ છે કે અન્યની બાબતમાં તારો **મત આપવાનો તને અધિકાર શો?** તેં કાંઇ આખી દુનિયાને માટે મત આપવાનો ઇજારો લીધો છે? તું તારી પોતાની સંભાળ લે, **તારી જાતને ઉન્નત કર અને** રસ્તે ચઢાવ, રસ્તો મળ્યા પછી એને સન્માર્ગે આગળ ધપાવ. એ દિશાએ તારે ઘણું કરવાનું છે, તને એ કરતાં સમય મળે તેમ નથી, ત્યારે નકામી બીજાની વાત કરી વગર સમજણે ક્યાં હાંકયે રાખે છે?

તું **વિચારજે** કે દુનિયામાં અનેક પ્રકૃતિના માણસો

છે: કોઇમાં કોઇ વિકૃતિ હશે, નબળાઇ હશે, તુચ્છતા હશે, અનિષ્ટતા હશે, તો કોઈમાં બીજા પ્રકારની હશે; પણ તારામાં કઇ કઇ છે તે શોધ અને શોધીને તેને માટે યોગ્ય નિર્ણય કર. બાકી ચોક્કસ માનજે કે દુનિયામાં કોઇનાં નળીઆં ચૂતાં હશે તો કોઈના નેવાં ચૂતાં હશે, પણ તારે તેની પંચાત શી? તારાં નળીઆં કયાં ચૂએ છે અને તું કયાં બેઠો છે તે વિચાર તો બસ છે. તું કદી એમ ન ધારતો કે તારૂં છાપરું તદ્દન સલામત જ છે. તારા ઘરમાં તો ચારે બાજુએ ખાબોચીઆં પડી રહેલાં છે અને પાણીની બાલદીઓ ભરી ભરીને કાઢ તોપણ ઘર સાફ થઇ શકે તેમ નથી, ત્યાં તું **પારકાં નળીઆં** તપાસવા કયાં જાય છે? તારે તો ખૂબ વિચારવાનું છે. જરા આંખો ઉઘાડીને સામે જોવાને બદલે અંતર ચક્ષુ ઉઘાડીને અંદર નજર કર. અરે! તને એમાં એટલા ગોટાળા, ખાડા અને ઘુંચાળા માલૂમ પડશે કે તું અસાધારણ બુદ્ધિ શક્તિ અને આંતરશૌર્યવાળો નહિ હો તો, તું તેમાં ગોથા ખાઈ જઇશ, ગૂંચવાઇ જઇશ અને ગોટાળે ચઢી જઈશ.

તું આમ **દોડયો દોડયો કયાં ચાલ્યો** જઇશ ? અને કેટલે ચાલ્યો જઈશ ? અને શા માટે દોડયા કરે છે? જેને માટે તું મત આપી રહ્યો છે, જેની ટીકા કરી રહ્યો છે, જેની નાની મોટી વાતને તુ અગત્ય આપી રહ્યો છે, તે સર્વે પંખીના મેળા છે, આ તો એક રાતનો વિસામો છે, એમાં કેટલાક મળી ગયા, એ સર્વ પંખીની અપેક્ષાએ અતિ અલ્પ છે અને તું પણ અહીં બેસી રહેવાનો નથી; માટે નિરર્થક માથાફોડ અને લમણાઝીક કરવાને બદલે

તારી જાતને તપાસ, તારી જાતને સંભાળ અને તારી જાતને વિકસાવ.

વળી એ રીતે **પરલક્ષી** થવાને બદલે **અંતરલક્ષી** થઈશ, ત્યારે આગળ જણાવ્યું છે તેમ પ્રથમ તો તને ઘણી ગૂંચવણો દેખાશે, પણ પછી અંતરના અજવાળાં પડશે અને ત્યારે તેં નહિ અનુભવેલું દેખાશે, નહિ જાણેલું જણાશે, નહિ સૂણેલું સંભળાશે. એ અનાહત નાદના ગૌરવ ઓર છે, એનાં અંતર તેજ અનેરાં છે, એની અદ્દ્ભૂત સુગંધ અનનુભૂતપૂર્વ છે. એ ઘડીના મેળામાં તું શું રાચી રહ્યો છે ? તારું એ કામ નથી, તારું એ સ્થાન નથી, તારું એ માન નથી. તું કઈ ભૂમિકાનો પ્રાણી ! અને ક્યાં અથડાઇ પડયો છે ! અને કેવામાં ભરાઇ પડયો છે ? તારા ગૌરવને એ વાત શોભે નહિ, તારા સાચા ઉદ્દેશને એ અનુરૂપ ન હોય, તારા તેજને એ વિકસાવનાર ન હોય.

માટે તારી જાતની ફરતી **પ્રદક્ષિણા** લે, તારા અંતરમાં ઊતર, આત્મનિરીક્ષણ કર અને ત્યાં સુવર્ણસિંહાસને બેઠેલા તારા નટરાજને જો અને એની ફરતો કચરો લાગ્યો છે અને લીલ લાગી ગઇ છે તથા એના ઉપર ધૂળ ચઢી ગઇ છે એને દૂર કર. તું તારામાં જ છે, તું તારામય છે, તું એક અને અદ્વિતીય છે અને તારો વિકાસ તારા હાથમાં છે, તારે કુલસ્વાધીન છે, તારા અંતરમાં છે. તારી પોતાની આસપાસ એકાગ્રપણે એકવાર પ્રદક્ષિણા કરીશ તો તારી **પરાવલંબી** કે પરકીય **ભૂમિકા** ઊડી જશે અને એ ગઈ એટલે કાર્ય સફળ થઇ ગયું સમજજે. એ વાતમાં બે મત પડે તેમ નથી; માટે આત્મલક્ષી થઈ આત્મપ્રદક્ષિણા કર

**અને સ્વનો** જ વિચાર કરી એને વિકસાવ.

સામાન્ય રીતે આપણુને એવી ટેવ જ પડી ગયેલી છે કે આપણે બીજાની બાબતોનો જ વિચાર કરીએ છીએ. જીંદગીમાં ફતેહ મેળવવી હોય તો તેની **ચાવી** એક જ છે: આપણે કોણ છીએ? આપણે અહીં શા માટે છીએ? અને આપણે શું કરી શકીએ તેમ છીએ? તેનો વિચાર કરવો, **ખૂબ વિચાર કરવો**, વારંવાર વિચાર કરવો, જૂદાં જુદાં દૃષ્ટિબિંદુઓથી વિચાર કરવો.

અહીં એક બાબત વિચારવા જેવી છે. ઉપરના ત્રણે મુદ્દા પર તારું **પોતાનું આત્મચરિત્ર** લખવા માંડ. શરૂઆતમાં તને મજા પડશે, તું થોડો આગળ વધીશ એટલે તને પોતાને જ મુંઝવણ થશે. લખતાં લખતાં "પણ પણ...." થતું જશે, અને આખરે તારે લખવું પડશે કે 'હું જાણતો નથી, હું સમજતો નથી' વિગેરે. જાતે પ્રયોગ કરીશ ત્યારે તને તારા આત્મચિત્રમાં અનેક ગૂંચવણો લાગશે, તું પ્રમાણિકપણે એ ચિત્ર તારી જાતમાહિતી માટે જ માત્ર લખીશ તો પણ તને સમજાશે કે એ ચિત્ર લખવું મુશ્કેલ છે અને આખરે તારો નિષ્ફળ પ્રયત્ન તું છોડી દઇશ, કંટાળીને થાકી જઇશ અને ગૂંચવણમાં ગોટાળે ચઢી જઇશ.

આટલું કબૂલ કરી શકીશ? કબૂલ કરવા જેટલું ખમીર છે? કદી વિચાર કર્યો છે? પોતાનું **આંતર ચિત્ર દોરવામાં** આટલી બધી **મુંઝવણ** થાય એ તે કેવી વાત? આ શરીર અને આત્માથી તૈયાર થયેલી નૌકા શી ચીજ છે? એ કયાં ઘસડાઇ જાય છે? એને કયા બંદરે લઈ જવી છે? અને લઈ જવામાં કયા ધોરણો અને નિયમો છે? એની

કોઈ વાતનો તેં નિર્ણય કર્યો છે ? અને ન કર્યો હોય તો કેવી વાત ગણાય ? એ તું જ વિચાર. બીજાની સાથે ગમે તેમ વર્તજે, પણ પોતાની જાતની સાથે એકાંત વિચારણામાં તો આત્મવંચના કરતો નહિ. કયા બંદરે જવું છે એનો ખ્યાલ પણ ન હોય અને વહાણને ભરદરિયે હંકારી મૂકવું એના જેવી અક્કલ તે કોની હોય ? છતાં એ દશા તારી છે એ વાત જ્યારે તું ખૂબ વિચાર કરીશ ત્યારે તને સમજાશે.

**થોરો** ( Thoreau ) નામનો એક મહાન સાહિત્યકાર થયો છે. તે કહે છે કે " તારી પોતાની જાતને બરાબર ઓળખવી હોય તો તું **તારી પોતાની ઉપર એક પત્ર** ( કાગળ ) **લખ.** તેમાં તારી પોતાની શક્યતાઓ, તારું વર્તન અને તારા ઉદ્દેશો (Abilities, Character and Aim ) ના સંબંધમાં તું પોતે સાચે સાચું શું માને તે તું જણાવ, એટલે તું ક્યાં છે તેનો તને ખરેખરો ખ્યાલ આવશે. એ જાતની વિચારણાને પરિણામે થયેલા લેખનથી તું રાજી તો નહિ જ થાય એમ ચોક્કસ જણાય છે, છતાં એક વાત એમ પણ છે કે એ વિચારણાને પરિણામે તારામાં કેટલાક ગુણો પ્રચ્છન્ન હશે તેનું પણ તને ભાન થશે.

જીવનની ફતેહ આવા પ્રકારની **વિચારણામાં** છે. ગમે તે પ્રકારે જીંદગી પૂરી કરવી અને સંસારસમુદ્રમાં પોતાની નૌકા ગમે તેવો પવન આવે તેને અનુસારે ઘસડાવા દેવી એમાં કાંઇ મોજ નથી, એમાં કાંઈ આનંદ નથી, એમાં કાંઇ તેજ નથી. જીવનની મોજ માણવી હોય તો જીવનને અંદરથી તપાસવું, પોતાની ધારણા સમજવી,

પોતાના ઉદ્દેશોનો નિર્ણય કરવો, પોતાના ઉદ્દેશને વિરોધ થાય તેવા પ્રસંગો આવે ત્યાં અટકી પડવું અને જેમ બને તેમ બહાર ન જોતાં અંદર જોતાં શીખવું, સામે ન જોતાં પગ તરફ જોતાં શીખવું અને ચકળવકળ આંખે નિરીક્ષણ કરી અન્યની આસપાસ ફેરફૂદડી ફરવાને બદલે પોતાના શરીરની આસપાસ પ્રદક્ષિણા કરવી. એનું નામ સાચું જીવન છે, બાકી તો અનેક ફેરા ખાધા, એક ખાડામાંથી બીજામાં પડયા અને બહારને ધક્કે ચઢયા. એવા ફેરાઓ અને ધકેલાઓની ઘણી મોટી સંખ્યામાં એકનો વધારો થશે એમ જરૂર લાગશે.

આખા જીવનરહસ્યની ચાવી આત્મવિચારણામાં છે, અંદર ઊંડા ઊતરવામાં છે, સાધ્યના સુનિશ્ચયમાં છે અને તે નિશ્ચયને ગમે તેટલી અગવડે વળગી રહેવામાં છે. અત્યારે એ સર્વ મુદ્દા સમજી શકાય તેટલી તારામાં આવડત છે, સંયોગો અનુકૂળ કરી લેવાની તારામાં શક્તિ છે અને **સાધ્યને માર્ગે** ચાલવાની તારામાં કળા છે. નિશ્ચય કરીશ તો રસ્તો સરળ થઇ જશે, બાકી ચક્રભ્રમણની ફેરફૂદડીમાં આંટા મારવા હોય તો તારી મરજીની વાત છે. ચાલુ પ્રવાહથી જરા ઊંચો આવ અને આત્મરમણતાની મજા જો. એનો આનંદ અનુપમેય છે, એની લીજત અવર્ણનીય છે, એનો રસ અન્યત્ર અપ્રાપ્ય છે.

જૈ. ધ. પ્ર. પુ. ૫૩. પૃ ૨૦૪ } સં. ૧૯૯૩



# સમેતશિખરને માર્ગે [1]

( ૨૫ )

ઋજુવાલુકા ( બરાકા ) થી આગળ વધ્યા. સૂર્યોદય થઈ ગયો હતો. પક્ષીઓ ચારે તરફ ઊડી રહ્યા હતા. વૃક્ષની ઘટાઓ પોતાની છાયા સડક પર નાખતી હતી. આખો રસ્તો બાંધેલો અને સાફ જણાતો હતો. પછવાડે ગાડાની હાર લાગી હતી. પોષ માસનું આકાશ તદ્દન નિર્મળ હતું. બે દિવસ પહેલાં વરસાદ થઈ ગયો હતો, તેથી જમીનમાં ઠંડક અને પોષ માસની ટાઢ બન્નેનો સહયોગ થયો હતો. ગરમ ઓવરકોટથી શરીરને ઢાંકી લઈ ભૈરવ રાગમાં 'ચલના જરૂર જાકું, તાકું કૈસા સોવના' બોલનાર મુમુક્ષુ સાથે પાદ-ગમન કરવા માંડયું. બેસવાની જરૂર હોય તો ગાડાની સગવડ હતી, પણ પ્રભાતના આનંદનો લાભ લેવા અને વિચાર પથમાં ચાલી રહેલી ચર્ચાને સ્પષ્ટ સ્વરૂપ આપવા મન તરવરી રહ્યું હતું. મુમુક્ષુ જિજ્ઞાસુ હતા અને કાંઇક અભ્યાસી પણ હતા. તેમણે પણ 'ઘડી ઘડીકા–પલ પલકા–લેખા લીયા જાયગા' એ સંદેશો સાંભળ્યો ત્યારથી કાંઈક વાત કરવાની ઉત્સુકતામાં પડી ગયા હતા. યાત્રાળુસમુદાયને પછવાડે રાખી અમે બન્ને સમેતશિખરને માર્ગે આગળ વધ્યા. સામે પાર્શ્વનાથનાં શિખરો અને બન્ને બાજુની વૃક્ષઘટા–એકને

---

૧ પૃ. ૭૩ માં શરૂ થતો 'ઋજુવાલુકાને તીરે' નો લેખ નં. ૬ વાંચ્યો હશે તેના અનુસંધાનમાં આ લેખ વાંચવો.

ચક્ષુ સન્મુખ રાખી, બીજાનો આશ્રય કરી, શાંત નિર્જન સ્થાનમાં અમે આગળ વધ્યા. તે પ્રસંગે અમારી વચ્ચે કેટલીક વાતચીત થઈ તેનો સાર અત્રે નોંધી લીધો છે. સગવડ ખાતર આપણે ગાન કરનારને **મુમુક્ષુ** અને સાંભળનાર વિચારકને **પંથી**ના નામથી ઓળખશું. તેઓ બન્ને વચ્ચે થયેલી વાત નીચેની મતલબની હતી:—

**પંથી**:—'આ માર્ગ બહુ સુંદર છે. વનરાજી વિકસી રહી છે. પક્ષીઓ શાંત મધુર અવાજ કરે છે. સૂર્ય પ્રકાશી રહ્યો છે પણ ગરમી જણાતી નથી. ભૂમિની પવિત્રતા મનને પ્રમોદ કરાવે તેવી છે. આપણે આગળ ચાલ્યા જઈએ અને અંતરાત્માની શાંતિનો અનુભવ કરીએ.'

**મુમુક્ષુ**:—'આપ કહો છો તે તદ્દન સત્ય છે. યોગમાં સ્થાન પસંદ કરવાની જે વાત કહી છે, તેનો આંતર હેતુ આપણે અનુભવીએ છીએ. મને લાગે છે કે આપણે જેમ જેમ આગળ વધશું તેમ તેમ યોગના ત્રીજા અંગ **આસનને** અંગે સ્થાનની વિશિષ્ટતા સ્પષ્ટ થતી જશે. આપના ખ્યાલમાં હશે કે યોગસાધનામાં સિદ્ધક્ષેત્રો, પર્વત ઉપરના શાંત ભાગો, દરિયાના કાંઠાઓ, અરણ્યના જીર્ણ પ્રદેશો, મોટાં ઉદ્યાનો, નદીઓનાં સંગમસ્થાનો વિગેરેનું શાંત વાતાવરણ પસંદ કરવા પર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. શાંત વાતાવરણ આત્માને બહુ અસર કરે છે એમ લાગે છે.'

**પંથી**:—'આપનું કહેવું યોગ્ય છે. શાંત સ્થાન અને અનુકૂળ હવા યોગસાધનામાં બહુ અગત્યનો ભાગ ભજવે છે. હું તો તમારા પ્રભાતના ભૈરવ પર જ વિચાર કર્યા કરું છું. તમે 'ચલના જરૂર જાકું, તાકું કૈસા સોવના' એમ બોલી

મને મોટા વિચારમાં નાખી દીધો છે. એ પદ આપે જેમ જેમ વારંવાર ગાયું તેમ તેમ મને નવા વિચારો આવતા ગયા અને હજુ પણ તેજ વાત મારા મનમાં ઘોળાયા કરે છે.'

**મુમુક્ષુઃ**—'આપ એટલા બધા શું વિચારમાં પડી ગયા? મેં તો એક મહાત્મા યોગીના પદનું ગાન કર્યું હતું. આપના મનમાં જે વિચારો આવ્યા હોય તે જણાવો તો મને પણ આપના વિચારોનો લાભ મળે.'

પંથીએ મનમાં ઘોળાતા વિચારોનો સાર કહી સંભળાવ્યો, તેણે 'ચલન' નો ખ્યાલ આપ્યો, આખું વિશ્વ ચાલ્યું જતું હોય એ વાત જણાવી, કેટલાકનાં ચલનો સાધ્યનાં ઠેકાણાં વગરનાં અને કેટલાકનાં ચાલી દોડીને ગોળ વર્તુળમાં ફરનારાં જણાવ્યાં, થોડા પ્રાણીનાં ચલનો સાધ્યને લક્ષીને થતાં બતાવ્યાં અને કેટલાકનાં ચલનો સાધ્યને જાણ્યાં છતાં પાછા પડી જતાં હોય, રસ્તાની આજુબાજુના આકર્ષક તત્ત્વોમાં લપસી જતાં હોય અને સાધ્યને વિસરી જતાં હોય તેવાં જણાવ્યાં, પોતાનું સાધ્ય તુરત માટે અને અંતિમ શું છે તે જણાવ્યું અને પછી તે પર વિચારણા ચાલી.

**મુમુક્ષુઃ**—'બંધુ! આવા એક ચાલુ પદ પર તમે તો ઘણો વિચાર કર્યો. સાર ગ્રહણ કરવો અથવા સાર શોધી કાઢવો એ કર્તવ્યપ્રેરણા બતાવે છે. ત્યારે આપના કહેવા પ્રમાણે આપણે તો ચાલ્યા જ કરીએ છીએ, એટલે આપણે તો આપણાં સાધ્યે પહોંચી જવાના—એમ નક્કી થયું કે નહિ ?'

**પંથીઃ**—'એમ ચોકસ ન કહી શકાય. સાધ્યને લક્ષ્યમાં રાખી તે તરફ સીધું પ્રયાણ થાય, માર્ગમાં આવતી લાલચોમાં ફસી ન જવાય, તો સાધ્યે જવાનો માર્ગ ટૂંકો થતો જાય

એમ મને લાગે છે. આપણું અત્યારનું સાધ્ય મધુવન અને પાર્શ્વનાથનું શિખર છે. એ તો સ્થૂળ સાધ્ય છે, તેની તો નજીક આપણે જતા જઇએ છીએ, પણ આપણું અંતિમ સાધ્ય તો અભ્યંતર છે. તેની નજીક પહોંચવા માટે બાહ્ય દૃષ્ટિ અને આંતર દૃષ્ટિની જરૂર છે.'

**મુમુક્ષુ:**—'ત્યારે ભાઇ ! બાહ્ય દૃષ્ટિ અને આંતર દૃષ્ટિમાં તફાવત ખરો ? '

**પંથી:**—'એ બે વચ્ચે ઘણો મોટો તફાવત છે. બાહ્ય દૃષ્ટિએ સાંસારિક કાર્ય કરનાર જો આત્મામાં મગ્ન હોય, સાક્ષી ભાવે ફરજ બજાવતો હોય તો બહુ ઓછો બંધ કરે; ત્યાગભાવનો બાહ્યાડંબર કરનાર કષાયપરિણતિનો ત્યાગ ન કરે તો તીવ્ર કર્મબંધ કરે. આથી બાહ્ય નજરે એક સરખી ક્રિયા કરનાર કર્મબંધનને અંગે મોટો ફેરફાર પ્રાપ્ત કરે એ આપણો દીર્ઘ વિચારને પરિણામે સ્થાપિત થયેલ સિદ્ધ નિયમ છે.'

**મુમુક્ષુ:**—'તમારી વાત બરાબર સમજાણી નહિ. આપણે અત્યારે ચલનો પર વિચાર કરીએ છીએ. ચલનમાં બાહ્ય નજરે સરખાં ચલન હોય, છતાં અંદરથી ભેદ કેમ હોઇ શકે ? અને દૃષ્ટિવાન્ એકજ હોય પછી એમાં બાહ્ય અને આંતરને અંગે તફાવત હોવો કેમ સંભવે ?'

**પંથી:**—'આપ વિશિષ્ટ જ્ઞાતા હોઇ આવો સવાલ કેમ કરો છો ? બાહ્ય દૃષ્ટિ અને અંતરાત્માનું સામ્રાજ્ય એ તદ્દન જૂદી જ બાબત છે. આંતર રાજ્યમાં પાંચ ઈન્દ્રિયો, ક્રોધ, માન, માયા, લોભ, અનેક પ્રકારની લાગણીઓ, ઇચ્છાઓ, અભિલાષાઓ, મંતવ્યો, લોલુપતા, રસિકતા

વિગેરે હૃદયના ભાવો પ્રાણીને તદ્દન સંસાર સન્મુખ ખેંચી જાય છે, એનું ચિત્ત એને તદ્દન જૂદે જ માર્ગે લઇ જાય છે, બાહ્ય નજરે ક્રિયા કરતો હોય તેનાથી તદ્દન જૂદા જ વિચારો મનમાં ઘોળાતા હોય છે, એ તો આપણુને દરરોજનો અનુભવ છે. આથી બાહ્ય દૃષ્ટિ અને આંતર દૃષ્ટિ વચ્ચે તો ઘણો તફાવત છે. સુજ્ઞ પુરુષો બાહ્ય ક્રિયા કે આચાર જોઇને રાજી થાય છે, એની અવગણુના કરતા નથી, પણ એના ઉપર કોઇ પ્રકારનો મદાર બાંધતા નથી કે તોલ કરતા નથી. આંતર દૃષ્ટિના માર્ગો તદ્દન જૂદા જ છે.'

**મુમુક્ષુ**:—'પણ ભાઈ! આંતર અને બાહ્ય એક બીજાથી ઉલટા જ હોય એવો કાંઈ નિર્ણય છે?'

**પંથી**:—'નહિજ, કોઇવાર બાહ્ય અને આંતરની એકતા પણ હોય છે, પણ સર્વદા હોવીજ જોઈએ એવો નિયમ નથી. બાહ્ય નજરથી ફસાઈ જવા જેવું નથી, એટલું જ મારું કહેવું છે.'

**મુમુક્ષુ**:—'ત્યારે ચલનોમાં પણ એજ વાત આવશે. બાહ્ય નજરે ચલન થતું દેખાય તે ખરેખર હાર્દિક છે એમ કહેવાય નહિ. એ સાધ્યને અનુલક્ષીને હોય પણ ખરું, અને ન પણ હોય. ત્યારે જો એમ હોય તો પછી અન્યની પરીક્ષા આપણે કેવી રીતે કરી શકીએ?'

**પંથી**:—'તમારું કહેવું સાચું છે. ચલનો હાર્દિક હોય તેજ વિચારવા યોગ્ય કહેવાય. ઉપર ઉપરના સ્થૂળ અથવા સાધ્ય વગરનાં પૌદ્ગલિક પિપાસાથી કે સાંસારિક અપેક્ષાથી અથવા માનની ઇચ્છાથી કે માયાના ફાંસાથી થયેલાં ચલનો નકામાં છે, એટલું જ નહિ પણ એ ધાર્મિક

બાબતોને અંગે હોય તો કેટલીક વાર ઊંડી સમજ વગરના પ્રાણીને વિના કારણ ધર્મીષ્ટ મનાવવાનો દાવો કરાવનારાં થાય છે, સંસાર વધારનારાં થાય છે અને પરિણામે અત્યંત નુકશાન કરનારાં નીવડે છે. અન્યની પરીક્ષામાં મુશ્કેલી કહી તે ખરી છે, પણ તે સંબંધી એક વાત વિચારવાની છે: અન્યની પરીક્ષા કરવાની આપણને જરૂર શી? આપણો અધિકાર કયો? આપણે આપણી પોતાની પરીક્ષા કરીએ તો બસ છે, અને તેને માટે જુદાં જુદાં સાધનો છે, એ આંતરદશામાપકયંત્ર (inner berometer) નો ઉપયોગ કરી આપણું સંભાળીએ તો ઘણું છે. વિશિષ્ટ અધિકારીઓ અન્યને સંભાળી લેશે.'

**મુમુક્ષુ**:—'પણ ભાઈ! વ્યવહારમાં એમ તો કેમ ચાલે? આપણને ધાર્મિક તેમજ સાંસારિક બાબતમાં અન્યના સંસર્ગમાં તો આવવું પડે જ. આપણે કાંઇ હજુ સર્વ સંગ-ત્યાગ કર્યો નથી, તો પછી આપણે અન્યની પરીક્ષા કરવાના પ્રસંગો અને સાધનો લક્ષ્યમાં રાખવા જોઇએ.'

**પંથી**:—'તમે કહો છો તેવા જરૂરી સંવ્યવહાર માટે પરીક્ષા કરવાનાં ઘણાં સાધનો છે. આંતરદશા કેવી છે તે પ્રસંગે જણાઈ આવે છે. ખાસ કરીને રાગદ્વેષની પરિણતિ કેવી છે તે જોવાથી, જરા વધારે પરિચયથી સામાની પરીક્ષા થાય છે, પરંતુ એ પરીક્ષા છેવટની તો નજ હોઈ શકે. કારણકે કેટલાંક પ્રાણીઓ માયાના જોરથી છેતરપીંડીને (પરવંચનાને) પણ પરાકાષ્ઠા સુધી લઇ જઇ શકે છે. જરૂર પૂરતી પરીક્ષા કરવા માટે સામાની આંતર દશા તપાસવી, સંસારરસિકતા જોવી, સ્વાર્થ અને ત્યાગ વચ્ચે વિસંવાદ

આવે ત્યારે તે કયો માર્ગ આદરે છે તે તપાસવો અને બાકી તો પોતાનો જ બહુ વિચાર કરવો. કેમકે પોતાને માટે ઘણું વિચારવાનું છે, બહુ તપાસવાનું છે, ઘણો ખ્યાલ કરવાનો છે. અન્યની ચિંતા કરવાનો વખત (ટાઇમ) પણ નથી, ફુરસદ પણ નથી અને ખાસ કારણ વગર જરૂર પણ નથી. જીવનકાળ બહુ ટૂંકો છે અને કર્તવ્યો બહુ છે. આત્મોન્નતિ માટે બહુ કરવા જેવું છે, તેમાં પારકી પંચાત તે ક્યાં કરી શકાય? તમારું પ્રભાતનું પ્રેરક વાક્ય યાદ કરો.'

**મુમુક્ષુ**:—'ત્યારે તમને એમ લાગે છે કે આપણે આપણો પોતાનો જ વિચાર કરવો, અન્યની દરકાર કરવી નહિ, તેઓનાં સુખદુઃખ પર ખ્યાલ કરવો નહિ, તેઓને આપણી સાથે ચલન કરાવવાનો પ્રયત્ન પણ કરવો નહિ?'

**પંથી**:—'આપ મારા શબ્દો બરાબર સમજ્યા નથી અથવા જાણીને ખોટી રીતે ખેંચી જાઓ છો. મારા કહેવાનો ભાવાર્થ એ છે કે આપણે આપણા વિકાસ માટે ઘણું કરવાનું છે, તેથી અન્યની પરીક્ષા માટે બહુ સમય વ્યતીત કરવાની કે તદ્વિષયે ચિંતા કરવાની જરૂર કે અવકાશ નથી; બાકી અન્યને ચલન કરાવવા, તેઓ પર ઉપકાર કરવા, તેઓને વાસ્તવિક સુખી કરવા પ્રયત્નો કરવા, એ તો આપણા વિકાસનાં પ્રબળ સાધનો છે, આત્મા અમુક હદે ન પહોંચે ત્યાં સુધી જરૂરનાં છે, એટલું જ નહિ પણ અનિવાર્ય છે. સજ્જન પુરુષોની વિભૂતિઓ પરોપકાર માટે જ હોય છે.'

**મુમુક્ષુ**:—'ત્યારે તો આપણા અભિપ્રાયો તદ્દન મળતા આવે છે. મારું કહેવું પણ એજ છે કે આ ટુંકા જીવનમાં

અને તેટલો પરોપકાર કરવો અને લક્ષ્ય આત્મા તરફ—આંતર દશા તરફ રાખવું. હવે મારે તમને એક બીજી જ વાત પૂછવાની છે: તમે 'ચલન' અને 'સોવન'ને અંગે જે લંબાણુ વિચારો જણાવ્યા, તેની અંતિમ હદ ક્યાં આવે છે ? ક્યાં સુધી ચાલ્યા કરવું અને પછી શું ?'

**પંથી**:—'આપની વિચારણા ઘણી સુંદર છે. ચલનનો ઊલટો ભાવ સોવન (સુવાનું) નથી, પણ સ્થિરતા છે. ચલનને અંતે સ્થિરતા આવે ત્યાં ચલનની અન્તિમ હદ આવે છે, અને ચલનને અંતે 'સોવન' આવે ત્યાં માત્ર ટુંક સમય માટે ચલનનો અટકાવ છે, અને તે પસંદ કરવા લાયક નથી. સ્થિરતા અંતિમ સાધ્ય છે, જ્યારે 'સોવન' એ માત્ર બ્રેક છે. રેલ્વેના એંજીનને બ્રેક દરેક વખતે અટકાવે ત્યારે શું થાય છે અને સ્ટીમ (વરાળ) કાઢી નાખે ત્યારે તેનાં ચક્રોની શી સ્થિતિ થાય છે તે વિચારશો તો ચલન, સ્થિરતા અને સોવન વચ્ચેનો તફાવત ખ્યાલમાં આવી જશે.'

**મુમુક્ષુ**:—'આપની એ વાત તો સમજાણી, પણ એ રીતે ક્યાં સુધી ચાલ્યા કરવું અને પછી શું ? એ મારા પ્રશ્નનો જવાબ મળ્યો નહિ.'

**પંથી**:—'આપના એ સવાલનો જવાબ પણ આવી ગયો. અંતિમ સાધ્ય શાશ્વત સ્થિરતા છે, એ પ્રાપ્તવ્ય છે, એ પ્રાપ્ત થાય ત્યારે આત્માની સાથે લાગેલી સ્ટીમ તદ્દન નીકળી ગયેલી હોય છે, આત્મા સ્વત: શુદ્ધ સ્ફટિક દશામાં આવી જાય છે, અને પછી એ દશામાં કાયમ રહે છે. રેલ્વેના એંજીનમાં અને આત્મામાં પછી સામ્ય રહેતુ નથી. એંજીનમાં વળી ફરીવાર સ્ટીમ તૈયાર કરાય છે, પણ આત્માને સ્થિરતા

મળ્યા પછી સ્ટીમ ચઢતી નથી, એ એની સાધ્ય દશામાં સ્થિર રહે છે, પરમ શાંતિનો અનુભવ કરે છે અને સર્વ પ્રકારનાં સુખ, દુઃખ, પ્રપંચ અને રખડપટીને દૂર કરે છે. આ કાયમની સ્થિતિ છે, એને માટે ચલનો બહુ જરૂરી છે, માત્ર તે યોગ્ય પ્રકારના અને સાધ્ય તરફ લઈ જનારાં હોવાં જોઇએ.'

મુમુક્ષુ:—'એક બીજી વાત કરું: ચલનો તદ્દન અટકી જાય અને પછી તો બેસી રહેવાનું, એટલે એમાં મજા શી આવતી હશે ? મને તો ચલનોમાં એક જાતનો આનંદ આવે છે.'

પંથી:—'એજ સંસારરસિકતા છે. સ્થિરતામાં જે આનંદ છે, શાંતિ છે, સુખ છે, અવિનાશીતા છે, તેનો ખ્યાલ સંસારીજીવને આવવો અશક્ય છે, અને આખો વખત ચાલ્યા કરવામાં પણ શો આનંદ છે ? તમે ચલનોમાં મજા કરો છો તે તો તદ્દન સ્થૂળ છે અને ઘણીખરી મજા તો પૌદ્ગલિક છે. ખાવાપીવામાં, ઘરબાર વસાવવામાં, ઇન્દ્રિયના ભોગો ભોગવવામાં કે માનપ્રતિષ્ઠા મેળવવામાં તો જરાપણ દમ જેવું નથી. એને માટે ચલન થાય તેને તો આપણી વાસ્તવિક ચલનની વ્યાખ્યામાં સ્થાન પણ નથી. એવાં ચલનો તો આત્માને પાછાં પાડનારાં છે, અધઃપાત કરાવનારાં છે, સંસાર તરફ લઇ જનારાં છે. એ ચલનોને પરિણામે તો ક્ષણિકવાર ઉપર ઉપરના ભોગો મળે ત્યારે મન સુખ માને, બાકી એનો વિયોગ થાય એટલે મહા આંતર કષ્ટ થાય, મોટો કચવાટ થાય અને મન અવ્યવસ્થામાં પડી જાય. એવાં ચલનોનો તો વિચાર કરવો પણ ઉચિત નથી. વિશુદ્ધ

ચલનોનો વિચાર કરીએ તો એમ ને એમ ક્યાં સુધી ચાલ્યા કરવું ? ચાલ્યા કરવાનું જ હોય અને સાધ્ય ન હોય તો કોઇને તે પસંદ આવેજ નહિ. સૂઇ રહેવાની વાત તો ચલનની સરખામણીમાંજ ગમે તેવી છે, કામ કર્યાની આખરે સૂવું પસંદ આવે, બાકી માંદાને તેનો અનુભવ પૂછીએ તો સૂઇ રહેવામાં પણ કંટાળો જ છે. આથી આત્મસ્વરૂપમાં સ્થિરતા થાય તે સાધ્યે યોગ્ય ચલનો થાય તેમાં જ મજા છે અને એ સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે જ તેનો ખરો અનુભવ થાય તેમ છે.'

**મુમુક્ષુ**:—'ચલનો બે પ્રકારનાં છે, તે વાત તો સમજાય છે, પણ સંસારનાં ચલનો તરફ આત્મા કેમ પ્રેમ બતાવતો હશે ? સમજીને નુકસાન થાય તેવા માર્ગ ગ્રહણ કરનારને ડહાપણવાળો તો ન જ કહી શકાય ? '

**પંથી**:—'એ તો સ્પષ્ટ વાત છે. કષાય અને રાગ-દ્વેષની અસર તળે અને મોહનીય કર્મના પ્રબળ જોરથી આત્માની શુદ્ધ દશા તદ્દન અવરાઇ ગયેલી છે, અને તેને પરિણામે એવાં ચલનો સાધ્ય તરફ રહેવાને બદલે સંસાર તરફ થાય છે અને દુઃખના સંયોગોમાં ફેરવાઇ જાય છે. સંસારનાં ચલનો જો નીચે લઇ જનારાં ન હોય તો પ્રત્યેક દોડાદોડ કરનાર આખરે સ્થિર થઇ જાય અને તેથી વધારે દોડાદોડ કરનાર જલ્દી સાધ્યે પહોંચી જાય. આથી મને તો એમ લાગે છે કે સાધ્યને અનુલક્ષીને જે દોડાદોડ કરે છે તે સાધ્યને નજીક કરે છે, જે ભોગ માન કે મોહની ઇચ્છાથી કે અસરથી ચલનો કરે છે તે સંસાર તરફ જાય છે, સાધ્યથી દૂર જાય છે. આવી દોડાદોડી ક્યાં સુધી પાલવે ? બહુ

વિચારવા જેવું છે, ઘણું સમજવા જેવું છે. આપણા શરીર સામે જોઈને, શરીરની અંદર જોઇને, હૃદય–મગજની પરીક્ષા કરીને શુદ્ધ રસ પીવા લાયક છે.'

મુમુક્ષુ:—'ત્યારે સર્વ પ્રાણીઓ ડહાપણથી દોરાય છે એમ તો ન જ કહી શકાયને ?'

પંથી:—'નહિજ ! ઘણા પ્રાણીઓ રાગ દ્વેષ કે મોહની અસર તળે તદ્દન મૂર્ખાઇ ભરેલાં કાર્યો કરે છે, આત્માને પાછા હઠાડનાર માર્ગો આદરે છે અને બાળ જીવાને યોગ્ય વર્તન કરે છે. એમાં શુદ્ધ સાધ્યને માર્ગે માત્ર સાધ્ય-પ્રાપ્તિના એકજ અંતિમ સાધ્યથી, મન કે મોહની ગણના કર્યા વગર કાર્ય અંકિત કરનારા તો વીરલા જ નીકળે છે અને આ માર્ગ વીરલાઓ માટેજ છે, શૂરવીરો માટેજ છે. નરકમાં ખદબદ કરતા, ઝેરમાં લહેર માનનારા, વિષ્ટામાં લપટાઈ રહેલા માટે આ માર્ગ નથી. વીરનો માર્ગ વીરો માટે જ છે.'

મુમુક્ષુ:—'તમે વાત કરતાં પાછા અલંકારિક શબ્દોમાં ઊતરી જાઓ છો, ઝનૂનમાં આવી જાઓ છો. આપણે શાંત રીતે ચર્ચા કરવાની છે. મારે તમારી પાસેથી ઘણા વિચાર ચર્ચા દ્વારા જાણવા છે, સ્પષ્ટ કરવા છે. આપ આપણી વ્યવહારુ ભાષામાં જ વાત ચલાવવા કૃપા કરશો. આ ચલનના વિષયમાં મને બહુ મજા આવી છે. આપણે આવતી કાલે ગિરિરાજની યાત્રા કરશું ત્યારે ડારવીનનો વિકાસવાદ ( Theory of Evolution ) અને તમે કહેલા ચલન–સ્થિરતા અને સોવનમાં શો તફાવત છે અને સંસારરસિકતા અને સાધ્યલક્ષ્યમાં કેટલો અંતર રહેલો છે તે પર વિચાર કરશું. આપ જરા સર્વથી છૂટા પડી મારી સાથે ચાલશો ?'

પંથી:—'મેં અલંકારિક ભાષામાં વાત ન કરવા નિર્ણય જ રાખ્યો છે. છેલ્લા બે ચાર વાક્યો કહ્યાં તે સ્પષ્ટાર્થ વાળાં છે, છતાં તમે ચેતવણી આપી તે બહુ ઠીક કર્યું. આવા તત્ત્વચિંતવનના વિચારો અલંકારમાં ઊતારી દેતાં ઘણી વાર નકામી અવ્યવસ્થા અથવા અસ્તવ્યસ્તતા થઇ જાય છે, અથવા ખોટા વાદવિવાદ ઉત્પન્ન થાય છે. દૃષ્ટાન્તની તો જરૂર પડશે જ, દાખલા તરીકે મારે આજે એન્જીન-સ્ટીમ-બ્રેક વિગેરેની વાત કરવી પડી હતી, પણ ભાષા સાદી રાખવા પ્રયત્ન કરવાની જરૂર છે અને ચીવટ રાખવાથી તેમ થઇ પણ શકે છે. આપે ડારવીનના સિદ્ધાન્તને આગળ કરી જે વાત શરૂ કરી તે બહુ સુંદર છે. આપણે અનુકૂળતા પ્રમાણે કાલે તે વિષય પર વાત કરશું અને આ આત્મ-ચલનના વિષય પર તમારી સાથે વાત કરતાં મને પણ ઘણું જાણવાનું મળશે. આપણી સાથે જે ચર્ચામાં રસ લઇ શકે તેનેજ સાથે લેશું અથવા આપણે જૂદા જ ચાલશું. આ ભૂમિની શાંતિ આપણને ઘણો આનંદ આપે છે, મગજને પ્રફુલ્લિત બનાવે છે અને કેટલીક અંતરની ગૂંચવણોના નિકાલ કરાવી નાખે છે.'

આમ વાત ચાલતી હતી તેટલામાં પછવાડેના યાત્રાળુઓ આવી પહોંચ્યા. એક નાના ગામડાનું પાદર દેખાવા લાગ્યું, શ્રી પાર્શ્વનાથની જયઘોષણા ચારે તરફ થઇ રહી અને ગાડીઓના શબ્દની અંદર તેમજ ચાલનારથી ઊડતી ધૂળની અંદર અમારી વાર્તા શમી ગઈ. અમારે આ સ્થાન પર ખાવાનું હતું, તેથી તેને યોગ્ય તૈયારીઓ ચાલી અને ઉન્નતભાવનાભાવિત જીવો દેહચિંતામાં પડી ગયા.

જૈ. ધ. પ્ર. પુ. ૩૬. પૃ. ૮૨ } વિ. સં. ૧૯૭૬

# આ લેખકની અન્ય કૃત્તિઓ

—(૦)—

## શ્રી અધ્યાત્મકલ્પ-દ્રુમ

મુનિસુંદરસૂરિ રચિત. કર્ત્તાના જીવન ચરિત્ર, અધ્યાત્મની વ્યાખ્યા અને ઉપયુક્તતા, ચોપાઇ અને વિસ્તૃત વિવેચન સાથે. રૂા. ૨-૮-૦

## પંડિત વીરવિજય જીવન અને કૃત્તિઓ

તે પર ઉપલબ્ધ થયેલાં સાધનો દ્વારા વિવેચન. ૦-૨-૦

## શ્રી ઉપમિતિ ભવ પ્રપંચા કથા

ભાગ ૧-૨-૩. પ્રસ્તાવ ૧ થી ૮. ગુજરાતી ભાષાવતરણ. વિસ્તારથી નોટ વિવેચન સાથે. ત્રણે ભાગ મળી લગભગ પૃષ્ઠ સંખ્યા ૨૪૦૦. આખા સંસારને ચિત્ર રૂપે રજુ કરનાર, જ્ઞાનદર્શનચારિત્ર-રત્નત્રયથી ભરેલ અસાધારણ તત્ત્વજ્ઞાન અને નીતિ દર્શાવનાર અપૂર્વ ગ્રંથ. ત્રણે ભાગની કિં. રૂા. ૯-૮-૦

## શ્રી સિદ્ધર્ષિ

શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથા ગ્રંથનું મહત્વ, ગ્રંથકાર શ્રી સિદ્ધર્ષિગણિનું જીવનવૃત્ત અને દશમી શતાબ્દમાં જનતાની પરિસ્થિતિ દર્શાવનાર ઉપોદ્‌ઘાત રૂપે યોજાયેલ ગ્રંથ. મૂલ્ય રૂા. ૩-૦-૦. શ્રી ઉપમિતિ કથા ભાષાંતરના ત્રણ ગ્રંથો અને આ ગ્રંથને સાથે લેનારને રૂા. ૧૦) પડે છે.

## શ્રી શાંત સુધારસ

વિનયવિજય ઉપાધ્યાયકૃત બારભાવના, મૈત્રી, પ્રમોદ, કરૂણા તથા માધ્યસ્થ્ય પર વિસ્તારથી વિવેચન. ગ્રંથકર્ત્તાના ચરિત્ર સાથે. બે વિભાગમાં પ્રત્યેક વિભાગનો રૂા. ૧–૦–૦

## વ્યવહાર કૌશલ્ય

ભાગ ૧–૨. સો લેખોનો સંગ્રહ. પૃષ્ઠ ૨૦૦ બન્ને વિભાગની સાથે કિંમત રૂા. ૦–૬–૦

## આનંદઘન પદ્ય રત્નાવળી

શ્રી આનંદઘનજી ૫૦ પદ પર વિવેચન અને લેખક યોગીનું ચરિત્ર અને તે પર વિચારણા. હાલ અનુપલબ્ધ. રૂા. ૩–૦–૦

## જૈન દૃષ્ટિએ યોગ

યોગની ભૂમિકા પર વિવેચન. આઠ દૃષ્ટિ. હેમચંદ્રાચાર્યાદિનાં યોગસ્થાનો. વિભાગ પ્રથમ ૦–૮–૦



ઉપરનાં સર્વ પુસ્તકો ઉપર ટપાલ કે રેલ્વે પાર્સલ ખર્ચ અલગ સમજવું.

એ સર્વ ગ્રંથો શ્રી જૈનધર્મ પ્રસારક સભા ભાવનગર અને પ્રસિદ્ધ બુકસેલરોને ત્યાં મળે છે.



